૪૫૦૦

# પોરોજા.

## એક પારસી સંસારી વારતા.

("જામે જમશેદ" માં તા૦ ૧૬ મી જુન ૧૮૯૦ થી તા૦ ૯ મી ફેબરવારી ૧૮૯૧ સુધી દર સોમવારે પ્રગટ થયલી.)

---

રચનાર—અરદેશર બેહરામજી પટેલ,

તે અસલાજી, તકદીરની તાસીર, સુધરેલી શીરીન, નવીબાઇ વીરૂધ જુનીબાઇ, વગેરે ખેલો તથા દુખીયારા દારાબ અને દીની, સાવીત્રીબાઇ અને સીતારામ, ગાફેલ ગુલેસતાનબાનું, વગેરે વારતાઓનો કરતા.

---

મુંબઇ:

જામે જમશેદ સ્ટીમ પ્રેસમાં,

મીસીઅર્સ જાંહાંગીર બી૦ મરઝબાનની કું૦ એ છાપ્યું છે.

---

૧૮૯૧.

# દી બા ચો.

"જામે જમશેદ" માં દર સોમવારે પ્રગટ થયલી મારી "અદના" કલમથી લખાયલી વારતાઓમાં છેલ્લી વારતા **"પીરોજા"** એ વધારે ધ્યાન ખેંચવાથી, એક પુસ્તકના આકારમાં એ વારતા બાહેર પાડવાની મને ઉલટ થઇ છે. હું કાંઇ "નોવેલીસ્ટ" માં ખપવાનો સેજબી દાવો કરી શકું નહીં. મારી આ વારતા તો "The day will come" નામની ઇંગ્રેજી નાવેલને આભારી છે, જો કે કોઇબી વાંચનાર એ ઇંગ્રેજી વારતા વાંચવા પછી **"પીરોજા"** માં મોટો ફેરફાર તુરત જોઇ શકે. વધુ બોલવા કરતાં વાંચનારની મુનસફીનેજ આ પુસ્તક અર્પણ કરૂંછું.

**અ૦ બે૦ પટેલ.**

જામે જમશેદ આફીસ,

મુંબઇ, તા૦ ૨૦ મી ફેબરવારી ૧૮૯૧.



# પીરોજા.

## પ્રકરણ ૧.

### વારતાનો શરૂઆત—સોલાઈનાનું કુટુંબ.

મેહેલાશાહ પેશોતન સોલાઈના મુંબઈમાં એક આબરૂદાર સારૂં માન ધરાવનારા તથા બોહોલી ઘરાકીવાલા માતબર વકીલ હતા. તેવંણુનાં બાપદાદા કાંઇ મુંબઇ શેહેરમાં જાણીતા ન હતા. એ બાપદાદાને આ શેહેરમાં થોડાઓજ ઓલખતા હતા, પણ મેહેલાશાહ પોતાની મેહેનત તથા બાહોશીથીજ આ શેહેરમાં આગલ વધયા હતા. તેવણનુ કુટુંબ સુરત શેહેરમાં આગલ વસતું હતું. બાવા પેશોતન અસલ રીત મુજબ સુરતી કીનખાબનો ધંધો સુરતમાં કરતા હતા અને તેમાં બે પઈસા કમાઈ પોતાનાં કુટુંબ સાથ કાંઇ મોટી હાજતો વગર સુખ અને સંતોશમાં દાલ રોટલી જમતા હતા. પેશોતનનું કુટુંબ મોટું હતું, જે કુટુંબમાં મેહેલશાહ તો તરીજા દીકરા હતા.

મેહેલાશાહે પોતાની નાની વયથીજ સારી ચબરાકી બતાવેલી હોવાથી પોતાનાં કુટુંબનાં વડાઓનો સારો ચાહ પોતા તરફ ખેંચયો હતો. મેહેતાજી દુરગારામ જવાન મેહેલાશાહની બાહોશી જોઇ બહુ હરખાઇ ગયા હતા અને પેશોતનને વારંવાર ભલામણ કરતા હતા કે "ભાઇ, તારા આ દીકરાને મુંબઇની સોસાયટી સકુલમાં માકલ, કારણકે જરૂર એ છોકરો મોટું નામ કહાડવા વીના રહેનાર નથી."

મેહેતાજી દુરગારામની આવી વારંવારની સલાહથી પેશોતન ઉપર કાંઈ અસર થતી ન હતી, કારણ કે તેવણ એટલોજ જવાબ આપતા કે "મેહેતાજી સાહેબ, આજે જમાનાઓ થયાં બાપીકો ધંધો અમારૂં કુટુંબ ચલાવતું આવયું છે અને હું બુઢાપામાં દીકરાને મુંબઈ મોકલી બાપદાદાનાં નામને શું ખરાબ લગાડું? નહીં, શેઠ નહીં, દીકરો લખતાં વાંચતાં શીખયો છે એજ ગણીમત છે. મારી સાથે દુકાને લગાડી દઇશ, જેથી રોટલા જરૂર કમાવાની આશા રહેવાની. મેહેતાજી શેઠ, મુંબઇમાં છોકરાઓ જઇને બગડી જાય છે તે શું તમે નથી સાંભલયું?"

આ પાણીએ કાંઈ દાલ ચરે નહીં એવું જોઇ મેહેતાજી દુરગારામે પોતાની એવી ભલામણ પેશોતનને કરવાનું છોડી દીધું, પણ તેવણ બહુ પરમાણીક નીશતાના દુરઅંદેશ ઉશતાદ હોવાથી અને સુરતીઓમાં ઉંચી કેલવણીનો ફેલાવો થયલો જોવાની મોટી ખાહેશ રાખતા હોવાથી, આવું સારૂં ભવીશ બતાવનારા છોકરા મેહેલાશાહને વધુ કેલવણી લેવાની તક આપવા માટે પોતાની કોશેશ છોડી દીધી નહીં.

પેશોતનના વડા ભાઇ મેનાભાઇ સોલાઇના જો કે બહુ ઊમરે પુગેલા હતા, તોબી પેશોતન કરતાં વધારે છુટા વીચારો ધરાવતા હતા અને મેહેતાજી દુરગારામ ઊપર તેવણનો પુરતો વીશવાસ હતો. મેહેતાજીએ મેનાભાઇ આગલ છોકરા મેહેલાશાહ વીશેનો વીચાર જાહેર કરયાથી, એ બુઝરગ શેઠે પોતાના નાના ભાઇને બોલાવી મંગાવી મજબુત તાકીદ કરી કે "આવા બાહોશ છોકરાનો ભવ કાંય દુકાનનાં પાટયાં ભાંજવામાં બાલી નાખવા માંગે છે? મુગો મુગો એને મુંબઇમાં આપણા ખેશી ભુરાભાઇના હસતક તલે મોકલ, જેવણના ઘરમાં રહી "સીસોટી" માં કેલવાઈને કાબુ થઇને એ દીકરો તારા બુઢાપામાં તને વધારે સુખી બનાવશે. જા પેશોતન, તારાથી નહીજ બનતું હોય તો એને શીખવવાનો સઘલો ખરચ હું આપીશ"

વડા ભાઇને પેશોતન સદા માન આપતા હતા અને તેવણનો સખુન કદી પાછો ફેરવવામાં આવતો ન હતો, માટે પોતાનાં ધણીયાંણી અભાઇજીએ રડીને ઘરમાં કેટલાક દીવસવેર મોહડું ગોધયારૂં કરી દેવા છતાં, તેવણને પતાવી સતાવીને પેશોતને આખરે પોતાના આ ચંચલ તરીજા બેટા મેહેલાશાહને મુંબઈમાં વધુ કેલવણી લેવા માટે મોકલયો.

મેહેલાશાહ જાતે બહુ ચબરાક હતા અને તે સાથ સુરતમાં એકાંત જીંદગી ગુજારેલી હોવાથી મુંબઇની મોજશોખમાં ન પડતાં તેવણ ઉમંગથી અભયાસ પાછલ મંડી ગયા. એલફીનસટન ઈનસટીટયુશનમાંથી "વેસટ સકાલર" નું માન મેલવયું, ઉસતાદોની મોટી સાબાશી મેલવી અને પોતાના એક મેહેરબાન પરોફેસરની સલાહથી ધારાનો અભયાસ કરવા માંડયો, જે અભયાસમાંબી તેવણ ચીત લગાડીને રોકાયલા હતા. આખરે વકીલની પરીક્ષા તેવણે પસાર કરી જેથી તેમનાં માબાપનાં હઇડાં બહુ હરખાઇ ગયાં અને બુઝરગ મેનાભાઈએ પોતાનાં મરણની અગાઉ, પોતાની સલાહનાં આવાં સારાં પરીણામ માટે, પેશોતન અને તેવણનાં અભાઇજીનો ઉપકાર સાંભલવાનો સંતોશ લીધો.

મેહેલાશાહને તે વખતના રેવાજ મુજબ તેમના બાપે પોતાના એક દારૂવાલા મીતરની દીકરી કેડે બચગીમાંથીજ પરણાવયા હતા. આ દીકરી નાજાંબાઇ બહુ ખુબસુરત હતી, જેણીને લઇને મેહેલાશાહે મુંબઇમાં આવી જુદું ઘરબાર માંડી વકીલનો ધંધો ચલાવવા માંડયો. તે વખતે યાને ઈ૦ સ૦ ૧૮૫૩ ને આશરે મુંબઇમાં થોડાજ દેશી વકીલો હતા, જેથી મુકદમા ચલાવવા માટે દેશીઓને બહુ અડચણ પડતી હતી. ઇંગ્રેજ વકીલોને ત્યાં મોટી ફી આપી તેઓને જવું પડતું હતું અને ઘણાખરા દેશીઓ ઇંગ્રેજી ભાશાથી બેનસીબ હોવાથી જંગલા વકીલને પોતાનો મુકદમો સમજાવવાની વધારે મુશકેલીઓ પડતી હતી. એવા વખત-

માં મેહેલાશાહ જેવા એક બાહોશ વકીલ બાહેર પડયાથી તેવણુનો પુરતો લાભ લેવામાં આવયો હતો અને બે વરસની મુદતમાં મેહેલાશાહ બહુ બોહોલી ઘરાકી મેલવવા લાગા.

નાયગામ ખાતે તે વખતે "કારા બંગલા" ને નામે એક મોટો બગીચો એક આગલા જાહોજલાલીવાલા પણુ ઉડાઉ ખરચોથી પાયમાલીમાં આવેલાં કુટુંબની યાદ આપતો હતો. આ મોટા બગીચાની પાડોશના એક નાના પણુ સારી સગવડવાલા બાગ સાથનાં મકાનમાં મેહેલાશાહ રહેતા હતા. જેમ તેવણુનો વખત આબાદ થતો ગયો તેમ તેવણે એ મકાંન પોતે ખરીદી લીધું. તેવણુને તયાં પેહેલાં એક બેટીની વરધી સને ૧૮૫૪ નાં વરસમાં થઇ હતી, જે બેટી પછી બીજેજ વરસે એક બેટાનો જનમ થયો હતો અને દોઢ વરસ રહી નાજાંબાઈએ એક બીજા બેટાની પણુ તેવણુને નવાજેશ કરી હતી. પોતાની વધતી જતી આબાદી સાથ આવાં અતી ખુબસુરત ફરજંદોની વરધી પોતાને તયાં થતી જોઇ મેહેલાશાહ પોતાને બહુ સુખી સમજતા હતા, અને ખુશાલીમાં એકાદ વરસ રહીને "કારા બંગલા" વાલો બગીચો પાણીને મુલે યાને ૩૮૦૦૦૦ ની કીમતે તેવણે ખરીદયો હતો.

આ "કારો બંગલો" ખરીદીને તેમાં ઘટતો ફેરફાર કરાવી તે વખતના ટેસટને અનુસરતું સારૂં ફરનીચર તેમાં ગોઠવાવી તેવણુ પોતાનાં કુટુંબ સાથ તયાં રહેવા ગયા. પણુ આ નુવો બંગલો જાણે તેવણુને ફલયો નહીં હોય, તેમ થોડા વખતમાં છ છ માસને આંતરે તેવણુનાં બે વાહાલા બેટાઓ વાત કરતાંજ ઉપલયાંથી સેહેજ દીવસની માંદગી ભોગવી મરણુ પામયા હતા. સુખ અને આબાદીની ખુમારીમાં આ ખુશાલ જોડાંને આ જબરો ફટકો લાગો હતો દુનયાદારી તેઓને મનસે બહુ અકારી થઈ પડી અને મોહોરદાર તથા ખાવીંદ ઝારઝાર બહુ રડવા લાગાં કે પઇસા ટકાનું સુખ કીરતારે આપીને બચ્ચાં છોકરાંનું સુખ તેઓ પાસેથી છીણવી લીધેલું લાગે છે. આ

વીચારથી તેઓ એવોજ ખયાલ રાખતા હતા કે બાકી રહેલી દીકરી પીરોજાબી કાંઈ જીવે નહીં. એવા ખયાલને લીધે પીરોજા ઉપરનું તેઓનું હેત બહુ વધી ગયું અને શું ખાવીંદ કે મોહોરદાર તેણીને પોતાથી એક ઘડી બી વીસી મેલતાં ન હતાં.

પણ ઇશ્વરની કરાંમત આગલ બંદાનું કાંઇ ચાલતું નથી, તેમ આ માબાપે પોતાની એકપુરી બેટીની જીંદગી માટે ચીંતા રાખવા છતાં, તેણી તો વખતના વહેવા સાથ વધારે પુખત તનદરોસતીવાલી અને સારા બાંધાની ખુબસુરત જવાન નાર બનતી ગઇ, જેથી મેહેલાશાહ અને તેવણુનાં મોહોરદાર, પોતાના પાછા થયલા બેટાઓનો ગમ રફને રફતે વીસરવા લાગાં અને સગાંવહાલાંઓને તથા દોસતઆસનાઓને વારંવાર પોતાના અતી સુંદર બગીચામાં નોતરી તેઓની અછી પરોણાગત કરવા લાગાં.

મેહેલાશાહના કુટુંબના અતી અતલગના મીતર મંડલમાં તેવણુના પ્રીય પાડોશી સોરાબશાહ નવરોજી દોલીશેઠનાનું કુટુંબ મુખય હતું. સોરાબશાહનું કુટુંબબી નાયગામખાતેજ એક સુંદર બંગલામાં, કાલા બંગલાથી સેહેજ દુર રહેતું હતું અને આ બે કુટુંબો વચે બહુ અતલગનો ઘરોબરો પડયો હતો.

મેહેલાશાહ તેમજ તેવણુનાં મોહોરદાર નાજાંમાય—જેવણુ નવાજબાઇ ઉપરથી હવે નાજાંમાયને નામે ઓલખાતાં હતાં—ની એક મુખય નબલાઇ એ હતી કે, પોતાની પાસ પુરતા પઇસા ટકા હોવા છતાં ઉંચાં કુલના તેઓ ગણાય નહી એ વીચારથી તેઓ બહુ મુજાતાં હતાં, જોકે તેઓ જેવાં સમજુ બાહોશ જોડાંએ કદીબી એવો સંતોશ તો લીધો ન હતો કે, કાપડની દુકાન રાખનારાં તથા દારૂનું પીઠું રાખનારાં કુટુંબોમાંથી તેઓ ઉતરેલાં હતાં, તોબી એ કુટુંબો બહુ આબરૂદાર, પરમાણીક અને સેહેજબી કલંકથી નીરાલાં હતાં.

મેહેલાશાહ તથા નાજાંમાયની એવી નબલાઇને લીધે તેઓ ઉંચાં કુલોમાં ઘરોબરો વધારવાને મોટો શોખ રાખતાં હતાં અને દોલીશેઠના કુટુંબ સાથના એવા અતલગના ઘરાબરાથી તેઓની એ ખોટી ફીશયારીને સારી ટાઢક મલતી હતી.

સોરાબશાહ દોલીશેઠનાનું કુટુંબ બહુ કદીમ નોખમનું હતું અને એ કુટુંબના વડવાઓએ પોતાની કોમની હાજતો માટે વખતે વખત આગેવાની લીધેલી હોવાથી, પારસીઓમાં સારોમરતબો ધરાવતું હતું. સોરાબશાહ વેપાર વનજમાંથી રીટાયર થઇ નાયગામ ખાતે પોતાના બંગલામાં પોતાની માહોરદાર મેહેરમાય તથા એકપુરા બેટા નવલ સાથ બેપઇસે સુખી જીંદગી ગુજારતા હતા. તેવણુની બે બેટીઓ સારે ઠેકાંણે પરણી બચરવાલ થઈ હતી. સોરાબશાહ કાંઈ મેહેલાશાહના જેટલા દોલતમંદ ન હતા, તોપણ તેવણ કોઇબી રીતે હાજતમંદ તો હતાજ નહી. એ બેઉ કુટુંબો વચે વધુ ઘરોબરો પડવાથી, નજદીક દરરોજ એકમેકના બંગલામાં આવન જાવન થવાથી, નવલ અને પીરોજા વચે બાલવયથીજ સારી મીતરાચારી બાઝી હતી અને દરરોજ તેઓ સાથે મલતાં હોવાથી એ બાલવયની દોસતી જવાનીમાં વધારે ઘાડી થઇ હતી.

નવલ પોતાના બાપનો બે બેટીઓ સાધ એકપુરો બેટા હતો, તોબી કોઈબી રીતે ખોટા લાડથી બગડી ગયો ન હતો. શીખવા ભણવામાં તેણે સારો શોખ બાલવયથીજ બતાવયો હતો અને એલફીનસટન સકુલમાંથી પસાર થઇ તે ગોવાલયા તલાવ ખાતેની એલફીનસટન કાલેજમાં દાખલ થયો હતો. કાલેજમાંથી સાંજના ઘર આવતાં તેની દરરોજની મુખય ઉલટ પીરોજાને ભેટવાની હતી અને પીરોજા પણ પોતાના માનીતા નવલને એક દીવસ ન જોય, તો જાણે બેચેન જેવી જણાતી. એ મુજબ નવલ તથા પીરોજા વચેની બાલવયની મીતરાચારી નીરદોશ પયારના મજબુત ગાંઠમાં વીટલાઇ હતી. બેઉનાં માબાપ સારાં નીતીમાન હોવાથી તથા પોતાનાં એ

ફરજંદો ઉપર સારી દેખરેખ રાખતાં હોવાથી, એ નીરદોશ અરસપરસના પયારને આડે રસને ખીલવાની જોગવાઈ મ ળીજ ન હતી.

મેહેલાશાહ તેમજ સોરાબશાહ બેઉ સમજતા હતા કે તેઓનાં વહાલાં ફરજંદોના એ પયારનું સેવટ લગનના પવીતર ગાંઠમાં આવવાનું અને એ વીચાર તેઓ બેઉની લાગણીને તેમજ મેહેલાશાહનાં ધણીયાંણીની ખાહેશને અનુસરતો હતો. દોલીશેઠના મોટાં કુટુંબના નવલ જેવા કેલવાયલા બહુ અછી વરતણુકના જવાનયા સાથ તેઓની એકપુરી બેટીનાં લગન થાય, તે કરતાં તેઓની બીજી વધારે મોટી ઉમેદ શું હોય? નાજાંમાય તો નવલના સંબંધમાં એ છોકરાની બાલવયથીજ આવેલાં હોવાથી, તેની સારી વરતણુક જોઇ તેને પોતાના દીકરા સમાન તે નાનો હતો તયારથીજ ચાહતાં હતાં અને પોતાના ખાવીંદને નવલ આઠ નવ વરસનો હતો તયારથીજ કહેતાં હતાં કે એને આપણો દીકરો કરી લઇશું. બીજી તરફથી સોરાબશાહ તથા તેવણનાં મોહોરદાર જાણતાં હતાં કે, પીરોજા પોતાનાં માબાપની એકપુરી તેમજ બહુ ખુબસુરત સારી વરતણુકની અને બહુ માયાલુ તાબેદાર ખવાશની દીકરી હતી, જે ઉપરાંત પોતાનાં માબાપની તરણ ચાર લાખની દોલતની વારસ હતી; જેથી પોતાનો દીકરો એવી દહલાવાલી સુંદર મોહોરદાર પામે તેથી તેઓનાં હઇડાં હરખાયા વગર રેહે નહી.

એ મુજબ બેઉ કુટુંબોએ મનમાં ધારી રાખયું હતું કે નવલ કાલેજમાંથી બહાર પડવા પછી તે ૨૨ વરસની ઉમરનો થાય—પીરોજા તેનાથી એક વરસ નાની હતી—કે તેઓનાં લગન મોટી ધામધુમ સાથ કરી બેઉ માબાપે પોતાના આ વાહલાં ફરજંદોને સુખી જોવાની ભલાઈ લેવી.

પણ માણસની સઘલી મુરાદ કાંઈ પાર પડતી નથી. નવલનું ૨૧ મું વરસ પસાર થવા પછી મે મહીનાના એક

સખત ગરમીવાલા દીવસની રાતના બીચારા સોરાબશાહને એકાએક કાલેરા થઇ આવયો અને તેવણુ જાણે "પાણી પીવા પણ ઉભા રહયા નહી", એટલે કે બે તરણ કલાકમાં તેવણનો વહાલો જાન પેલી જહાનમાં કુચ કરી ગયો. સોરાબશાહના આવાં અચબુચ મરણથી બેઉ કુટુંબમાં અસાધારણ મોટી ગમગીની ફેલાઇ હતી અને બાચારાં મેહેરમાય તો ગાફેલ જેવાં બની ગયાં હતાં. પણ નવલ બહુ શયાણો હતો, તેણે જોયું કે કુટુંબની સઘલી નગેહબાની જુવાન વયમાંથી તેના હાથમાં આવીછે, જેથી પોતાનાં વહાલાં માતાજી તથા બેઉ પરણેલી બેનોને પુરતો દીલાસો દઇ, પોતાના દુખી માતાજીનો જીવ વેરાવા માટે મેહેલાશાહનાં કુટુંબને દરરોજ પોતાના મકાનમાં આવવાની ગોઠવણ કરી આવયો.

જેમ દુનયામાં ચાલતું આવયું છે તેમ નવલની આવી સારી સમજથી સોરાબશાહનાં મરણનો ગમ વીસરાવા લાગો અને તે મરણને ૧૫ માસ વીતવા પછી આગલી મુરાદ મુજબ નવલ અને પીરોજાનાં લગન જલદીથી કરવાનું નકી થયું અને તેનો દીવસબી ગોઠવવામાં આવયો, જો કે આગલી ખાહેશ મુજબ મોટી ધામધુમ માંડી વાલવાની ગોઠવણ કરી હતી.

પીરોજા કેટલીકવાર કલપીત ખયાલો ધરાવતી હતી તથા કેટલાંક વારતાનાં પુસતકો વાંચેલાં હોવાથી, પોતાના વાહલા નવલ સાથનાં લગનનું સુખ શરૂઆતમાં પુરતું મેલવંવા માટે તેણીને એવો શોખ થઇ આવયો હતો કે ઇંગ્રેજોની માફક લગનની ક્રીરયા પુરી થતાંજ "હનીમુન" કરવા પોતાના ખાવીંદ સાથ જવું. પોતાની એકપુરી વાહલી બેટીના સઘલા શોખો પુરા પાડવાને તેણીનાં માબાપ સદા ખાહેશ રાખતાં હતાં, જેથી તેઓએ તુરતજ એ માગણી કબુલ રાખી તેણીને સુચના કરી કે મહાબલેશ્વર, માથેરાન, ખંડાલા યા એવી કોઇબી શીતલ ટેકડી ઉપર તેણીએ પોતાના

ખાવીંદ સાથ સુખેથી જવું અને તેઓ બંગલા વગેરેની સઘલી ગોઠવણ કરાવી આપશે.

પણ પીરોજાને "હનીમુન"નો ખયાલ બીજોજ હતો. પોતાના પીતાના મોટા "કારા બંગલા"ની પાડોશના જે નાનાં મકાનમાં તેણીનો જનમ થયો હતો, તેજ નાના બંગલામાં તેણી પોતાના "હનીમુન"નો વખત ગુજારવા માંગતી હતી અને તેણીની એવી ખાહેશનેબી માબાપ તેમજ નવલ ખુશીથી કબુલ થયાં, જેથી તે નાનાં મકાનને વધુ ઝડપથી અછી રીતે સણુગારવામાં આવયું હતું અને પઇસાની રેલછેલ જેટલી સુખ સગવડો આપી શકે તે સઘલું તયાં પુરૂં પાડવામાં આવયું હતું.

નવલ તથા પીરોજાની માતાએ એક શુભ દીવસ જોવડાવી તે દીવસે, ઉપર જણાવયું તેમ, કાંઇ મોટી ધામધુમ વગર પોતાનાં આ અતી વાહલાં ફરજંદોના લગન "કારા બંગલા"માં કરાવી આપયાં હતાં. આશીરવાદની ક્રીયા પુરી થયા પછી આ હરખાયલું જોડું પોતાનાં માબાપને પગે પડી તેઓના આશીરવાદના સખુનો સાંભલી બીજા અતલગના મીતરોને ભેટવા મંદી ગયું. પીરોજાએ પોતાના પીતાના કાકાના દીકરા મનજીભાઇ સોલાઇનાના ચાલાક દીકરા બરજોરને દુરથી એક કોચના ખુણા ઊપર બેઠેલો જોયાથી, પોતાના પતીના કાનમાં થોડુંક કહીને બરજોર આગલ નવલને લઈ ગઇ. હસતે મુખડે તેણીએ પોતાના એ બેશીને જણાવયું "ભાઈ બરજોર, મેં સાંભલયું હતું કે તમો તો તબીબની સલાહથી ગયા સોમવારના મહાબલેશ્વર જનાર હતા, પણ મારાં લગનમાં હાજર થવા માટે તમો ચાર દીવસ થોભયા છો, તે માટે હું તમારી બહુ આભારી થઇછું."

બરજોરે જવાબ આપયો "બેન, મારી એવી ખાહેશ હતી કે આશીરવાદની ક્રીયા પુરી થવા પછે હું તમોને મારી

તરફની મુબારકબાદી આપવામાં પેહેલો બાહેર પડું. સારાં નસીબે મારી એ ખાહેશ તમોએ પોતેજ હીયાં આવીને પાર પાડી આપીછે અને તેથી ચાર દીવસ વેહેલો મહાબલેશ્વર નહી ગયો તો શું મુજાકો! પીરોજા, દસતુર જામાસપજીએ તમોને દીધેલા આશીરવાદો હરેફ હરફ પાર પડે અને તમો જુગ જુગ જીવો એવી મારીબી અંતઃકરણની દુવા છે." આ સખુનો બોલતાં બરજોરના મોહોડાં ઊપર ચઢી આવેલી લાલી પીરોજાએ બરાબર નીહાલીને જોઇ હતી અને તે માટ તેણીનેબી કેટલુંક લાગું હતું.

પીરોજાના પીત્રાઇની આવી સારી લાગણી જોઇ નવલે ઉપકાર માની જણાવયું "ભાઈ બરજોર, જયારે ચાર દીવસ તોડી પાડયા છે તયારે તો એક દીવસ વધુ થોભી. કાલે રાતના અમારે તયાં ખાણું લેવા આવવાની તસદી લેશો તો વધુ ઉપકાર થશે."

બરજોરે જવાબ આપયો "તમારો ઉપકાર થયો, પણ આવતી કાલે સવારની ૭ વાગાની તરેનમાં હીયાંથી ઉપડી જવાની મેં સઘલી ગોઠવણ કરી છે. પાછો ફરવા પછે તમારી મેહેરબાનીભરી પરોણાગતનો ખુશીથી લાભ લઈશ."

પીરોજા તથા નવલે બેઉએ જવાબ આપયો "અમારા મકાનમાં ગમે તયારેબી તમો આવશો તો મુબારક છો."

એ પછી નવલ અને પીરોજા બીજા મીતરો તથા ખેશીઓની મુબારકબાદી મેલવવામાં રોકાઈ ગયાં અને કોઇ જોતું નથી એવી તક સાંધીને ખાણું લીધા વગર બરજોર "કારાબંગલા"માંથી નીસરી ગયો, કારણકે જમવાની જેમ તેને રૂચી ન હતી તેમ કોઇનીબી સાથ વાત કરવાને પણ તેને ગમતું ન હતું. એવું તેનું મગજ વીચારમાં રોકાઇ ગયું હતું.

મનજીભાઇ સોલાઈના મેહેલાશાના કાકાના દીકરા થતા હતા, જેમની મુંબઈમાં મોટી સુરતી કાપડની દુકાન હતી અને રફતે

રસ્તે તેવણે ચીનાઇ કાપડ પણ વેચવા માંડી પોતાનો વેપાર વધારી મેલયો હતો. મનજીભાઇને પેટે આ બરજોર તથા એક બીજા બેટા સોરાબ ઉપ્રાંત બે બેટીઓની વરધી થયલી હતી. બરજોરને તેવણે બહુ સારી કેલવણી આપી હતી. એલફીનસટન કાલેજમાં બરજોરે અભયાસ પાછલના પોતાના ખંતથી પોતાના ઉસતાદોનો સારો ચાહ મેલવયો હતો અને કાલેજ છોડયા પછી બાપે પોતાની પેઢીમાં તેને એક ભાગયા તરીકે દાખલ કરયો હતો, જેથી મનજીભાઇનેબી બહુ સારી સગવડ થઇ પડી હતી. આ બરજોર વીશે આગલ ચાલતાં આપણને વધારે બોલવું પડશે.

---

## પ્રકરણ ૨.

## મનજીભાઇનું કુટુંબ—પીરોજા તથા નવલનાં લગનનુ હનીમુન.

મેહેલાશાહ સોલાઇનાના કાકાના દીકરા મનજીભાઇ મેનાભાઇ સોલાઇના તથા તેવણના દીકરા બરજોર વશે પેહેલાં પ્રકરણમાં આપણે થોડુંક બોલયા છીયે અને હીયાં વાંચનાર સાથ તેઓની વધુ પીછાણ કરાવવી જોઇયે. મનજીભાઇની કોટમાં સુરતી તથા ચીનાઇ કાપડની મોટી દુકાન હતી, જે દુકાન સારી આવક તેવણને કરાવી આપતી હતી, જે આવકમાંથી તેવણ પોતાનાં ચાર ફરજંદોનાં કુટુંબ સાથ ગીરગામ ખાતેના એક કુશાદે બંગલામાં સુખી હાલતમાં રેહેતા હતા. તેવણે પોતાના દીકરા બરજોરને બહુ સારી કેલવણી આપી પોતાની પેઢીમાં ભાગયા તરીકે દાખલ કરયો હતો અને બરજોર પેઢીમાં દાખલ થયા પછી તેની ખંતથી ચીનાઇ કાપડનો ખપ એ દુકાનમાં બહુ સારો જાગયો હતો. બીજો દીકરો સોરાબ કાલેજમાં કેલવણી લેતો હતો અને મનજીભાઇનો

વીચાર હતો કે તેને વકીલ બનાવવો, કે જેથી તેબી કદાચ મેહેબાશાહની માફક ચાર પઈસે સુખી થઈ જાય. મનજીભાઈનાં માહોરદાર ૧૦ વરસ થયાં બેહેસતનશીન થયાં હતાં અને મોહોરદારનાં મરણ પછી પાછો પરણવાનો વીચાર ન કરતાં, તેવણ દુકાન ઉપરથી દરરોજ જલદીથી ઘેરમાં પાછા ફરી પોતાની બે બેટીઓ ગુલાં તથા ખરશેદબાઈની પાસેજ રહેતા હતા, જે નાની બેટીને લાડમાં તેવણે ખટી કરી નામ આપયું હતું. ગુલાંની ઉંમર ૨૦ વરસની તથા ખટીની ઉંમર ૧૮ વરસની હતી અને મનજીભાઈની કેટલાંક વરસો થયાં ખાહેશ હતી કે તેણીઓનાં માથાં પોતાની હઈયાતીમાં ઘોઈ નાખવાં.

તેવણ વારંવાર પોતાના મનસે વીચાર કરતા કે "કાલ કેવી છે તે કોણ કહી શકશે? માણસો બોલ બોલતામાં પ્રાણ છોડી દીયે છે અને તેમ કાલ ઉઠીને હું મરી ગયો, તો મારી આ બે કાચી કુમારી દીકરીઓનું શું થાય? વલી સુધારાને નામે નવા નવા ઢોંગો દાખલ થાય છે, જેથી સારૂં માઠું જોવાને નકામાં બેસી રહેવા કરતાં સારી ચાલચલણના આપુસઈ ગરીબ મધયમ હાલતના છોકરાઓ સાથ એ દીકરીઓનું થઈ જાય, તો મારે માથેથી મોટો બોજો દુર થાય અને પછી હું મરવાને માટબી નીરાંતે તઈયાર થઈ બેસું."

પણ ગુલાં અને ખટી એવા વીચારનાં હતાં નહીં. તેઓએ ઘરમાંજ સારી કેલવણી લીધી હતી અને એક શીક્ષકના હાથ તલે ઈંગ્રેજીનો અભયાસ કરતાં હતાં. તે વધુ અભયાસ સાથ તેમનામાં ફીશયારી પણ વધી હતી અને બાવાની મરજીના ગમે તે છોકરા સાથ પરણવાને બદલે હુશયાર શીખેલા ભણેલા વકીલ યા મોટા વેપારીના દીકરાને તેણીઓ ખાવીંદ તરીકે મેલવવાની મનમાં ઉમેદ રાખતી હતી.

ગુલાં તથા ખટી એ બેઉ બેહેનો વચ્ચે બહુ સારી પરીત હતી, બેઉના વીચાર નજદીક એકમત હતા અને બેઉ

બહેનો જાણે કોઇથીબી સંતોશ પામતી ન હોય એમ દેખાતી હતી. અપસઅપસમાં વાત કરતાં દરેક આસામીની તેણીઓ કાંઇબી ખાંમી શોધી કાઢતી અને તેઓની પોતપોતા વચે ટોકડી બનાવતી. પણ તેણીઓને પોતાના ભાઇઓ વીશે બહુ ઉંચો વીચાર હતો અને ભાઇઓ ઉપર પરીત પણ બહુ હતી.

મેહેલાશાહનું કુટુંબ મહીનામાં બે તરણ વખત તેઓને મળવા આવતું હતું અને તેઓબી મહીનામાં એકુ વખત મેહેલાશાહને ઘેર જતાં હતાં. પણ ગુલાં તથા ખટીને એ મુલાકાત ગમતી ન હતી. તેણીઓ પોતાના બાવાને કેહેતી કે "પીરોજા માબાપની એકપુરી લાડકી છોકરી છે, મોટે ઘેરનો વર પામી છે, જેથી તેણીનાં નેણ ફરી ગયાં છે અને આપણે શું કામ વારંવાર તેણી આગલ જઇ હલકાં પડયે? બાવા, ડુંગર દુરથીજ રલીયામણા ભલા!"

મનજીભાઇ બહુ સમજુ પારસી હતા, તેવણ ચેતી ગયા હતા કે તેમની દીકરીઓના સખુનોમાં અદેખાઇનો અંશ સમાયલો છે, કારણકે પીરોજાના સારા ગુણો માટે, તેણીની સાદાઇ તથા ભલા સ્વભાવ માટે, મનજીભાઇને બહુ ઉંચો વીચાર હતો, જેથી તેવણ પોતાની દીકરીઓને પતાવી સમજાવીને જણાવતા કે "બીચારી પીરોજાને તમો નાહેકની ગેરઇનસાફી કરો છો, પણ આગલ ચાલતાં તમોને માલમ પડશે કે એ કેવી ડાહી દીકરી છે."

મનજીભાઇના બેટા બરજોરની બાહોશી તથા ખુબસુરતીથી અને મલતાવડા દયાલુ સ્વભાવથી જેમ તે ઘરમાં તથા દુકાનમાં સઘલાંઓનો માનીતો થઇ પડયો હતો, તેમજ પાડોશીઓ અને મીતર મંડલમાં બરજોરની વાખવાખી સઘલે મોહોડે થતી હતી. પાડોશીઓમાંથી ઘણાઓ એવા ડાહ્યા છોકરાને પોતાની દીકરીઓ આપવાને ખાહેશ રાખતા હતા, જો કે કેટલાકો એવું ધારતા હતા કે એ શયાનો છોકરો તો મેહેલાશાહની પીરોજા સાથેજ પરણવાનો.

આવો વીચાર બાંધવાને તેઓને દેખાતાં કેટલાંક કારણો હતાં. બરજોર વારંવાર મેહેલાશાહને ઘેર જતો હતો અને જયારેબી મેહેલાશાહનું કુટુંબ તેના ઘરમાં આવતું હતું, તયારે પીરોજાની ખીદમત કરવાને તથા તેણીને ખુશ કરવાને બરજોર બહુ તલપેલો રેહેતો. કોઇની સાથેબી વાતચીત થતાં પીરોજાના સદગુણોની બહુ ઉલટમાં આવી જઇ તે બહુ તારીફ કરતો અને જયારેબી ફરવા હરવા કે કોઇ મેલાવડામાં પીરોજા જણાતી, કે બરજોર પુરતી અદબ અદાથી તેણી આગલ જઇ થોડીક વાતચીતમાં મશગુલ થઇ "પાડા" થઇ ન પડતાં જલદીથી રૂખસદ લેતો.

તેના સંબંધમાં આવનારાઓમાંથી કેટલાકો જો કે અટકલ કરતા હતા કે બરજોરનું પીરોજા સાથેજ કાજ નકી થવાનું, પણ કદીબી તેને પોતાનાં મોહોડાંમાંથી એવો એકબી હુકારો બાહેર પાડયો ન હતો.

તેના ભીતરની તો ખરેખરી ખાહેશ હતી કે પીરોજા સાથેજ પરણવું, તે પીરોજા ઉપર ખરેખર પયારમાં ગીરફતાર થઇ ગયો હતો. તેણી સાથ પરણવાથીજ પોતાની જીંદગી સુખી થશે એવું પોતાના મનમાં માનતો હતો, પણ તેણે જોઇ લીધું હતું કે પીરોજાનું જીગર તેને માટે ખાલી નથી, તે જીગર તો પોતાના પાડોશી નવલને અપાઇ ચુકયું છે, જેથી એક શયાના જવાન તરીકે એ વીચાર તેણે પોતાના મનમાંથી કહાડી નાખવાની બનતી કોશેશ કીધી, પણ તેણે જોયું કે એ વીચાર દુર થવો મુશકેલ છે. તોપણ તેને મનને મજબુતીથી મારી પીરોજા ઉપર ફકત બેહેનસમાનજ પ્રીતી રાખવાનો ઠેડાવ કરયો અને પવીત્ર નીશચય કરયો કે એ વહાલી બેહેન માટે કાંઇબી અપવીત્ર વીચાર રાખવાના કરતાં મરવું બેહેતર.

આવા મકમ નીશચયને પોતાના કાબુમાં રાખી તે પોતાની એવી વહાલી બેહેનને તેણીનાં લગન માટે અંતઃકરણની

મુબારકબાદી આપવા માટે લગનને દીને "કારા બંગલા" માં ગયો હતો, પણ એ અતી ખુબસુરત છોકરીને નવલ સાથ પરણતી જોઈ, પરણી રહયા પછી તેની પાંખડી વલગી બહુ હરખાયલે હઇડે આસપાસનાઓની મુબારકબાદી મેલવતી જોઈ તેનું હઇડું ભરાઈ આવયું, બે વાર તે એકાંત જગા ઉપર જઈ ડુસકે ડુસકે રડી પોતાનું જીગર ખુલ્લું કરી આવયો અને તેણીને મુબારકબાદી આપી આવયા પછી વધુ વાર બેસી ન શકાયાથી તે ખાણું લીધા વગર હલવેથી "કારા બંગલા" માંથી નીકલી ગયો હતો.

બરજોર બહુ દુઃખ સાથ "કારો બંગલો" છોડી ગયો હતો. તેણે પોતાનાં ઘરનો રસતો પાઉંપયાદાજ લીધો, છેક નાયગામથી તે ગીરગામ વેર તે ચાલનોજ ગયો, એવી ઉમેદથી કે એક યા દોઢ કલાકના ઘર પુગવા અગાઉ વખત મલે તેટલા વખતમાં વીચાર કરી લઈ મનને પાછું શાંત પાડવું, કારણ કે પોતાની નબલાઈ પોતાના પીતા યા બહેનો આગલ સેહેજબી જણાઈ ગયલી જોવા તે ઇચ્છતો ન હતો.

રસતામાં એકજ વીચારમાં તેનું મન રોકાઈ રહયું હતું અને તે એ કે "પીરોજા, તું મારી સાથ પરણી હતે તો ખરેખર હું બહુ સુખી બનયો હતે. ખચીત તારા વગર મારી બાકીની જીંદગી તદન નકામી શોકાતુર દુઃખી જવાની; તારા વગર હું મારા બાકીના દીવસો એક કુંચી આપેલાં પુતલાંની માફક દરરોજનું નેમેલું કામ કરી પુરા કરીશ, તોપણ તું તારી મરજીના ખાવીંદ સાથ પરણી છે તેથી એક રાતે હું ખુશી છું કે તું ખુશખુશાલ રહેશે. પરવરદેગાર તારો નેગેહેબાન થાય અને તારાં આ લગન પુરતાં અમનચમનમાં નીવડી, તમો ધણીધણીયાંણી લાંબી જીંદગી ગુજારો."

આખરે તેણે મક્કમ ઠરાવ કરયો કે હવે એ વીચાર ભુલીજ જવો; અને મગજ બનતાં વેર શાંત કરી તે પોતાનાં ઘેરમાં દાખલ થયો.

ઘર જઈ પુગતાં પોતાનાં કુટુંબને તો લગનમાંથી જમીને પાછું ફરેલું તેણે જોયું. મનજીભાઈ તથા તેમની દીકરીઓએ બરજોરને લગનમાં આવેલો જોયલો હોવાથી તેમને એવો તો ખયાલ આવયોજ નહી કે તે જમયા વીના પાછો ફરયો હતો, જેથી એ બાબદ વીશે કાંઈ ચુનો ચરા થઈજ નહીં. પણ તેની બંને બેહેનોએ તેને ઝંપીને બેસવા દીધાજ નહીં. પીરોજાના પોશાકનાં દબદબાભરપણાં વીશે, પરણી રહયા પછે પોતાના આનંદની પાંખડી પકડી સઘલાંઓની મુબારકબાદી મોહોડે માગીને મેલવવાના તેણીના ઈતરાત વીશે, આ બેહેનોએ એવા તો તીક્ષણ ટીકા કરવા માંડયા કે બરજોર જલદીથી તયાંથી ઉઠી જઈ પોતાના ઓરડામાં જઈ પાછો જારજાર રડી પડી સુઈ ગયો.

મનજીભાઈ તથા તેમની બેટીઓ અગાઉ જાણતાં હતાં કે બરજોરનો પયાર પીરોજા ઉપર બહુ છે, બરજોર તેણી સાથ પરણવાની ભીતરમાંથી ખાહેશ રાખે છે, પણ પીરોજાની નવલ સાથ અદરાવાની વાત બાહેર પડયા પછે તેઓએ ધારયું કે બરજોરથી હવે એ વાત વીસરી ગયો હશે અને એવીજ કોઈ બીજી મોહોરદાર મેલવવાની ખાહેશ રાખતો હશે. બરજોરના મનમાં શું વીચારો દોડતા હતા, તેની હાલત કેવી દુ:ખી હતી, સવચ્છ પયારના દેવે તેને કેવો ભખી ખાધો હતો, તે વગેરેનો મનજીભાઈ તથા તેવણની દીકરીઓને તો સેહેજબી વીચાર ન હતો.

બીજી તરફથી આપણે હવે પરણેલાં જોડાં તરફ નેગાહ કરીયે. પાછલી રાતના આશીરવાદની ક્રીયા પુરી થયા પછે પીરોજા તથા નવલ પોતાના વાહલાંઓને ભેટીને "હનીમુન" ની મજાહ મેલવવા માટે "કારા બંગલા" થી થોડેક દુર

આવેલાં પોતાના એકાંત મકાનમાં જવા નીકલયાં. પોતાની એકપુરી દીકરીથી છુટાં પડતાં નાજાંમાયની આંખોમાં પાણી આવી ગયાં હતાં અને મેહેલાશાહબી શોકાતુર જેવા જણાતા હતા. નાજાંમાયે પોતાની દીકરીને પોતાની ગોડમાં કેટલોક વખતવેર ચાંપી રાખી હલવેથી કાનમાં કહ્યું કે "દીકરી, નવલને સમજાવીને થોડા દીવસ પછી તમો હીયાંજ અમારી સાથ જાથુકના આવી રહેવો તો ઠીક. તારા વગર અમો તો જુરી જુરીને મરી જઇશું."

"માયજી, અમો વારંવાર તમોને મલશું, પણ મારાં સાસુજીને એકલાં કેમ મેલાય? તેવણ તો નવલને એક ઘડીબી પોતાથી વીલો જોવા માંગતા નથી અને દીકરો સાસરે જઇને રહે તે તેમનાથી કેમ જોવાઇ શકાય? માયજી, મને કોઇ બુરૂ નહીં બોલશે, કે વહુએ આવતાંને વારજ દીકરાને માયથી વીખુટા પાડયો!"

ખરેખર મેહેરમાયનો પોતાના દીકરા નવલ ઉપર અસાધારણ પયાર હતો. તેવણે એ દીકરાને બહુ આણાકાણીથી રડીને "હનીમુન અને ફનીમુન અને ધુલમુન" માટે એક પખવાડયાંની રજા આપી હતી અને પાછલી રાતનાંપી પોતાના એ વહાલા દીકરાને ઓવરણા લઇ કરગરીને કહયું હતું કે "દીકરા, તારા વગર એક ઘડીબી મને ચેન નથી પડવાનું છે! જલદીથી પાછા ઘરમાં આવી બઇરી સાથ રહે અને તમોને બેઉને સુખી જોઇ હું બહુ હરખાઇ જઇ સુખમાં મરીશ. દીકરા, કાલે જો મલવા નહી આવશે તો હું તો મરી જઇશ છે!"

નવલે પોતાનાં માતાજીને પગે પડી તેમના વધુ આશીરવાદ મેલવી, પોતાની વહાલી પીરોજા સાથ એક સુંદર વીકટોરયા ગાડીમાં રૂખસદ લીધી.

"હનીમુન" કરવા જતાં જોડાંમાં તેઓની ઉમર પુગેલી હોય છે, તોપણ જાણે બાલપણના જેવી મજાહ ભોગવવાનો

શોખ થઈ આવે છે. નવલ તથા પીરોજાના લગનનું "હનીમુન" પણ એવીજ નીરદોશ મજાહ સાથ પસાર થતું હતું. તેઓ એક બીજા સાથ બાલવયથીજ સાથે ભેલાયલાં હતાં. કેલવણી સાથે શરૂ કરી, બાલપણની મીત્રાચારી વરસોવેર જાલવી, ઉમરે પુગતાંજ તેઓ એકેકના પયારમાં પડયાં હતાં, આ એકેકના પયારે લગનનાં ગાંઠથી તેઓને જોડયાં અને જોકે તેઓની આખી જીંદગી સાથેજ ગઈ હતી, તેઓની એકમેકની સંગત બહુ જુની થઈ હતી, તોપણ લગન પછીની નવાઈ તેઓને મનસે કાંઈ જુની લાગી નહી.

લગનની બીજી સવારના ઉઠી નાસતો કરવા પછી સાથે બેસી વાત કરતાં પીરોજાએ પોતાના પતીની ગરદનમાં પોતાનો નાજુક જમનો હાથ મેલી, તેના ગાલ પસવારી બહુ હરખાયલે ચેહેરે પુછયું "નવલ, તુને શું લાગે છે કે આપણે ખરેખર પરણયાં છીએ?—શું ખરેખર આપણે માટી બઈયર થયાં છીએ? વહાલા, નાનાં હતાં તયારે આપણે માય દીકરાંનો દાવ રમતાં હતાં, જે નીરદોશ રમત અને હાલના આપણા લગનના પવીત્ર પણ ગંભીર ગાંઠ વચે કેટલો ફરક! કાંય નહી આપણે હજી નાનાંજ રહયાં?"

નવલે પોતાની પ્રેમપ્રીયાને તેવેજ હસતે મુખડે જબાબ આપયો "પીરોજા, તયારે તું શું આપણે ખરેખર માટી બઈયર થયાં છીએ તેથી દલગીર થાય છે કે?"

"દલગીર!—તું, વહાલાની આખરે મોહરદાર થવા માટે હું દલગીર થાઉં! પણ નવલ, "મોહરદાર" બોલ મને બહુ ગંભીર લાગે છે, એ બોલ મારી પતી તરફની ફરજનો ખયાલ આપે છે, જે સઘલી ફરજ હું તને તેમજ બોદાયજીને રાજી રાખીને બજાવી શકીશ કે? મારાં માયજી વારંવાર મને બોધ દેતાં હતાં કે 'બોદા પછી ખાવીંદ,' જે બોધ

હું બેદરકારીથી સાંભળતી હતી, પણ આજે તેનું ગંભીરપણું મારી સનમુખ આવી ઉભું છે."

નવલે પીરોજાને પસવારી પુછ્યું "તયારે હું તને મોહરદાર કહીશ નહી, પણ મારી મુરતી, મારી દેવી, કરી કહી તારી પુંજા કરયા કરીશ."

એ રવેસે આ નવાં જોડાંના એકાંત "હનીમુન" માં વાતચીત ચાલતી હતી. થોડોક વખતવેર નવલ એક ચોપડી વાંચવામાં રોકાવા પછી પીરોજાએ પાછું તેનું ધયાન ખેંચયું "મારા વરજી, જયારે ઈંગ્રેજોની માફક "હનીમુન" ની મજાહ ભોગવવાની મારી ખાહેશને તું તથા મારાં માતપીતા ઝરણુ થયાં છે, તયારે બોલ વહાલા, આપણા 'રૂપેરી લગન' તથા 'સોનેરી લગન' અને 'હીરાના લગન' બી થશે કે? નવલ, તું મને એવોતો પયારો છે કે ૭૫ વરસની સુખી પરણેલી જીંદગી ગુજારવા પછીબી જો ઇશ્વર કૃપાથી હું જીવતી રહીશ તો આપણા 'હીરાના લગન' ની બીજે દીવસેબી તું મને આજના જેટલોજ વાહલો લાગવાનો" એમ કહી પીરોજાએ પોતાના વહાલાને બબેવાર ઓવારણાં લીધાં.

નવલે થોડોક ગંભીર ચેહેરો કરી જણાવયું "વહાલી, આપણા લગનની શરૂઆતમાંજ એવા ગંભીર વીચારો મનમાં ના લાવ. દુનયાનો કયાં ભરોસો છે!"

બીજી કેટલીક વાતચીતમાં વખત ગુજારવા પછી તેઓ સાંજના મેહેરમાયને તેવણના બંગલામાં ભેટી આવયાં અને સાસુજીના વધુ આશીરવાદ પીરોજાએ મેલવયા, જેવણના હઈડાં પોતાના દીકરાને એટલો સુખી જોઈ હરખાઈ હરખાઈ ગયાં હતાં.

આંદરણાના દીવસ હોવાથી પીરોજા તથા નવલે રાતનું ખાણું લીધા પછી બાગમાં ખુરસીઓ બહાર કઢાવી બેઠક લઈ પાછી વાત ચલાવી હતી. વાત ઉપરથી એકદમ પીરોજાનું

ધયાન ચલકતા સુકરના તારા ઉપર ખેંચાયું, જે તારો ટીકીટીકીને ગંભીર ચેહેરો કરી તેણી માથે હાથ દઈ જોવા લાગી. આ ઉપરથી નવલે વાત પાછી ચલાવવા પુછયું "પીરોજ, વલી મગજને કાંઈ નવી ફીલસુફીમાં રોકી રાખયું છે કે!"

"હું આ ચલકતા સુકરયા તારાની સામે જોઈ વીચાર કરૂં છું કે તારૂં અને મારૂં ભવીશબી એવુંજ ચલકતું રહેશે કે? જેમ એ ચલકતો તારો નીયમસર પોતાની હાજરી આપે છે, તેમ આપણેબી એકમેકથી જાવેદાન તુલીક, નહીં તો લાંબી મુદતવેર, છુટાં નહીં પડશું કેની? અરે ખોદાજી! જો આપણે છુટાં પડયા તો તારા કે મારા શા હાલ?"

"વહાલી પીરોજ, મોહોત સીવાય બીજાં કશાંથી કદાંબી આપણે એક દીવસબી છુટાં પડનાર નથી."

"પણ નવલ, મોહોતનો જાલમ દેવ તો સઘલે ઠેકાણે ભમતો ફરે છે! કુદરતનીબી શું કરાંમત હશે કે ખોદાયજી માનવીઓને આ દુનયામાં પેદા કરી તેઓને આપણી માફક એકમેકના અનંત પયરમાં વીટલાવી નાખી, મોહોતના જાલમ દેવની મારફતે તેઓને બહુ ઘાતકીપણે છુટાં પાડે છે?"

"વહાલી પીરોજા, મને આજે ભાસે છે કે ઈંગ્રેજોની નકલ કરવામાં આપણે ખોટું કરયે છીએ. "હનીમુન" ની એકાંત મજાહ ભોગવવાની તેં ઘણી ખાહેશ રાખી, પણ એકાંત રહેવાથી તો તારા મગજમાં આવા આવા ગંભીર ખયાલો ધાઈ આવે છે. લગનની બીજીજ રાતના શું આવી પરકારની વાતચીત હોય? આપણા વહાલાંઓની સાથે આપણે હતે, તો લગનની બીજી રાત ખરેખર બહુ સારી હસીખુશીની વાતોમાં પસાર થતે, નહીં કે હાલના જેવી શોકાતુર રડવું લાવનારી વાતોમાં."

પીરોજાને આ બોલવું વાજબી લાગ્યું જેથી બીજી વાતચીત કરી બીજે દીવસે મનજીભાઈ સોલાઈનાના કુટુંબની મુલાકાતે જવાનો ઠેરાવ કરી તેઓ નીંદરાવશ થયાં.

## પ્રકરણ ૩

## મનજીભાઇના કુટુંબની મુલાકાત—નવલની શાલગરેહ.

લગન પછીનો બીજો દીવસ ગંભીર વાતોમાં તથા ભવીશ કેવું જશે તેના ખયાલોમાં પીરોજાએ ગુજાર્યા પછી, તેણીના પતીની ખાહેશથી આ હેતવંતુ જોડું તરીજે દીવસે સવારના નવલના માયની મુલાકાત લેવા પછી પીરોજાના બાવાના કાકાના દીકરા મનજીભાઇ સોલાબજીનાના કુટુંબની મુલાકાત માટે ગીરગામના તેઓના મકાનમાં ગયું હતું.

એ દીવસ રવીવારનો હોવાથી મનજીભાઇ પોતેબી ઘરમાંજ હતા, તેવણે પોતાની માનીતી પીરોજા તથા તેણીના પતીને બહુ દીલોજાનીભરયો આવકાર દીધો અને પોતાની દીકરીઓ ગુલાં તથા બઠીની પડોશમાં તેઓને બેસાડયાં. ગુલાં તથા બઠી ભરવા ગુંઠવાના કરતાં વાંચવામાં તથા ચીતારવામાં પોતાનો વખત ગુજારવાને વધારે પસંદ કરતાં હતાં. તેઓની ઉમેદ વીદવાન સ્ત્રીઓમાં ખપવાની હતી, જોકે તેઓના અનુભવી બાવા બરાબર જાણતા હતા કે, આજના વખતમાં છોકરીઓનો ઉઠાવ તેઓની સંગીન યા વધુ ચઢતી કેલવણી ઉપરથી થતોજ નથી, પણ મોઢાંનાં રૂપ અને પીતાના પઇસાની થેલીના ભાર ઉપરથી થાય છે.

પીરોજા તથા નવલ જયારે આવયાં તયારે આ બંને બેનો એક મોડું અનીનાસ પોતાની સામે મેલી અકેક ફુલાવરવાસ ઉપર તેનો ચીતાર પાડવામાં રોકાયલી હતી. પીરોજા પણ ચીતારનો સારો શોખ ધરાવતી હતી, આ બે બેનો કરતાં વધારે સારા ચીતાર પાડતી હતી, પણ ગુલાં તથા બઠીને તો એવોજ ખયાલ હતો કે પારસી સ્ત્રીઓને

ચીતારના નાદર હુનરનો શોખજ ક્યાં છે? વળી તેણીઓ એમજ માનતી હતી કે તેઓના જેવા સુંદર ચીતારો કોઈબી પારસી સ્ત્રી ચીતારી શકે નહીં. પીરોજાનાં આવવા છતાં તેણીઓએ પોતાનું આ કામ ચાલુ રાખ્યું હતું અને અનીનાસ ચીતારતાં ચીતારતાં તેઓએ પોતાનાં આ એરીઓ સાથ વાત ચલાવવા માંડી.

અરસપરસની ખેરઆફીયત પુછયા બાદ ગુલાંએ ઠાવકાપણાંથી પણ બહુ સભયતાભરયું હસતું મોંહ કરી પીરોજાને આવકાર દીધો કે "બેહેન, આવે વખતે તેં અમને યાદ કીધાં છે તેથી કાંઈ અમને જેવો તેવો હરખ ઉપજતો નથી."

પીરોજાએ ખરા ભોળા ખવાસમાં જવાબ આપયો "વહાલી ગુલાં, તયારે તું શું એમ ધારતી હતી કે હું બહુ સુખી થઈ છું તેથી તમારાં જેવાં સનેહીઓને એકદમ ભુલી જાઉં! પણ કાકાજી, મારા નવલની કીરતી મારે છીણવી લેવી ન જોઈયે. તમારી આજે મુલાકાત લેવાની સુચના તો પેહેલાં મારા નવલે કીધી હતી અને તુરત મેં તે ઉપાડી લીધી હતી."

નવલે હસતે મુખડે ઉભો થઈ પીરોજાનો પણ હાથ એંચી પોતાની બરોબર આગળ ઉભી રાખી જણાવયું "હા, મેં હીયાં આવવાની પેહેલી સુચના કરી હતી ખરી, પણ તે શું ઉમેદથી? એવીજ ઉમેદથી કે તમો પીત્રાઈઓને અમો બતાવયે કે અમો કેવું નાદર એકમેકને માફક આવતું જોડું બનયાં છીયે. જુઓ બેહેનો, હું જેટલો લાંબો છું, તેવીજ મારી વહાલી પીરોજા સીધી સરોવર સરખાં કદની બરાબર મારાં માથાં સાથ સરખી આવી છે. જો તમારો બરજોર હતે, તો અમોને હીયાં સાથે ઉભેલાં જોઈ ખચીત હરખાઈ જઈ મુબારકબાદી આપી પોતાની જાણીતી શકતીની રૂએ એક સુંદર કવીતા વટીક જોડવા વીના રહેતે નહીં."

પીરોજાએ હસતે મુખડે ઝડફથી પુછયું "હા હા કાકાજી હું તો તમોને પુછતાંજ ભુલી ગઈ કે મારો પીત્રાઈ બરજોર કયાં છે? તે માથેરાન જનાર હતો, તયાં ગયો કે?"

મનજીભાઈ જવાબ આપે તેટલાંમાં ખટી બોલી ઉઠી "બરજોર તો આજે બે માસ થયા દરરોજ માથેરાનજ જયા કરે છે। બેહેન પીરોજા, તારાં લગનને બીજે દીને તો તે જરૂરજ જનાર હતો અને પોરટમેંટોમાં મેં તેનાં સઘળાં કપડાંચપડાં પેક કરી તઈયાર રાખયાં હતાં, પણ હજી એ બીચારાથી જવાઈ શકાયું નથી. બાવાનેબી એના વગર દુકાન ઉપર ચાલતુંજ નથી અને દુકાન ઉપર કાંઈ અને કાંઈ નવું કામ બરજોરને વાસતે દરરોજ નીકલી આવે છે."

ભોલી પીરોજાએ પોતાના ભોલા ભલા ખવાસ મુજબ જણાવી દીધું કે "કાકાજી, તમોને બરજોર વગર ચાલે નહીં તે તો ખરૂં છે, કારણકે એના જેવો બીજો કોઈબી કાબેલ જવાન મેં દીઠો નથી. મારા નવલ તો એવુંજ માને છે કે જો તમોએ બરજોરને વકીલ બનાવયો હતે, તો મારા બાવા જેવું મોટું નામ કહાડી થોડાં વરસમાં મોટી દોલત એકઠી કરતે."

ગુલાંથી આ સાંભલી શકાયું નહીં, તેણીને લાગયું કે મનજીભાઈને એ અપમાન કરનારા સખુનો છે, જેથી તેણી બોલી ઉઠી "હા, બેહેન હા, મારા બાવાજીના ઘણા મીતરો અમોને ખાત્રી આપવા માંગે છે કે અમારા બાવા એટલી ઉમરે જેવા કાબેલ તથા ઉદયોગી હતા તેવોજ બરજોરબી નીવડયો છે."

પીરોજા કાંઈ જવાબ આપવા જાય તેટલાં તો બારણું ઉંઘાડી બરજોરજ ઓરડામાં દાખલ થયો અને આ અણગમતી થઈ પડનારી વાતનો તયાંજ છેડો આવયો.

બરજોરે આવતાંની વારજ નવલ તથા પીરોજાને જોઈ બહુ હરખાઈ જઈ તેઓને દીલોજાનીભરયો પાછો આવકાર દઈ જણાવયું " નવલ, તમો તથા તમારાં મોહોરદારે અમારાં મકાનને ખરેખર આજના શુભ દીવસે પવીતર બનાવયું છે. બાવાએ તો મને સવારના આગરહ કરયો હતો કે આજે બપોરના મારે જરૂર માથેરાન જવું, પણ જાણે આજે કાંઈ શુભ બનવાનું હોય તેમ મેં સાફ ના પાડી, આવતી કાલે સવારના જવાની ગોઠવણ કીધી છે. કેવો હું ભાગ્યશાલી !"

અરસપરસની કેટલીક વાતચીત કરવા પછી બપોરના સઘલાઓએ સાથે ખાણું લીધું અને પીરોજા તથા નવલે સાંજના તેઓથી છુટાં પડતાં કબુલાત લીધી કે આવતા રવીવારે મનજીભાઈ કાકાએ પોતાનાં આખાં કુટુંબ સાથ મઝ્ગાંના તેઓના બંગલામાં આવવાની કરપા કરવી.

મેહેલાશાહ સોલાઈના તથા તેવણનાં મોહરદાર નાજામાય પોતાની દીકરી પીરોજા પરણીને ખાવીંદ સાથ રહેવા જવા પછી, એટલાંતો જાણે એકલાં પડી ગયાં હતાં કે "કારો બંગલો" પોતાની દીકરી વગર તેઓને કદરબીહામણો લાગો, જેથી લગનને બીજે દીને બપોરના તેઓ ખંડાલે થોડાક દીવસ રહેવા થકી ગયાં હતાં અને પીરોજાને જણાવયું હતું કે "કારો બંગલો" તેણી તથા નવલને માટે ખુલ્લોછે અને ગમે તયારે તેઓએ જઈને તયાંબી રહેવું.

સોમવારે નવલની સાલગરેહ હોવાથી તેનાં માતાજી મેહેરમાયના આગ્રહથી નવલ અને પીરોજા તેવણના મકાનમાં બપોરના સાથે ખાણું લેવા માટે ગયાં હતાં. પીરોજાએ સવારના બહુ સુંદર પોશાક કરી પોતાના પતી આગલ આવી તેને ઓવારણા લઈ હરખનાં આંસુઓ સાથની ઘણી દુવાઓ ચાહી હતી. એ પછી આ ભોલી

છોકરીએ પોતાના પતીને પુછયું કે "વહાલા નવલ, મારી આ ચુંદરીની સારી તને કેવી લાગે છે? ભરેલી કોર તે ઉપર મેલલી હોવાથી કાંઇ છબરડો તો મેં નથી કરયો?"

"પીરોજા, તારો ચેહેરોજ એટલો તો અનંત ખુબસુરત છે કે આવી ચુંદરીની સારીને બદલે તું કંગાલ સારી પેહેરીનેબી હાજર થાય તોબી તું બીરાજી નીકલે. તારા જેવી ફુટડી જવાન નારને ખુબસુરત દેખાવા માટે એસકી પોશાકની કાંઇબી જરૂર નથી. હા, કદાચ બીજાં ૨૫ યા ૩૦ વરસ રહીને તારી જુવાની દુર થવા પછી એવા બહારના દેખાવની જરૂર પડે તો કોણ જાણે?"

આહનું કપ પીતાં પીતાં નવલના બરડા ઉપર હલવેથી એક છાપડ મારી પીરોજા હશીને બોલી ઉઠી "નવલ, તને દુનયાનો પુરતો અનુભવ લાગતો નથી. ભણયા પણ ગણયા નહીં એ કહેવત તારા જેવા કેલવાયલા જવાનયાને બરાબર લાગુ પડે છે. વહાલા, મારા સુંદર દેખાવનો અરધો અરધ આધાર મારા કલયાણ દરજી ઉપર છે. વીખરાયલા પીખરાયલા પોશાકમાં પાંચ મીનીટબી તારી આગલ ઉભા રહેવાને હું હીંમત કરૂં નહીં, કારણ કે હું જાણું છું કે તેથી તારાં મન ઉપર મારે માટે બીજોજ છાપ પડયા વગર રહે નહીં. મને દેખીને તું આનંદ થાય તેટલાં માટેજ હું સુંદર પોશાક પેહેરૂં છું. મારા પોશાકની પસંદગી કરતી વખતે તે તને કેવો લાગશે તેનો હું પેહેલાં ખયાલ કરૂં છું. ટુંકમાં નવલ, તારી નજર આગલ સદા, સદા અને સદા સોવામણી દેખાવાની મારી કાલજી છે, જે વીચાર શું ખોટો છે?"

"દુનયાદારીમાં પાવરદીમાં ખપતી મારી વાહલી બાયડી, આ તારી ખાહેશ પાર પાડવા માટે નકામી ઘણી મેહેનત લેતી ના. મારી આંખોમાં તેં એવું તો જાદુઇ આંજન નાખયું

છે કે તારા ૧૭ કલયાણુ દરજીઓના ગમે એવા નાદર હુનરના પોશાગમાં સજેલી એક બાયડી, સાદી સારી, ચોલી અને ફકત સપાટવાલી મારી વહાલી પીરોજા આગલ એક તચાકડી બરાબરનીબી હું ગણીશ નહી."

"નવલ, એ તો શરૂઆતની મોહેની છે. ગોલાબનું ફુલ હજી પોતાના પેહેલાસોરમમાંજ છે, જેથી તુંને તે તારી પ્રથમ સનમુખજ રાખી મુકવા ગમે છે, પણ એ સોરમ ટકતી રાખવા માટે બીજી મદદ તો આપવીજ જોઈએ. ૧૦ વરસ વીટવા દે અને આપણે જોઈશું કે મારી ખરી સાદી ખુબસુરતી માટે તને આજના જેવો વીચાર રહે છે કે?"

એ ઘોડાની ગાડી દરવાજા આગલ આવી પુગે તેટલાં નવલ બાગમાંથી થોડાંક સુંદર ફુલો તોડી લાવવા માટે ગયો, જે ફુલો એકઠાં કરવા પછી પાછા ફરતાં મોરનું એક મોટું પીછ પડેલું જોઈ તેબી તેણે ઉચકયું અને દેવાનખાનામાં પાછા ફરી પોતાની મોહોરદારને વરસની નીરજીવ ભેટ તરીકે એક બોસો લઈ તેણીના હાથમાં મેલવા માંગયું. પીરોજાએ તે સુંદર ફુલો પોતાના હાથમાં લીધાં, પણ મોરનું પીછ જોઈ એકદમ ચોંકી જાણે કમકમાટ લાગો હોય તેમ મોહોડું કરી, પોતાના પતીથી બે પગલાં દુર ખસી જઈ, બોલી ઉઠી "નવલ, સાલગરેહના શુભ દીવશે આ તું શું લાવયો? મોરનું પીછ! છટ, છટ,!" એમ બોલી તે પીછ તેના હાથમાંથી ઝુટાવી લઈ દુચો કરી પગ તલે ઘસડી પાછું જમીન ઉપરથી ઉચકી જોસમાં દુર બારીવાટે ફેંકી દીધું.

નવલે પોતાની મોહોરદારને પાછો એક બોસો લઈ પટાવતાં પુછયું "મોરનાં પીછ તરફ તારો કાંય એટલો બધો કમકમાટ? અતી સુંદર દેખાતા ગરીબ મોરે શું કરયું છે કે તેનાં બહુ શોભાયમાન પીછને તું એમ કચડી નાખે છે?"

"નવલ, વહાલા ખાવીંદ, હું પુછ્યું છું કે મોરનાં પીછ કેવાં ખરાબ અપસગનવાળાં છે, તે તું આગમજથી જાણતો હતે, કે જેથી તારી સાલગરેહના શુભ દીવસે એવા અપસગનને તારા હાથમાં પકડીને તું ઘરમાં ન લાવતે. એ પીછ જયાંબી હોય તયાં બરગસ્તે દહાડો લાવયા વગર રહેતાં નથી. મારા બાવાનેબી કમનસીબે મોરના પીછનો કાંઈ અજબ શોખ છે, જેથી કોઈ કોઈ વાર તેવણુ એ પીછો પોતાની સાથ બાગમાંથી ઉચકી લાવયા વગર રહેતા નથી અને હું તથા માય હમેશ તેવણુની સાથે મારામારી કરયે છીયે."

નવલે પોતાની વહાલી મોહોરદારના બેઉ હાથો પોતાના હાથમાં લઈ જોસમાં હલાવી પુછ્યું "ઠીક છે તયારે, વહાલી પીરોજ, હવે તુંજ મને જવાબ આપ કે તારા બાવાજી મોરના પીછ તારા બંગલામાં વારંવાર લાવવા છતાં તમારા ઘરમાં કાંઈબી ખરાબ બનયું છે કે?"

પીરોજા હશી પડી, પોતાના હાથો છુટા કરી પોતાના ધણીને પાછાં ઓવરણા લઈ તેણી બહુ હરખાયલે ચેહેરે બોલી "નહીં, નહીં, કદી નહીં! કુદરત તો અમારી ઉપર સદા મેહેરબાન છે. દુઃખ અને દલગીરી શું તે તો હું આજવેર સેહેજબી જાણુતી નથી. ઇશ્વરની મેહેરબાનીથી તો હું તારા જેવો અનંત વહાલો પતી પામી છું અને મારા પીતા તારા જેવો જમાઈ મેલવવાને ભાગયશાલી નીવડયા છે. નવલ, મારા જીવના હાર, હું દુનયામાં સઉથી વધુ સુખી નાર છું. નવલ એકજ છે, કારણુકે કુદરત કાંઈ એવા સરસ ઘણા નવલો ઉતપન કરે નહીં. હીરાઓ તો ઘણા હોય છે, પણ તેઓમાં "કોહીનુર" એકજ છે. ઘણી જવાન નારો હીરા જેવા ખાવીંદ મેલવે છે એ ખરી વાત છે, પણ "કોહીનુર" ખાવીંદ તો મેંજ એકલીએ મેલવયો છે," એમ બોલી પીરોજાએ પોતાના હાથ પોતાની આંખમાં જોસથી દાબયા.

નવલે હશીને પુછયું "તયારે બોલ, મોરના પીછ હજીબી તું અપસગનવાલા ગણે છે કે ?"

"નહીં, નહીં, મારા બાબમાં તો જાણે હમણાવેર તે સારા સગનવાલા નીવડયાં છે; પણ, પણ—, ચાલો હવે ગાડી આવી પુગી છે અને આપણે મેહેરમાયને જઈ મલયે."

નવલનાં માતાએ તેઓને બહુ હરખભરયો આવકાર દીધો હતો અને બેઉને ઓવારણા લઈ આછાંમીછાંથી વધાવી લઈ નવાં કપડાંની જોડ ભેટ કરી હતી. એ પછી મેહેરમાયે પોતાના વહાલા દીકરાનાં મોઢાંમાં પોતાને હાથે દહી કુમરાંનો બુક મેલી પીરોજાને પણ એક બુક જમાડયો હતો. આખો દીવસ તયાંજ ગુજારવા પછી સાંજના માતાજીની રજા લઈ તેઓ છુટાં પડયાં હતાં. છુટાં પડતી વખતે મેહેરમાયે પોતાના દીકરાને આજુજી કરી કે "દીકરા, તારા વગર તો આ બંગલો મને બહુ ઉજડ લાગે છે અને મારો વખત બહુ કદરબીહામણો જાય છે. હવે તમો જલદીથી અહીયાં આવી રહો તો ઠીક કે મનેબી સોવાઈ જાય. તમે હસીખુશીમાં મારી પાસેજ રહો અને તમારાં જીભરૂં દીકરાંઓની હું મારે પોતાને હાથે સારવાર કરી તમને સેહેજબી કંતાલવા દઈશ નહીં. મરૂંરે મરૂં માગ ઓવાઈનવાઈના દીકરા, તું સદા જીવતો રહી તારી બઈરાંનું વરસોવેર સુખ જોઈ મને તારા દીકરાઓનું સુખ દેખાડી નીરાંતે મરવા દેજે."

આ સખુનો બોલતાં મેહેરમાયની આંખોમાં પાણી આવી ગયાં અને નવલે તેવણને ધનકાવયાં કે "જાઓ માય, તમે તો હમેશ સારે દહાડે રડયા કરો છો."

મેહેરમાયે હશવાનું ડોલ ઘાલી જણાવવું "નહી રે દીકરા, એ તો હરખના આંસુઓ છે."

નવલ અને પીરોજાએ રૂખસદ લીધી અને મેહેરમાય પોતાના મન સાથ બહુ મુજાયાં કે સપરમે દહાડે મુવાં આંસુ કયાંના કયાં આવયાં!

આ સુખી જોડું પોતાના મકાનમાં પાછું ફરતું હતું જયારે "કારા બંગલા" થી થોડેક દુર એક સાદાં સફાઈદાર દેખાવના નાના મકાનની બહાર અધોર ઉમરની પણ સારા દેખાવની એક સ્ત્રીને નાના સુંદર બાગમાં એક ખુરશી ઉપર બેસી બંદગી કરતી જોઈ, પીરોજાએ હસતે ચેહેરે ડોકું ધુણાવયું અને તે બાઈએબી પોતાનું ડોકું ધુણાવી તેણીને જવાબ આપયો.

આ ઉપરથી નવલે થોડીક અચરતી બતાવી પીરોજાને પુછયું કે "પીરોજા, એનું શું કારણ કે નાલીબાઈ કોઈ દીવસેબી મારી તરફ આંખીને જોતાં નથી અને મારી ગમે એવી ખાહેશ છતાં મારી સાથે વાત કરવાના અખાડા કરે છે?"

પીરોજાએ જવાબ આપયો "હા, મેંબી નાલીબાઈને મારા બાવા સીવાય બીજા કોઈબી માટીડા સાથે કદીબી વાત કરતાં જોતાં નથી. (દલગોર થઈને) નવલ, મને બીચારી આ નાલીબાઈની બહુ દયા લાગે છે. એ બીચારીએ બહુ સારો વખત જોયલો હોય એવું લાગે છે, અને તેથીજ મારા બાવાએ એવણ તરફ દયા કરી આ મકાંન એવણના ભાઈને મુફત વાપરવા આપયું છે અને હું માનું છું કે બાવા દર મહીને હલુસે એઓને પગાર પણ આપે છે. એ બીચારી પોતાનો ઘણોખરો વખત ઈશ્વરની બંદગીમાંજ ગુજારે છે."

નાલીબાઈને લગતી વાત આગલ ચાલે તેટલાંમાં તો તેઓનું મકાન આવી પુગું અને એ વીશે વધુ વાત હવે પછી કરીશું, એમ જણાવી તેઓ ગાડીમાંથી ઉતરી મકાનમાં દાખલ થયાં.

# પ્રકરણ ૪.

## શાલગરેહનેજ હીને નવલનું ખુન—ફેલાયલું માહેતમ.

પોતાના મકાનમાં દાખલ થયા પછી વાતચીતમાં પાછાં મશગુલ થતાં પીરોજાએ પોતાના પતી નવલ આગલ એ નાલીબાઈને લગતી વાત પાછી ચલાવી હતી. તેણીએ જણાવયું કે "ગુસતાદ નામના પોતાના આગલા શાલાના ગોઠયાને બહુ ગરીબ કંગાલ હાલતમાં આવેલો જોઈ, મારા બાવાજીએ આ મકાન તેને રહેવા આપયું છે, અને હું ધારૂં છું કે તેવણ એ ગુસતાદને ગુજરાણ માટે દર માસે ચોકસ રકમનો છુપો નાનો પગારબી આપે છે. જે સ્ત્રી નાલીબાઈને આપણે હમણા પોતાના નાના બંગલાના કંપાઉંડમાં ભણવા બેઠેલી જોતાં આવયાં હતાં, તે સ્ત્રી આ ગુસતાદની એકપુત્રી બેહેન થાય છે અને પોતાના એકલા પડી ગયલા ભાઈનું ઘર ચલાવે છે."

"તું એ ગુસતાદને આટલો બધો ગરીબ જણાવે છે, પણ એ મને તો બહુ મગરૂર જેવો લાગે છે. કોઈ દીવસે મને સલામ કરવાનેબી તે જરૂરનું ધારતો નથી," એમ નવલે જણાવયું.

પીરોજાએ જવાબ આપયો કે "હા, કોઈનેબી એ ગુસતાદ મગરૂર યા કુંજરો લાગે ખરો, અને બને તયાં વેર મારા બાવા સીવાય તે બીજા કોઈનીબી સાથ વાતચીત પણ કરતો નથી. પણ એ સઘલું તેની ઉપર પડેલાં સંકટોના બોજાને લીધે છે. કહે છે કે એના બાપદાદાએ સારી જાહોજલાલી ભોગવી હતી અને એ ગુસતાદે પોતેબી જવાનીમાં બહુ સારો વખત જોયો હતો. પાછલથી તે સઘલું બારેવાત થઈ ગયું, પઈસા જવા ઉપ્રાંત પોતાની મોહોરદાર સાથ મોટા તંટા થયો, એ મોટા તંટા પછી બીચારી દુઃખી મોહોરદાર

બે વરસમાં મરણ પામી, જે પછી આ ગુસતાદ વધારે દુઃખી થઇ ગયો. વલી તેને એક મોટું દુઃખ તો એ ઉપજયું કે તેનો ૧૯ વરસની ઉમરનો કાવસ નામનો દીકરો ચાર વરસ થયાં કેઠે ગુમ થયો છે, અને તે કયાં છે તે કોઇનેબી જણાતું નથી. છોકરો ગુમ થઇ જવા પછી તદન એકલો પડી જઇ આ ગુસતાદ વધારે કુંજરો થઇ ગયો છે અને ભણવાગણવામાં પોતાનો ઘણોખરો વખત કહાડી જવલેજ બાહેર આવે છે. તોપણ પોતાનું મકાન બહુ સફાઇદાર રાખે છે, અને જયારેબી અમો તેના મકાનમાં જઇયે છીયે તયારે અમારી સાથ તો તે સારી સભયતાથી વાતચીત કરે છે."

નવલે જણાવયું "વાહલી પીરોજા, ગરીબ હાલતમાં આવેલા આપણા જાતભાઇઓ તરફની તેમના સંકતના વખતની તારી આવી દીલસોજી તારો માયાલુ ઉતમ ખવાશ બતાવે છે, પણ મને કાંઇ આ ગુસતાદ માટે સારો વીચાર નથી. ૧૯ વરસની ઉમરનો પાહાડ જેવો એકપુરો દીકરો બાપના જુલમ અને સખત ધાકથી કંટાલી જઇ મકાનમાંથી નીસરી જવા પછી, આ ગુસતાદે પોતાના એ દીકરાને ખોલી કહાડવાની અને પોતાના મકાનમાં પાછો લાવી તેની સાથ પીતા તરીકે ઘટતી રીતે વરતવાની સેહેજબી દરકાર રાખી હોય એમ હું જાણતો નથી. ના, એટલુંજ નહીં, પણ મારા એક મીતરે તો મને એકવાર એટલાવેર કહયું હતું કે બીચારા કાવસને તેણે બાહેર ગામમાં કંગાલ જીંદગી ગુજારતો જોઇ ગુસતાદને ખાનગી રીતે ઘણુંબી કહયું હતું કે, એ દીકરા સાથ પાછી સમજુતી કરી તેને પોતાના મકાનમાં બોલાવી રાખવો, પણ એ ઘાતકી બાપે સાફ ના પાડયું. હું તો એ માણસાઇ ખવાસ ગણું નહીં, અને એવાં માણસના સંકટો તેની પોતાનીજ વરતણુકથી કેટલેક દરજજે તેની ઉપર ઉતરી આવેલાં માનું."

"નવલ, તું ગરીબ બીચારા ગુસતાદ ઉપર વધારે સખત દીસે છે."

"હા, વહાલી, જેઓ મને ધુતારા સમાન લાગે, બહારથી ગાય સમાન અને અંદરથી ઘોઢા સમાન જણાય, તેઓ તરફ મારી લાગણી હમેશ હોતી નથી. હું ધારૂં છું કે આ ગુસતાદ તારા બાપની મેહેરબાનીનો સારો બદલો આપશે નહીં."

આ સખુનો પુરા થાય તેટલાંમાં પીરોજા ચોંકી ઉઠીને બોલી "બહારની ગયાલરી ઉપર કોઈનાં પગલાંનો અવાજ મને સંભલાયો! અરે, રાત પડી કોણ હશે?"

"પીરોજ, મને તો કાંઈબી સંભલાયું નથી, તારા કાન કેથા બહુ તીક્ષણ લાગે છે. બહારના દરવાજા તો બંધ હોવાજ જોઈયે, ચોકીબાન તયાં આપણે જોયો તયારે ઉભેલો હતો અને તે છતાં ઘરમાં ભરાવાની હીંમત કોણ કરે?"

પીરોજાએ કરગરીને પાછું જણાવયું "નવલ, તું માનતો હોય તો માન, પણ હું તો ખાતરીપુરવક છું કે કોઈનાં ધામાં પગલાં મને સંભલાયાં."

નવલે પોતાની મોહોરદારના બેઉ હાથો પોતાના હાથમાં લઈ હસી પડીને જણાવયું "તયારે તો કોઈ ભુત આવ્યો હશે ખરો!"

"ભુત હોય કે ગમે તે હોય, પણ પગલાં તો સમજાયાં."

નવલે હસીને પોતાની મોહોરદારને જણાવયું "ચાલ પીરોજા, એ વીચાર ભુલી જા અને કાંઈ બીજી વાતચીત કર. મને પાછું લાગે છે કે આપણે એકલાં રહેવામાં ભુલ કરી છે. બીચારાં મારાં માયબી મારા વગર એકલાં તવલયા કરે છે, માટે જો તું કબુલ કરે તો કાલે સવારના સકારેથી આપણે જઈ તેવણને અહીંયાં બોલાવી લાવયે, અને ચાર પાંચ દીવસ અહીંયાંજ રાખી પછી આપણે માયના ઘરમાં તેવણની સાથે રહેવા જઈયે."

પીરોજાએ જવાબ આપયો "હા વહાલા, તું કહે છે તેબી મારે કબુલ છે, કારણ કે મને તો આ મકાનમાં ધાસતી લાગે છે. માટે કાલે માયને અહીંયાં આપણા પરોણા તરીકે લાવી કાલે સાંહાંજનાંજ આપણે તેવણુની સાથે તેવણુના બંગલામાં રહેવા જઇયે."

નવલ—"એબી ઠીક છે, નાસતાની સકારી ગોઠવણ કરજે."

માણસ ચાહે છે શું અને ખોદા બજાવે છે શું! તે હવે પછી આપણે જોઇશું.

કેટલીક વાતચીત કરવા પછી પીરોજા ઝુકવા લાગી, જેથી તેણીને બહુ ઉંઘ આવે છે, એવું ધારી નવલે તેણીને સુવા મોકલી અને પોતે તરણ ચાર દીવસ થયાં પોતાની માનીતી ચોપડી વાંચવા વગર રહી ગયલો હોવાથી ગયાલરીની નજદીકનાજ દીવાનખાનામાં એક ઇઝીચેર ઉપર વાંચવા બેઠો.

પીરોજા બીછાણાં ઉપર પડી. નવલ સાથની પરણેતર જીંદગીમાં અતયારથીજ મલેલાં બેહદ સુખ અને હવે પછી મલનારા સુખો વીશે કેટલોકવાર વીચાર કરવા પછી ભર ઉંઘમાં પડી. ઉંઘમાંબી તેણીને નવલને લગતાજ સવપનાઓ આવવા લાગા. તેણીને સવપનામાં એવું લાગું કે જાણે કોલાબાની દીવાદાંડી જોવા ગયાં હોયે, તયાં ઉપર જઇને દરીઆનો દેખાવ એક મોટી દુરબીનમાંથી નીહાલીને જોય છે, એક મોટી સટીમર લાલ તથા સફેદ વાવટાની આવતી દેખાય છે, તેણી પોતાના વહાલા નવલને દુરબીન આપી પુછે છે કે આ વાવટા ઉપર શું બોલો ચીતારેલા છે, તે જોવું અને નવલ દુરબીન પોતાના હાથમાં લઇ કેટલોક વખતવેર તીકી તીકીને જોવા પછી એ તો "Royal Mail" બોલો છે એમ જણાવી પીરોજાને કહે છે કે એ તો ઇંગલંડનો મેલ લાવતી સટીમર છે. તુરતજ તેણીને બે

તોપ ફુટવાનો અવાજ સંભલાય છે, જે ખયાલી અવાજ હતો તોપણ તેણી ચોંકી ઉઠી.

નવલને હજી બીછાણાં ઉપર ન જોઇ તેણીએ પોતાના તકીયા તલેથી નાનું સુનાનું ઘડીયાલ કાઢી જોયું તો ૧૨॥ કલાકનો અમલ થયલો જણાયો.

"હજી નવલ વાંચયા કરતો હશે?" એવો વીચાર કરી પોતાને પણ પાછી ઉંઘ ન આવવાથી, તેણી નવલને તેડવા માટે બીછાણાં ઉપરથી ઉઠી દીવાનખાના ભણી ગઇ. એ ઓરડામાં દાખલ થતાંજ ટેબલ ઉપર દીવો બલતો હોવા છતાં ખુરશી ઉપર નવલને ન જોઇ, તેણી અગાશી ઉપર ગઇ કે કદાચ તે ચાંદરણું ઘોરતો હશે. અગાશી ઉપરથી નવલ ન મલવાથી તેણી ઘાભરી પડી ગઇ અને "નવલ ! નવલ !" કરી મોટે સાદે હાંક મારતી પાછી દીવાનખાનામાં દાખલ થઇ.

ફાઇરપ્લેસ નજદીક આવતાં તેણીના પગને કશાની જબરી ઠોકર લાગી, અને જોય છે તો કોઇ આદમી ઉંધે મસ્તક પડેલું હતું.

આ ઉંધે મસ્તક પડેલું આદમી કોણ? એકદમ તેણી ચીચારી પાડી બોલી ઉઠી "ઓ માયરે! એ તો મારો નવલ છે, અને લોહીમાં ગરકાવ થઇ ગયો છે! મરેરે, તોપ શું ખરેખરી બીચારા નવલની ઉપરજ ફુટી કે?"

પીરોજાએ બુમ મારી નોકરોને બોલાવયા, અને ઘરમાં દોડાદોડી થઇ રહી. નોકરોની મદદથી નવલને ઉંચકીને એક કોચ ઉપર મેલતાં જણાયું કે તેની પીઠમાં જખુન ઉંડા છરીના તરણ ઘા લાગેલા હતા, જેમાંથી બહુ લોહી નીકલીને દીવાનખાનાની ભોંય ઉપર લોહીની જાણે નદી ચાલતી હતી અને એ ઘાઓમાંથી હજી કેટલુંક લોહી વેહેતું હતું. બીચારો નવલ જાણે મરી ગયલો હોય તેવો બેસુધ લાગતો હતો.

બુઢા અનુભવી કારભારીએ નીસાસો મેલીને કહ્યું "બાઇ, કમભાગ્ય તમારાં, કારણકે મને લાગે છે કે સઘલું થઇ ચુકું છે."

ઉજરી પુણી જેવી થઇ ગયલી પીરોજાએ ઝારઝાર રડીને બુમ પાડી "ઓ વાય, પાલી, એમ શું તું બોલે છે! મારા વહાલા નવલથી ૧૦ વાગે તો હું છુટી પડી સુવા ગઇ, અને એવણ તો અહીંયાં વાંચવા બેઠા હતા. કોઇ મુવા ચોરે ચોરી કાંય નહીં કરી? એવણને કાંય મારયા હશે! જલદીથી કોઇ જઇને ડાકટર હોરમજશાહને બોલાવી લાવો રે!"

મારતી ગાડીએ બે માણસો ડાકટરને બોલાવવા ગયા હતા, જેવણ આવી પુગે તે અગાઉ અનુભવી બુઢા કારભારીએ નવલ મરી ગયો છે એવી પોતાની ખાતરી છતાંબી, હલવેથી તેના શરીર ઉપરથી સઘલાં કપડાં કાઢી ધા પાણીથી સાફ કરયા, જેમ કરતાં તેણે ધારયું કે કદાચ નવલ જીવતોબી હોય.

બીચારી પીરોજા તો તદ્દન ગાફેલ જેવી થઇ ગઇ હતી. કારભારીએ પારોજા ન જોય તેમ બીજી ગાડીઓ જોડાવી આ માહેતમ ભરયા બનાવની ખબર ગીરગામ ખાતે મનજીભાઇના કુટુંબમાં કહેવડાવવા મોકલી હતી. નવલના માતાજીને કહેવડાવવાની તો તેની હીંમત ચાલી નહીં, કારણ કે તે જાણતો હતો કે બીચારાં મેહેરમાય તો આ ખબર સાંભલી જાણે ફાટીજ જશે. તેણે ધારયું હતું કે મનજીભાઇ આવયા પછી તેવણની સલાહ લઇ બીજાં સઘલાં પગલાં ભરવામાં આવશે.

પેહેલાં હોરમજશાહ ડાકટર આવી પુગા. પીરોજા ઝારઝાર રડી પડી, તેવણને પગે પડી બુમ પાડી ઉઠી "ઓ ડાકટર, જોવો મારા નવલને શું થયું છે? કાંઇ ધાસતી તો નથી

કે? મારા નવજાના આ ઘા રૂજાવી આપો અને બાપને બોલે એક લાખ રૂપયાની રકમ હું તમને બક્ષીશ આપીશ, તેની તમો ખાતરી રાખજો. કોણ મુવાએ મારૂં નખોદ વાલવાની પેરવી કીધી છે!"

ડાકટરે જોતાંને વારજ મોહડું કમલાવી નાડ વગેરે તપાસી નીસાસો મેલી કહયું "બેહેન પીરોજા, તયારનું સઘલું થઈ ચુકું છે. તમારા નવજાનો અરધો યા પોણો કલાક થયાં કીમતી પ્રાણ જતો રહેલો જણાય છે. કોઈ મુજી આસામીએ એવી તો આબાદ નેમ તાંકીને મોટી છરી બરડામાં ઘુસાડી દીધી છે કે, પેહેલેજ ફટકે બીચારો બેસુધ થઈ ગયો હશે અને ચીચારી પાડવાનોબી વખત મલયો ન હશે."

આ સખુનો સાંભલતાં પીરોજા તમર ખાઈ બેસુધ થઈ નવજાની પાડોશમાંજ પડી.

બુઢા વફાદાર માલીએ બેઉ હાથે પોતાનું કપાલ કુટી નીસાસો મેલયો કે "લગન પછીના હનીમુનના પાંચમે દહાડે અને તેબી બીચારાની શાલગરેહને દીવસે આવું સેવટ કે! શું બીચારીને અભાગ લાગી હતી કે પોતાના માબાપની ઉપરવાટી થઈ તથા નવરોજજીના માયની મરજી ઉપરાંત આ તદન ખાલી પડેલાં ઘરમાં વરને લઈને એકલી રેહેવા આવી! ખચીત બીચારીને ભુતે ભખી હશે! બીચારાં મેહેરમાયની તો કમબખતીજ!"

ડાકટરે જણાવયું, "પાલનજી, હવે નીસાસો એક કોરે મેલો અને જીવતાંની સારવાર કરો." પીરોજાને ઉંચકીને તેણીના ઓરડામાં લઇ જવામાં આવી હતી, જયાં ડાકટરની ઘટતી સારવારથી તેણી છેક બે કલાક પછી સુધીમાં આવી, પણ એવું લાગું કે આ માહેતમથી તેણીનાં મગજ ઉપર ખરાબ અસર થઈ છે, જેનું પરીણામ કદાચ સદાના ગાફેલપણામાંબી આવે ખરૂં.

ડાક્ટરે તાકીદ કરી કે પીરોજાને ઓરડામાં કોઈ પારસી બાઈની સારવાર તલે એકલાંજ રહેવા દેવાં અને વાતચીત કરાવવી નહીં, યા બનેલી માહેતમની યાદ આપયા કરવી નહીં.

મનજીભાઈ પોતાના દીકરાઓ સાથ એટલામાં આવી પુગા હતા, અને વફાદાર પાલી તથા ડાકટર મારફતે સઘલું સાંભલી તેઓ સઘલા બહુ દુઃખી થયા હતા. પણ દુઃખના ઉભરો કાઢવાનો હમણાં વખત ન હતો. મરનારની લાસ ઉપર કારોનરની જુરી ભરાવવી જોઈતી હતી, અને ડાકટરે માથે લીધું કે તેવણ પુરતી મેહેનત કરી સવારના ૬ વાગામાં કારોનરની જુરી ભરાવવાની ગોઠવણ કરી શકશે. બીજી તરફથી મનજીભાઈ પોતે મરનાર નવલનાં માય મેહેરમાયને કાંઈ કુનેહથી આ માહેતમની ખબર આપી તેવણને બોલાવી લાવવા માટે તેવણના બંગલામાં ગયા, અને બરજોરને તાર આરીસમાં મોકલયો હતો કે પીરોજાનાં માબાપ, જેઓ ખંડાલે ખાતેના બંગલામાં ગયાં હતાં, તેઓને આ આફતથી જાણીતાં કરવા માટે તારના સંદેસો કરવો.

મરનાર નવલનાં માતાજી મેહેરમાયની બે બેટીઓ સારે ઠેકાણે પરણી એક ડજન બચ્ચાં છોકરાંની માતા થઈ હતી, જે સઘલાં બચ્ચાંઓ ઉપર તથા પોતાની બેટીઓ ઉપર બુઢાં મેહેરમાયનો બહુ સારો ચાહ હતો, તોપણ તેવણનો મુખ્ય જીવ પોતાના આ એકપુરા દીકરા નવલમાંજ હતો. મેહેરમાય પોતાના મરનાર ખાવીંદના કુટુંબનું નામ જાયુકનું જલવાઈ રહેલું જોવાને બહુ ખાહેશ રાખતાં હતાં, અને “મારા નવલ, જી ભરાયાના છોકરાંઓને હું ખોલે બેસાડી રમાડું, અને પછી મારી બે આંખો બંધ થાય તો કાંઈ નહીં” એવી તેવણની જાયુકની ઈનતેજારી હતી, જેને આ રીતે ફટકો લાગો હતો.

મનજીભાઈએ મેહેરમાયને મકાને જઈ બહુ કુનેહથી આ આફતદાયક ખબર તેવણને આપતાંજ તેવણ જાણે ફાટી

ગયાં હતાં, પણ જ્યારે મનજીભાઈએ જણાવયું કે "બહેન, બીચારી પીરોજાને દીલાસો આપવા માટે, તેણીને ઘેલાપણાંની હાલતમાંથી દુર રાખવા માટે તમારે તો હીંમત બતાવવી જોઈયે," તયારે મેહેરમાય ઉપર ઘટતી અસર થઈ, અને તુરત તેવણ મનજીભાઈ સાથ તયાં જવા નીકલી પડયાં.

પીરોજા તથા તેણીની સાસુ વચેની આ મુલાકાત બહુ બહુ દયા ઉપજાવવા જોગ હતી, ગમે એવાં સખત હઈડાંના માણસની આંખોમાં આંસુ લાવે એવી હતી, પણ તે વીશે અહીંયાં લંબાંણ કરવાને લખનારની કલમબી ચાલતી નથી.

નવલનું ખુન કોણે કરયું હશે, તેની પોલીસે પોતાથી બનતી ખોલ કરવા માંડી, કારણ કે મોટા ખાનદાનમાં આવું ખુન થયલું હોવાથી વરતમાનપતરો મોટી ચરચા ઉઠાવી દશે, એવી તેઓને ધાસતી હતી.

પણ આવો એક નીરદોશ આસામી, જેણે પોતાની આખી જીંદગીમાં કોઈને દુઃખ દીધું ન હશે, જેના એકબી દુશમન ન હશે, જે પોતાનાં દયાલુ તથા માયાલુ કામોથી સઘલાંઓમાં માનીતો થયો હતો, તેનું ખુન કોણે કરયું હશે? પોલીસે મરનારને લગતી સઘલી વીગતો જાણવા પછી, તે પોતેબા એ વીશે ગુંચવણમાં પડી. વફાદાર કારભારી પાલાએ શક બતાવયો કે, કોંડાજી નામના માલીને નવલે પોતાના બંગલાના આંબા મોસમમાં કાઢી લઈ જવાનો ઉંચકો ન આપવાથી તેણે આ જબુન કામ કરયું હશે, પણ પોલીસે કોંડાજીને પકડીને ખોલ કરવા બાદ તેને છોડી દીધો હતો. પીરોજાને એવો શક હતો કે "કારા બંગલા" ના માજી ધણીવાલા કુટુંબના કોઈએબી વેર લેવા માટે બાવા સોરાબશાહ સોલાઈનાના કુટુંબનું નખોદ વાલવાટકી તેણીના ખાવીંદને મારી નાંખયો હશે, પણ પોલીસની ખોલ ઉપરથી જણાયું કે એ પડી ભાગેલાં કુટુંબનો એવો કોઈ આસામી જીવતો રહેલો ન હતો.

તયારે બીચારા જુવાન જમાન ભર ઉમેદવાલા નવજનું ખુન કોણે કરયું હશે? તેજ ગુંચવણ છે, તેજ મુશકેલી છે, અને ડીટકટીવ ખાતાંના ઢુંઢી અમલદારો પોતેબી તે ગુંચવણમાંથી નીકલી શકતા નથી.

---

## પ્રકરણ ૫.

## ખુનનો પતો મલતો નથી—ગુસતાદ અને તેનો દીકરો કાવસ.

પોતાના જમાઈ નવજનાં ખુનની ખબર ખંડાલાના પોતાના બંગલામાં ભર ઉંઘમાંથી ઉઠીને તારના સંદેસાની મારફતે પરોઢયાંમાં ચાર વાગે જાણતાંજ, મેહેબાશાહ તથા મેહેરમાય રડમસ થઇ ગયાં હતાં, અને શું કરવું તે સુજ પડી શકયું નહીં. તેઓએ હજી તો આગલી રાતનાજ ટપાલમાં પોતાની દીકરી ઉપર કાગલ નખાવયું હતું, જેમાં તેણીને સુચના કરી હતી કે, પોતાના પતી સાથ થોડાક દીવસ ખંડાલે આવી તેઓની સાથ રહેવું, કારણ કે હવા બહુ ખુશનુમાં છે.

કોણે ધારયું હતું કે, જે મેલ ટરેનમાં એ કાગલ મુંબઈ ભણી જશે, તેજ મેલ ટરેનમાં તેઓ પોતેબી પોતાના વાહાલા જમાઈની લાસને છેલ્લો સેજદો કરવા માટે મુંબઈ પાછાં ફરશે! મેહેબાશાહને તો મોટી મોટી ઉમેદો આ જમાઈ ઉપર હતી, તેવણ પોતાના કુટુંબનું નામ એ જમાઈના દીકરાને પોતાનો દીકરો કરી લઈ જાલવી રાખવા માંગતા હતા, પણ તે ઉમેદ તો આ મુજબ ભ્રશટ થઈ, અને તેથી ખાવીંદ અને મોહોરદાર બહુ ઝારઝાર રડયાં.

પણ એ ઉમેદ તદન ભ્રશટ થઈજ હશે કે! તે તો ભવીશના ગરભમાં સંતાયલી ખીના હોવી જોઈયે, અને ખરેખર તેમ હશેબી. હાલ તે સાથ કાંઈ આપણને કામ નથી.

સવારની મેલ ટરેનમાં મેહેલાશાહ પોતાનાં મોહોરદાર સાથ મુંબઈ આવવાને નીકલી પડયા, અને બપોરના પોતાની દીકરીનાં મકાનમાં જઈ પુગતાંજ, પીરોજાનાં લગન પછીની માબાપ સાથની આ પેહેલી મુલાકાત ખુશાલીને બદલે આફતદાયક સખત રૂડનની નીવડી હતી.

ડાકટર હોરમજશાહની મેહેનતથી કારોનરની જુરીની તપાસ સવારના સકારે થઈ હતી, અને થોડીક જુબાની લીધા પછી ખુનીનો કાંઈ પટો મલે છે કે નહીં, તેની પોલીસને પુરતી ખોલ કરવાને થોડોક વખત આપવા માટે, એ તપાસ એક અઠવાડયાં ઉપર મુલતવી રાખવામાં આવી હતી. જવાન કમનસીબ નવલનાં રવાંનને પાછલા પોહોરના અવલમંજલ પહોંચાડવામાં આવયું હતું, જે વખતના પીરોજા, નાજાંમાય તથા મેહેરમાયનાં ખરાં રૂદનથી હાજર રહેલી સંખયાબંધ પારસી બાનુઓની આંખમાં પાણી આવી ગયાં હતાં. અને સઘલે ઠેકાણેથી બોલાતું હતું કે, એ હાજર રહેલાં આસામીઓની હઈયાતીમાં આવો માહેતસભરયો બનાવ તો કદીબી બનયો ન હશે.

બીચારા નવલની લાસ અવલમંજલ પહોંચાડયા પછી, આ દુઃખી કુટુંબનાં અનંત દુઃખમાં મોટો વધારો કરનારો બનાવ મરનારના ખુનીની ખોલ કરવા માટની પોલીસની પરપુછનો હતો. ૨૪ કલાકની મુદતમાં તો બીચારી ખુબસુરત પીરોજામાં મોટો ફેરફાર થઈ ગયો હતો. તેણી બહુ નખાઈ ગઈ હતી, પણ તબીબે તેણાનાં મગજ ઉપર ખરાબ અસર થવાની જે પેહેલાં ચીંતા આણી હતી, તેવી ચીંતાનું કાંઈબી વધુ કારણ રહયું ન હતું.

તોપણ તેણીનો એકલો ખયાલ પોતાના હાલના સખત ગમમાં પોતાના પતીના ન જણાયલા મુજી ખુંનીને ખોલી કહડાવી ઘટતી સજાએ પુગાડવાનો હતો. તેણીએ પોતાના બાવાને રડીને, બલકે ખીજવાઈને કહયું કે "બાવાજી, તમે

કામનાજ શું, અગરજો મારા બેહેસતીના ખુનીને ઝાલી કહડાવી ન શકો તો! મારૂં જેબી કાંઇ છે તે લેવો, સઘલું ખરચી નાખો, પણ કોણ મુજીએ મારૂં આવું સદાનું નસોદ વાલયું છે તે તો મને બતાવી આપો? મારા નવલનો એકબી દુશમન ન હતો. મને મોટો વસવસો પેઠો છે બાવાજી, કે આપણાં કુટુંબના કોઇ વેરીએ મારા આ અતી વાહાલા ખાવીંદને આપણા ઉપર કીનો લેવા માટે મારી નાંખી મારાં સુખને સદાનું કચડી નાખવાની ટાહક લીધી છે, પણ તેમ કરતાં એ કરપીણ દોજખી આસામીને મારાં માતાસમાન બુઢાં નીરદોશ સાસુજીનો તો કાંઇબી ખયાલ આવયોજ નહીં. એ હેવાન સમાન શખસબી જો મારાં સાસુજીનું મારા મરનાર ખાવીંદ તરફનું હેત નજરે નજર જોતે, તો તેવણના અને મારા આ સુગંધી ગોલાબને અમારી પાસેથી સદાનો છીનવી લેતાં જરૂર હાથ ખાંચતે. બાવાજી, કાકાજી મનજીભાઇ અને ભાઇ બરજોર, કાંઇબી કરીને આ હેવાનને ઝાલી કહડાવી તેના ઘટતા ફેજે પુગાડો. મને કીનાખોર ગણો, મારે માટે હવે ગમે તે ખયાલ બાંધો, પણ નવલનો ખુની મારા ખોદાની દરગાહમાં નવલની સનમુખ ઉભો રહેવા જશે નહીં, તયાંવેર હું બેચેન રહેવાની."

આ સખુનો બોલી રહેતાં પીરોજા ઠાકીને સાક થઇ ગઇ હતી, અને કપાલ કુટી પછડાઇ શેતરંજી ઉપર પડી.

મેહેલાશાહે પોતાની દીકરીને દીલાસો આપયો કે "બેટી, ધીરજ રાખ, ખોદા સઉ સારૂં કરશે. તે કીરતાર તારી મુશકેલીઓ તાલશે."

પાછી ચોંકી ઉઠીને પીરોજા ઉશકેરાયલીજ હાલતમાં બોલી ઉઠી, "હવે મારી મુશકેલીઓ કયાંથી ઓછી થવાની હતી? કીરતાર તો મારી ઉપર બહુ કરોધમાન થયો છે, કારણકે

તેવણની ભક્તી કરવા કરતાં તેવણના એક બંદા મારા વાહાલા નવલની મેં વધારે ભક્તી કરી હતી."

મનજીભાઈ બોલી ઉઠયા "પીરોજા, એ શું બોલે છે, જરા લાંબો વીચાર તો કર!"

"હા, હા, હું એમજ બોલું છું. મારા પતીની સેવામાં ઓહારમજદને તો હું જાણે ભુલીજ ગઈ હતી. મારા બાવાને ઘર દરરોજ હું બંદગી કરતી હતી, પણ પરણ્યા પછી બંદગી કરવાની મને પાંચ મીનીટની ફુરસદ મલી નહીં. ઓ ખોદા! મારી એ કસુર માફ કરો, મારા નવલને મને પાછો લાવી આપો, અને હું તમારી બંદગી સદા કરતી રહીશ, મારી "ઓરદેહ અવસ્તા" સદા મારી પાસે રાખીશ, અને નહીં તો મને બોલાવી લઈ મારા નવલની પાસે રાખો!"

પીરોજાનું દુઃખ આવું ભારી હતું, અને તેણીનાં માબાપને પોતાના દુઃખમાં એવા વીચારથી બહુ વધારો થતો હતો કે, બીચારી પીરોજા પોતાની વીધવાપણાની હાલત સાંખીજ કેમ શકશે?

આ દુઃખી માબાપને મનજીભાઈએ દીલાસો આપયો કે "વખત પોતાનું કામ કરશે, થોડા વખતમાં આ ગમગીની વીસરાતી જશે, અને પીરોજા જુવાનજવાન ફક્ત ૨૧ વરસની ઉમરની ખુબસુરત નાર હોવાથી પાછી પરણી સુખીઆ થશે; માટે ભાઈ મેહેલાશાહ, એટલા બધા નીરાશ થઈ ના જાઓ, પણ ધીરજ રાખો, અને તમારે આધારે પડેલાંઓને ધીરજ આપો."

બરજોર તો મુગોજ બેઠો હતો. તે દીવાનખાનામાં જયાં આ કમનસીબ બનાવ બનયો હતો, તયાં વારંવાર જઈ સઘલું ચીપીચીપીને જોયા કરતો હતો. ભોંય ઉપરના લોહીના ડાઘ હજી પુરતા સાફ થઈ શકયા ન હતા, જે ચોપડી મરનાર નવલ વાંચતો હતો તે ચોપડીના ૧૧૬ તથા

૧૧૭ માં પાનાઓ ઉપર લોહીના મોટા ડાઘો પડયા હતા, જે એવું બતાવતા હતા, કે આ પાનાઓ મરનાર વાંચતો હશે તયારે અચબુચ તેની પીઠ પાછલથી ખુન કરવામાં આવયું હતું.

બરજોર દીવાનખાનામાંથી ઓટલા ઉપર જઈ બેસતો, અને ઓટલા ઉપરથી પીરોજાવાલા ઓરડામાં જતો, પણ એકબી સખુન બોલતો નહીં.

પીરોજાની હાલની કંગાલ હાલતથી તેને બહુ દુ:ખ ઉપજતુ હતું, ફકત બે દીવસની વાત ઉપરજ તેણીને જે સુખી હાલતમાં તેણે જોઈ હતી, તે હાલત અને હાલની તેણીની કંગાલ હાલત વચે કેવો મોટો ફરક? પીરોજાને ઉપર મુજબ ઝારઝાર બલાપો કરતી જોઈ તેનેબી તેના પીતાની માફકજ વીચાર આવયો હતો કે "વખત પોતાનું કામ કરશે, મહીનાઓના વેહેવા સાથ પીરોજા પોતાના ગમ પણ ભુલતી જશે, પુખત જુવાંનીમાં હોવાથી પોતાના માબાપની સમજાવટથી પાછી પરણવાને તઈયારબી થાય એ બનવાજોગ છે, અને તયારે—તયારે—મારા અનંત પયારને તેણી કબુલ કરશે કે?"

આ વીચાર બરજોરને આવયો ખરો, પણ તુરતજ પોતા માટે બહુ શરમાઈ જઈને એવો વીચાર પોતાના મગજમાંથી દુર કરી નાખવા માગયો, એવું ધારીને કે, હાલના ગંભીર પ્રસંગે એવો વીચારબી કરવો તે પીરોજા તરફ બદ દયાનતથીજ જોવા સમાન છે.

ડીટેકટીવ ખાતાંના અનુભવી અમલદારોએ ખાનસાહેબની સરદારી તલે આ ખુનનો પતો મેલવવાની ઘણીબી કોશેશ કરી, દીવસોવેર એજ કામ પાછલ મંડયા, પણ એક પખવાડયું વહી જવા છતાંબી મરનાર નવલના ખુની વીશે તેઓ સેહેજબી અજવાલું પાડી શકયા નહીં. આખરે એક દીવસે વડા અમલદારે મેહેલાશાહને જણાવયું કે,

"મરનાર શેઠનો જ્યારે કોઈબી દુશમન હતો નહીં, તયારે તેવણનું ખુન કોણે કરયું હશે, તે અમને વધારે ગુંચવણ ભરયું લાગે છે. બે ચીજની અટકલ થઈ શકે. એક તો એ કે, કોઈ ઘેલો આસામી દીવાનખાનામાં દાખલ થઈ નવરોજી શેઠનું ખુન કરી નાશી જવા પામયો છે, અથવા નહીં તો કોઈ આસામીએ તેવણને એટલાબધા સુખી જોઈ અદેખાઈના મારયા તેવણનું ખુન કરયું છે. ચોરી કરવાની નેમથી તો આ ખુન થયુંજ નથી, કારણ કે ખુન થવા પછી છેક બે કલાકે તે જણાયું હતું, અને તેટલા વખતમાં ખુની ચાહતે તો દીવાનખાનામાંથી ઘણો માલ બી ઉપાડી જઈ શકતે, પણ અહીંયાં તો મરનાર નવરોજીના ગજવામાંનું સોનાનું ઘડીયાલ તેમજ આંગલાંમાંની હીરાની વીંટીબી સલામત રહી હતી. માટે ચોરીની નીઆઆથી તો આ ખુન થયુંજ નથી. કોઈ ઘેલા માણસે ખુન કરયું હોય એ વીચારબી રદ કરવો પડે છે, કારણ કે જો કોઈ ઘેલા માણસે એવું કામ કરયું હોય, તો તે આ લતા ઉપર ભટકતો રહેવા વગર રહેજ નહીં. પણ અમો આખાં નાયગામમાં ફરી વલયા છીએ, પણ કેથેબી એવો આસામી જણાતો નથી. મારા લાંબા અનુભવ ઉપરથી, તેટલા માટે હું એકજ સેવટ ઉપર આવું છું, અને તે એ કે અદેખાઈના મારયા નવરોજી શેઠને બહુ સુખી જોઈને તેવણને કોઈ મુજીએ મારી નાંખયા છે. તેવો કોણ માણસ હશે તેનો સેહેજબી ઈસારો કરો, તમને કોણની ઉપર તેવો સેહેજબી શક જાન છે તે અમને ફક્ત જણાવો, અને પછી તમો જોવો, કે અમો ફાવી શકયે છીયે કે નહીં?"

"પણ મરનારની અદેખાઈ કરનારો કોઈ હતોજ નહીંની!"

ડીટેકટીવે શાંત મગજે જવાબ આપયો "એમ બોલોજ ના; દુનયા બોહલી છે, અને તેમાં ઘણું ઘણું બને છે. જો તમો માફ કરો તો કહું, કે પીરોજબાઈ સાથ પરણવાની ઉમેદ

રાખનારા કોઈ જવાને નીરાશીમાં એ કામ કરયું હોય, તેમ મરનાર નવરોજી શેઠ કાલેજમાં શીખવા જતી વખતની પોતાની ભર જુવાનીમાં કાંઈ ઓઠુંબી કરયું હોય, યાને કોઈ બાઈને કબુલાત આપી ફરી ગયા હોય, જેના કચવાટમાં આ કામ થયું હોય એબી બનવાજોગ છે."

ડીટકટીવની આ અટકલો સાંભળીને બરજોરને તો આડાં ઉભાં થઈ આવયાં હતાં, પણ કોઈએ સેહેજબી શક આણયો ન હતો કે એ ખુની બરજોર હશે.

આ તકરારનો કાંઈ નીવેડો આવયો નહીં, અને ડીટકટીવ વધુ આશા છોડી આ ઓલ ઉપરથી હાથ ઉઠાવવા લાગો. વધુ દીવસો ગયા પણ ખુનીનો પતો મલયો નહીં, અને સઘલાઓએ હવે નકી માનયું કે આ ખુનનો પતો આટલાં અઠવાડયાં વહી ગયલાં હોવાથી હવે કદી મલે નહીં. પણ પીરોજા પોતાના મોટા ગમમાં એકજ વીચારને મકમ વલગી રહી હતી, અને તે એ કે પોતાના મરહુંમ ખાવીંદના ખુનીને ઘટતા ફેજે પુગાડેલો જોવો.

મેહેલાશાહના મનમાં પણ ડીટકટીવે આપેલો ખયાલજ ઠસયો હતો કે, કોઈએ નવલની જાહોજલાલી જોવાઈ ન શકાવાથી આ ખુન કરયું હશે, માટે તેવણ તેની છુપી ઓલ કરવા માટે પાડપાડોશીઓના ઘરમાં વારવાર જાવઆવ કરવા લાગા, કે વાતચીતમાં કદાચ કાંઈ પતો મલી આવે.

એક દીવસે તેવણ પોતે પોતાના આશરામાં લીધેલા ગુસતાદના મકાનમાં ગયા, જે કુંજરા ગુસતાદ સાથ વાંચનારને ગયાં પ્રકરણમાં઼ ઓલખાણ કરાવવામાં આવી છે. ગુસતાદ એ વખતે બંદગીમાં મશગુલ હતો, જે પુરી થઈ તયાંવેર તેણે મેહેલાશાહને ફકત સલામ કરી ખુરશી બતાવા સીવાય તેવણ તરફ બાજી કાંઈબી સભયતા બતાવી ન હતી.

ગુસતાદ પોતાના રહેવાના મકાન માટે તેમજ પોતાના અનવસ્ત્ર માટે મેહેલાશાહને જરાકેજરાક આભારી હતો, અને તે છતાં પોતાના "મુરંબી" તરફની તેની આવી વરતણુંક કોઈનેબી અચરતીમાં નાખે તેવી હતી.

પણ તે સાથ હાલ આપણને કામ નથી. એટલુંજ જણાવવું જોઈયે કે ચાલુ દુઃખ, સંકટો, નીરાશી વગેરેથી તે સદાનો શોકાતુર તથા કુંજરો બની ગયો હતો, જેથી કેટલાકોને મનસે તે બુડો વઠીક લાગતો હતો.

બંદગી કરી રહયા પછી ગુસતાદે પુરતી ગંભીરાઈથી મેહેલાશાહને પુછયું "કેમ શેઠ, કાંઈ આજે તસદી લેવી પડી?"

"નહીં, જરા અહીંયાંથી પસાર થતો હતો, તે તુંને બે ઘડી મલી જવાના વીચારથી આવયો. ગુસતાદ, મારા મરનાર જમાઈના ખુનીને પકડવા વીશે તું કાંઈ સલાહ આપી શકે નહીં? તારાં ઘરની સામે બરાબર ખુન થયું હતું, માટે કોઈ માણસને અંદર દાખલ થતાં યા બહાર નીકલતાં તેં જોયું હતું કે? તું તો મને જણાવે છે કે તુંને બરાબર ઉંઘ આવતી ન હોવાથી અરધી રાતનો વખત તું બંદગીમાં ગુજારે છે, માટે ખુની જો કોઈનાબી જોવામાં આવે તો કદાચ તારા જોવામાં આવી શકે."

ગુસતાદે જવાબ આપયો "જે રાતના આ ખુન થયું તે રાતના મેં કોઈબી અણુજાણા માણસને એ નાના બંગલામાં દાખલ થતાં યા તેમાંથી બાહેર નીકલતાં જોયો ન હતો. મને એટલું યાદ છે, કે દરવાજા નવ વાગામાં બરાબર બંધ કરવામાં આવયા હતા, જોકે ફરતાઓની અંદરથી કોઈબી માણસ સેહેલાઈથી એ નાના બંગલામાં દાખલ થઈ શકે."

મેહેલાશાહે બીજો એવો સવાલ કરયો કે "પણ ગુસતાદ, મારા ઉપર તથા મારી બેટી ઉપર આ મોટો ગજબ લાવનાર કોણ હશે તેનો તું શું ખયાલ કરે છે?"

"હું શું ખયાલ કરૂં? જયારે અનુભવી કામેલ ડીટકટીવો પટો મેલવી શકયા નથી, તો મારા જેવા એક એકાંત સુસત પારસી તરફથી તમો ડીટકટીવનાં કામની કેમ આશા રાખી શકો?"

મેહેલાશાહે જવાબ આપયો, "પણ ગુસતાદ, તુંને તો એક ડીટકટીવ અમલદાર કરતાં હીયાં વધારે અનુભવ છે. આપણા આ આખા લતાનું એકેએક ખુણું તને ખબર છે, હીયાં વસતા સઘલી પ્રકારના આસામીઓને—લાંબી મુદતના વસવાતથી—તું ઓલખે છે, અને મારો બેહેસતી જમાઇ નવલ કેવી પ્રકાનો જવાનયો હતો, તેની સંગત કેવી હતી, તેની બીજી વરતાણુંક કેવી હતી, તે તો તુંને બરાબર ખબર હશે."

"હા, મેહેલાશાહ શેઠ, તે સઘલું બરાબર હું જાણું છું. જવાન નવલ સારો ખુબસુરત દેખાવલો હતો, ભોલો અને મલતાવડો હતો અને તેના ઉપર તમારી દીકરીનો અનંત પયાર હતો. વધારે બોલું તો, એ ખુબસુરત એકમેક ઉપર બહુ હેત રાખતું જોડું કેટલાકોની નજરમાં આવયું હોય એબી બનવાજોગ છે."

મેહેલાશાહે વધારે ઉદાસ થઇ જણાવયું "ગુસતાદ, ખરેખર નવલ તથા પીરોજા એકમેક ઉપર બહુ ફીદા થયલું જોડું હતું, પણ તેઓએ કોઇબી આસાનીનું સેહેજબી બગાડયું ન હતું, કે જેથી કોઇની અદેખાઇમાં તેઓ આવે. મારી બીચારી દીકરીનું ભવીશ કેમ હવે જશે તે વીચારથી મારૂં જીગર વીંધાઇ જાય છે. ગુસતાદ, સંસારી સંકટ કેવાં હોય છે તેનો તો તુંનેબી અનુભવ છે—એકપુરા દીકરાનો જુદાપો તુંનેબી કેવો કોતરી ખાતો હશે તેનો મારા જેવો એક દુ:ખી બાપ ખયાલ કરી શકે છે."

પોતાને અપમાન લાગયું હોય એવું મોહ કરી ગુસતાદે જવાબ આપયો "મેહેલાશાહ શેઠ, તમારાં દુ:ખમાં હું

પુરતો ભાગ લેઉં છું, પણ મારા દીકરા માટે બોલી તમોએ મને બળાપો કરાવવો જોઈતો નથી. તમો તો સારીજ નીશટાથી બોલયા હશો, તમોએ તો કદાચ ધારયું હશે કે આગલો જુનો ઘા રૂજાઈ ગયો હશે—પણ—પણ—"

મેહેલાશાહને પણ ગુસસો ચઢયો, પણ તેવણે હોઠ પીસીને જણાવયું "ગુસતાદ, તારી લાગણી મેં દુઃખવી હોય તો હું દલગીર છું. અમારાં કુટુંબ ઉપર પડેલાં સંકટ વીશે કાંઈબી દીલાસો દેવાને યા અમારી ખોલમાં મદદ કરવાને તુંને દરકાર હોય એવું દેખાતું નથી. કાંઈ નહીં, તુંબી દુઃખી છે એવું હું જાણું છું." એમ બોલી સાહેબ મેહેરબાન કરી મેહેલાશાહે તયાંથી વધારે દુઃખી દીલે રૂખસદ લીધી.

રસતામાં મેહેલાશાહ દલગીર થયા કે બીચારા ગુસતાદનું દુઃખ નકામું તેવણે યાદ દેવડાવયું, કારણ કે બીચારો ઘરમાંથી એક દીવસેબી બહાર નહીં નીકલે, તે ખુનીને જોવા તે કયાંથી જાય?

મેહેલાશાહના જવા પછી ગુસતાદે પોતાનાં મન સાથ વીચાર કરયો "આ મેહેલાશાહ પોતાને જેવો દુઃખી દેખડાવવા માંગે છે તેવોજ ખરેખર દુઃખી શું તે હશે? દુનયાંમાં નસીબનાં જોરે એ તો વધતોજ ગયો છે, દોલત અને માન અકરામમાં એ પુર છે, અને જમાઈ મરવા માટે એને એટલું બધું શાનું લાગે? છોકરી જવાન છે, ખુબસુરત છે, બાપીકી મોટી દોલત છે, અને તેણીને પાછી પરણતાં વાર તે કેટલી લાગવાની?"

ગુસતાદ ઉપર જણાવવામાં આવયું છે તેમ પોતાનાં દુઃખ અને સંકટોથી એટલો બધો કંટાલી ગયો હતો, કે બીજાઓનાં દુઃખ માટે તેને ઝાઝું લાગતું ન હતું, અને એમજ ધારતો હતો કે તેના જેવા દુઃખી બીજા કોઈ ન હશે.

આશરે ૭ વરસની વાત ઉપર તેનો એકપુરો જવાન બેટો નામે કાવસ તેનું ઘેર છોડીને કેઠે જતો રહયો હતો, જેનો હમણાવેર પતો લાગો નથી.

કાવસ પોતાના પીતાનાં ઘેરમાંથી જતો રહયાથી નાયગામમાં રહેતાં કુટુંબોને ખરેખર અજાયબી ઉપજી હતી. કાવસે સારી મધયમ કેલવણી લીધી હતી, તે ઘણોજ શરમાલ હતો, થોડુંજ બોલતો હતો અને પોતાની ઉમરના બીજા જવાનયાઓ કરતાં વધારે શોકાતુર દેખાતો હતો. તેના આ કુંજરા બાપે તેનેબી કુંજરો બનાવવાની કાલજી રાખી હોય એમ પાડોશીઓ બોલતા હતા. ઘરમાંથી તેને જવલેજ બાહેર જવા દેવામાં આવતો હતો. જો આસપાસના જવાનયાઓ સાથ તે દોસતી કરતો, તો ચુસતાદ કાંઈને કાંઈ ટીકા કરી તે દોસતી છોડાવવા માંગતો, અને પોતાના દીકરાનેબી પોતાની માફક તે ઘેરમાં ગોંધીજ રાખવાને પ્રયછતો હતો.

કાવસને ગાયન તથા વાજીંતરનો બાલવયથી બહુ સારો શોખ હતો. તેનો હલક બહુ સુંદર હતો, અને વાયોલીન પર તે કેટલાંક ગાયનો ગાતો હતો, તેથી આસપાસનાં કુટુંબો તેનું એવું ગાયન સાંભલવાને મરી મરી પીટતાં હતાં. જયારે કોઈનાબી ઘેરમા કાંઈ સપરમો દાહાડો હોય તયારે કાવસને તો આગ્રહનું સદા પ્રેજન થતું કે પરોણાઓને તેનાં ગાયનની લેહઝટ મલે, પણ આ કુંજરો બાપ તેને કોઈ કોઈ વારજ બાહેર જવા દેતો હતો.

એવો નમાનો છોકરો એકદમ ઘર છોડી જતો રહયાથી, સઘલા પાડોશીઓ એમજ માનતા હતા કે પોતાના બાપના જુલમથી કંટાલીને તે જતો રહયો છે.

કાવસ કયાં જતો રહયો છે તે ૭ વરસ થયાં કોઈને જણાયું નથી જો કે ઘણાંકો તો એવું માનતા હતા, કે કુવા યા તલાવ કરીને તેણે પોતાની દુઃખી જીંદગીની આખેરી આણી છે.

પણ લોકોને જે વધારે અજાયબી ઉપજવી હતી, અરૂં કહીયે તો જે દુઃખ ઉપજતું હતું, તે એ કે આવો એકપુરો સારો ખસલતનો દીકરો જતો રહેવા છતાં તેની પુરતી ઓલ કરવાને, તેને શોધી કહાડી પાછો મેળવવાને, કુંજરા ગુસતાદે થોડીજ દરકાર રાખી હતી.

---

## પ્રકરણ ૬.

## મરનાર નવલનું વસીયતનામું—તેની બેહેનો તથા બનેવાઓ.

મરનાર નવલની લાસ ઉપરની કારોનરની જુરી બીજી બેવાર તપાસ કરવાને મળયા પછી, ખુનીનો કાંઇબી પતો ન લાગયાથી એવો અભીપરાય આપીને બરખાસત થઇ હતી કે "મરનાર નવરોજજી સોરાબશાહ દાલીશેઠનાનું ખુન મોટી છરીથી તરણ જખુન ઘા કરીને કરવામાં આવયું હતું, પણ એ ખુન કોણે કરયુ હતું, તે જણાતું નથી."

કારોનરની જુરીની તપાસને છેલ્લે દીને પીરોજાની જુબાની લેવામાં આવી હતી. તેણી તદન કાલા પોશાકમાં મજબુત હઇડું રાખી સેહેજબી આનાકાની વગર, બલકે પોતાની ખાહેશ જણાવીને, જુરી સનમુખ જુબાની આપવાને હાજર થઇ હતી. જે બનયું હતું તે મકમ હઇડું રાખી તેણીએ વીગતવાર જણાવયા પછી તેણીથી થોબાયું નહીં, તેણીનું હઇડું ભરાઇ આવયું, તેણીના આંખમાંથી ઝાર ઝાર આંસુઓ પડયાં, અને કરગરી કાલાવાલા કરતી હોય તે રીતે તેણીએ કારોનરને આરજુજી કરી કે "ડાકટર સાહેબ, મારા બેહેસતીનું વીના કારણે ખુન કરનારનો પતો મેળવી આપવાને તમો તમારાથી બનતા ઉપાયો લેવડાવશો. તો મારા જેવી દુનયાંમાંથી તદન રદ બાતલ થયલી ઓરતનાં તદન ચીરાઇ ગયલાં જીગરનેબી કેટલીક રૂજ લાવી શકશો."

ભલા કોરોનરે ધીરજ આપી કે "બાઈ, હીંમત ધરો, તમારી ઉપર બહુ જબુન ફટકો લાગો છે, પણ કુદરતના હુકમ તરીકે તેને ધીરજથી સેહેવવાને તઈયાર થાવો. મરનાર નવરોજજીના ખુનીને પકડી પાડવા માટે પોલીસના ચાલાક અમલદારો તરફથી પુરતી ખોલ કરવાને બાકી રાખવામાં આવશે નહીં, એમ ખાતરીથી માનજો."

કોરોનરની જુરીનું કામ તો એ મુજબ સમાપત થયું, અને જોકે ખુનીને ખોલી કાઢવાને પોલાસે હવે બહુ આશા છોડી દીધી હતી, તોપી વધુ ખોલ કરવાને બાકાત રાખવામાં આવી ન હતી. પીરોજાએ માંગણી કરયાથી વરતમાનપતરોમાં જાહેરખબર આપીને તથા રસતે રસતે હેંડબીલો વલગાવીને પરજાને ખબર કરવામાં આવી હતી કે, મરનાર નવલના ખુનીને પકડી આપનારને રૂ૫૦૦૦ નું ઇનામ આપવામાં આવશે, પણ એ ઇનામનુંબી કાંઇ પરીણામ આવયું નહીં.

બીચારી પીરોજા બહુ દુઃખી સથીતીમાં દીવસો ગુજારવા લાગી, અને માબાપને કાલાવાલા કરયા કે એ કંગાલ ઠેકાંણેથી તેણીને મોકલાવી દેવી, અને એહેવતી નવલના માતાજીના બંગલામાં જાયુકને તેણીને રહેવા દેવી, કારણ કે "કારો બંગલો" તથા તેની આસપાસના સઘલા મકાંના તેણીને મનસે કદરબીહામણા લાગે છે. એવું નકી થયું હતું કે મરનારનો માસીસા નીતા, બીચારાં બુઢાં મેહેરમાયે પોતાની આ જવાન ૨૧ વરસની ઉમરની રંડાયલી વહુને લઈને પોતાના બંગલામાં જવું.

મનજીભાઈ પોતાના દીકરા બરજોરજીની સાથ દરરોજ સાંજના પોતાના દુઃખી થયલા એશીઓને દીલાસો આપી કાંઈ જરૂર જોગું કામકાજ કરવા માટે આ શોકાતુર મકાનમાં આવતા હતા. માસીસાને દીને બપોર પછી તરણ કલાકે મરનાર નવલનું વસયતનામું તેના અતજગના એશીઓની હાજરીમાં વાંચવાનું નકી કરવામાં આવયું હતું.

એ દીવસની આગલી સાંજના મેહેલાશાહ પોતાના કાકાના દીકરા મનજીભાઈ સાથ આ શોકાતુર બનાવનીજ ગંભીર વાતચીતમાં રોકાયા હતા. એકદમ તેવણની આંખોમાં પાણી આવયાં, અને પોતાના આ માનીતા નજદીકના સગીન તેવણે જણાવયું "ભાઈ મનજીભાઈ, મારી એકપુરી દીકરીની હાલત જોઈ મને ચુંથાઈ આવે છે. એજ હાલત જો થોડોક વખત વધુ ચાલુ રહે તો મને નહીં સુજતું કે પીરોજા, બેહેસતી નવજની વરસીના દહાડો બી જોવા પામે. ઓ ખોદા! તેં કાંઈ અમને જેવી તેવી શીખામણ આપી નથી! અમારી બેહદ ખુશાલીમાં તેં અમારા મરહૂમ દુનયાંને સાચ આપયો છે કે, માણસ ગમે એવા મોટી મોટી ઉમેદો રાખે પણ તું કીરતાર તે ઉમેદોને એક તચાકડામાં કેવી જમીનદોસ્ત કરી નાખે છે! ભાઈ મનજી, હું તો એમજ ધારતો હતો કે, મારી એકપુરી દીકરીને મેં બહુ સુખી બનાવી મારાં કુટુંબનો નવેસરથી પાયો નાખયો છે, પણ એ પાયો તો તુરતજ ધસી પડયો છે."

મેહેલાશાહથી વધારે બોલી શકાયું નહીં, અને તેવણ માથું ધંકી ડુચકે ડુચકાં ખાઈ રડવા લાગા. તેવણને પુરતા રડવા દઈ મનજીભાઈએ તેમનું હઈડું સુલ્લું કરવા દીધું. મેહેલાશાહ શાંત થયા પછી મનજીભાઈએ જણાવયું કે "ભાઈ મેહેલ્લા, એ તો ખોદાના હુકમ છે, તેમાં આપણે શું કરી શકવાના હતા? તમે તો તમારાથી બનતું કરયું, પણ ખોદાની મરજી નહીં ત્યારેજ લાચાર થયા કેની? ધીરજ રાખો, સઉ સારૂં થશે. વખત પોતાનું કામ બજાવશે. મેહેલ્લા, તમે તો પુરતા સમજુ છો, માટે વધુ દીલાસો તે શું આપું?"

"હા મનજીભાઈ, હું તો મન બહુ મારૂં છું કે શાંત રહી મારી બાયડી તથા દીકરી અને વેહેવાણને મારા દાખલા ઉપરથી ઠંડાં રાખું, પણ છેલ્લા મહીનાના બનાવો યાદ

આવે છે તયારે મારૂં હઇડું બી થોભતું નથી. ભલાં માણસને જાણે આગાહી સુજ પડી હોય, તેમ લગનની એક દીવસ અગાઉ મારે તયાં આવી મને ઓરડામાં ખાનગી લઇ જઇ પોતાનું વસયતનામું મારી પાસ લખાવયું, અને તયાંને તયાંજ શીલશાખ કરાવી મારા કબજામા આપયું. મેં ઘણોએ વારયો કે નવલ, શું ઉતાવલ પડી છે, પરણીને ઠરીઠામ થઇ વખતસર તારૂં વસયતનામું કરજે. પણ નહીં, તે પોતાની હઠમાં ફાવયો, અને આજે મને લાગે છે કે નવલ ખરો હતો. બીચારાને જાણે ખબરતજ થઇ હતી કે ૧૦ મે દીવસે તો તે પેલા હંનાબના નાતાઇ જેહાનમાં હશે."

મનજીભાઇએ જણાવયું "જમજુ છોકરો હોવાથી એવી સંભાલ લીધી, તયારે બુઢી માય તથા વીધવાન ભત્રીજ સારી રીતે ગુજારવાની તક આવી હશે કેની?"

મોહોડું ગુછ્છી નાખી મેહેલાશાહે જણાવયું "હા, ખરેખર પુખત દાનાશમંદી ભરયું વસયતનામું મારો બેહેનતો જમાઇ કરી ગયો છે. પોતાનો બાકીકો મોટો બગીચો તેનાં ફરફરનીચર સુધાં પોતાની વીધવાને જીંદગી સુધી વાપરવા આપી ગયો છે, અને તાકીદ કરી છે કે પોતાનાં માતાજીને તયાં તેમનાં જીંદગી સુધી પુરતા એશઆરામમાં રાખવામાં આવે; જો મારી પીરોજા તેને પેટના કાંઇબી ફરજંદ વીના મરણ પામે, તો એ મોટા બગીચાવાલી મીલકત નવલની નાની બેહેન શીરીનના વડા દીકરાને મલે, અને શીરીનને તયાંબી જો કાંઇ ફરજંદ ન હોય, તો વડી બેહેન સુનાના વડા દીકરાને મલે. જો બેઉ બેહેનાને તયાં ફરજંદ ન હોય તો એ મોટી મીલકત વેચી નાખી તેની જે કાંઇ કીંમત ઉપજે તે એ બેઉ બેહેનાની છોકરાઓને સરખે હીસસે વેંહેંચી આપવામાં આવે. પણ ખોદાની મેહેરબાનીથી એ બેઉ બેહેનાને તયાં આઠ દીકરાઓ ઉપ્રાંત ૭ છોકરાઓની વરધી હોવાથી નવલનો બાકીકો બગીચો વેચાઇ સતાઇ જવાની તો ધાસતી નથીજ."

બીજે દીને મરનાર નવલનું વસીયતનામું વાંચવામાં આવયું હતું. તે વખતે મેહેલાશાહ, તેવણનાં ધણીયાંણી, મેહેરમાય, નવલની બે બેહેનો શીરીન તથા સુના અને તેઓના ખાવીંદો હાજર હતા. સેવટે મેહેલાશાહે બોલાવવાથી દુ:ખી પીરોજા પણ બહુ ગંભીર ચેહેરે તયાં હાજર થઇ, અને પોતાનાં સાસુની પાસે બેઠક લીધી.

વસીયતનામું મેહેલાશાહે મરનારના એકઝીકયુટર તરીકે વાંચી સંભળાવયું હતું. આ વસીયતનામામાં મરનારનાં માય મેહેરમાયને તેવણ જીવે તયાંવર બંગલામાં રેહેવાનો તથા ખાવાપીવાનો હક આપવા ઉપ્રાંત રૂ૨૦૦૦૦ની રોકડ રકમ આપવામાં આવી હતી. મરનારે પોતાની બાયડીને ફરમાશ કરી હતી કે જેમ સઘલા જુના નોકરોને નોકરીએ રેહેવા દેવા, તેમ મરનારના ચાર ઘોડા તથા ચાર કુતરાઓને પણ જાથુકના રાખવા, અને કદી બી કોઇને વેચવા યા આપી દેવા નહીં. પોતાની બેઉ બેહેનોને દરેકને મરનારે રૂપયા દશ દશ હજારની રકમ આપી હતી, જયારે બંગલો જીવજાગે તયાંવર પીરોજાને વાપરવા આપી, તેણીને પેટ જો કાંઇ ફરઝંદ હોય તો તેની તે મીલકત ગણી હતી, પણ ન હોય તો ઉપર જણાવવા મુજબ પોતાની નાની બેહેનના વડા દીકરાને તે આપવાને ફરમાવયું હતું. પોતાના વફાદાર કારભારી પાલીને રૂ૧૦૦૦ની રકમ આપવા ઉપ્રાંત, બીજા જુનાં નોકરોને પણ તેઓની નોકરીની મુદત મુજબ તેથી ઉતરતી રકમોની બક્ષેશ કરી હતી. બાકીની રૂ૧॥ લાખની પોતાની રોકડ પુંજી પીરોજાને જીવે જાગ તયાંવેર વાપરવા આપી હતી, જે પછી તેણીનાં ફરઝંદોને સરખે ભાગે વેંહેંચી આપવાનો હુકમ કરયો હતો, અને ફરઝંદો ન હોય તો પોતાની બે બેહેનોનાં ફરઝંદોને એ પુંજી સરખા હીસા કરી આપી દેવાને જણાવયું હતું.

વસીયતનામું વંચાઇ પુરૂં થતાંજ પીરોજા ખુરશી ઉપરથી ઉઠી પાછી પોતાના ઓરડામાં જઇ બીછાના ઉપર સુઇ ગઇ હતી.

મરનાર નવલના બે બનેવીઓ ભીખાજી તોપખાના તથા જહાંગીર અવાસયાએ આ વસયતનામું વંચાતું બહુ ઉલટથી સાંભલયું હતું. બેઉ માનતા હતા કે નવલ તો વારસ મેલવા વગર મરણ પામેલો હોવાથી, નાયગામનો દોલી શેઠવાલો મોટો બગીચો તેઓમાંથી એકના વડા દીકરાને મલશે. પણ એ મીલકત મેલવવાને કોણનો દીકરો નસીબવંત નીવડે છે, તે જાણવાને તેઓ બેઉને ઇંતેજારી હતી. વસયતનામું વંચાઇ રહેવા પછી જહાંગીર અવાસયાના વડા દીકરાને એ બગીચો મલવાનું નકી થયલું જોઇ ભીખાજી તોપખાનાએ પોતાના સાહાદુને "અંતઃકરણ" ની મુબારકબાદી તો ઘણી આપી, પણ તેવણને અંદરથી બહુ બલાપો થતો હતો, જે બલાપાની અગણમાં મરનાર નવલને કાંઇ કરડા સખુનો ઓચરાયા હતા કે નહીં, તે અહીંયાં જણાવવાની જરૂર નથી.

પણ આ જહાંગીર અવાસયા તથા ભીખાજી તોપખાના સાથ વાંચનારને ટુંક ઓલખાણ કરાવવી જોઇયે, જોકે એ બે સાહેબો કાંઇ આપણી વારતામાં અગતનો ભાગ બજાવનાર નથી. મરનાર નવલની નાની વધારે માનીતી બેહેન શીરીનના ખાવીંદ જહાંગીર અવાસયા, ખાનારપીનાર અને ફરનાર હરનારને સદા સાહેબ આપે એવા વીચારના નફકરા આશરે ૩૮ વરસની ઉમરના ગ્રહસથ હતા. તેવણ સવભાવે બહુ સારા હતા અને દીલે માયાલુ હતા. પણ તેવણનું સઘલું કામકાજ એમકી ફાંકડા ઘોડાઓ દોડાવવામાં અને સાંજ સવાર ઘોડાઓ ઉપર ફરવામાં તથા સરતોમાં ઘોડાઓ મોકલાવી તે સરતો આવે તયારે દીવસોના દીવસો ઘોડાઓને કવાયદ અપાતી જોવામાંજ આવી રહયું હતું. જહાંગીરને ઘોડાની બહુ સારી પરખ આવડતી કહેવાતી હતી, જેથી ઘણા શોખીન શેઠો ઘોડો ખરીદવા અગાઉ તેની સલાહ લેતા હતા, અને ખરીદવા પછી જનાવરને સારૂં કેલવવા માટે કેટલાંક અઠવાડયાંવેર જહાંગીરને વાપરવા માટે આપતા

હતા. એ શોખમાં તે અટવાયલો રહેતો હતો, પણ તેથી કાંઈ પોતાના કુટુંબને ભુલી જતો ન હતો. પોતાની મોહોરદાર શીરીન તથા તેણીનાં ૯ છોકરાંઓ ઉપર જહાંગીરની બહુ સારી પ્રીત હતી. તેને નીરાંત હતી કે તેની મોહોરદાર છોકરાંઓની બહુ સારી જતન લે છે, જેથી છોકરાંઓને કેલવણી આપવા વગેરે કાંઈ બાબદ વીશે તે વચે પડતોજ નહતો.

જેમ જહાંગીરનું ધયાન પોતાના ઘોડાઓ અને કુતરાઓમાંજ આવી રહયું હતું, તેમ શીરીનની આખી દુનયાં તેનાં ૯ ફરજંદોમાં સમાયલી હતી! છોકરાંઓને નવાડવા ધોવાડવા, ખવાડવા, ફરવા મોકલવા, રમાડવા અને તેઓ માટે કપડાં સીવાડવામાં શીરીનનો આખો દીવસ જતો હતો. શીરીન કોઈનીબી સાથે વાત કરતી, તો પોતાનાં છોકરાંઓની ચબરાકીની વાત તો પેહેલીજ લાવતી. જેબી કોઈ મલવા આવે તેની આગલ મારા ફલાંએ તો ફલાણું કીધું, મારા દીકરાએ તો આજે હમણાં નોકરને ચમકાવી કાહડયો. મારી દીની તો ગુંડલા ઉપરથી ખાવાબી ઉઠતી નથી. મારા નોકરને તો ચીતરામણનો બહુ શોખ લાગો છે, વગેરે, વગેરે, વાતોથી શીરીન પોતાને મલવા આવનારાઓને મોટો કંટાલો આપતી હતી, એવા નીરદોશ વીચારથી કે તેઓને એ વાતચીતમાં બહુ સારી રમુજ મલતી હશે. જહાંગીર એમજ ધારતો હતો કે મારા જેવા સરસ ઘોડા બીજા કોઈની પાસે નથી તથા મારા હાથે ઘોડાઓ જેવા કેલવાય, તેવા બીજા કોઈનાબી હાથે કેલવાય નહીં; જયારે તેની મોહોરદાર શીરીન સદા એમજ ધારતી હતી કે, મારા છોકરાંઓ જેવાં સોભામણાં અને ચંચલ છોકરાં બીજા કોઈનાંબી ન હશે, અને મારા જેવી આચ્છી તાલીમ છોકરાંઓને બીજી કોઈબી માય આપી શકતી ન હશે. એ મુજબ આ ખાવીંદ અને મોહોરદાર પોતપોતાના વીચારોમાં મજાહ લેતાં હતાં, અને એકેકની આડે ન આવી ખુશખુશાલ જીંદગી ગુજારતાં હતાં.

ભીખાજી તોપખાના, મરનાર નવજાની વડી બેહેન સુનાના ખાવીંદ થતા હતા. તેવણ વલી પોતાના સાહાદુ જહાંગીરથી ઉલટાજ ખવાસના હતા. શોખીનોને ફરવા હરવા લઈ જવા માટે ગાડીમાં જોડવા થકી ઘોડાને ઇશ્વરે પેદા કરયો હશે એવું તેવણ માનતા હતા, અને તે સીવાય એ "હેવાન" તરફ તેવણની બીજી કાંઈબી લાગણી ન હતી. તેવણનું સઘલું ધયાન જાહેર કામોમાં ભાગ લઈ નામ કાઢવાનું હતું. કોઈબી ધરમખાતું ઉભું થતું તો તેની કમીટીમાં પોતાનું નામ દાખલ કરાવવાને, યા તેના સેક્રેટરી થવાને ભીખાજી તોપખાના ડેસ લગડાવવાને ભુલતા ન હતા. ઘણીખરી દરેક જાહેર સભામાં તેવણ હાજર થતા, અને કોઈબી દરખાસત પોતાના હાથમાં મેલવામાં આવે, તેની આગમજથી ગોઠવણ કરાવવાની સંભાલ લેતા હતા. એવા શોખને લીધે મુંબઈના રહેવાસીઓને મયુનીસીપલ ચુંટણીનો હક મલતાંજ ગીરગામ વારડ તરફથી કારપોરેશનમાં પોતાને ચુંટી કઢાવવાને તેવણે બહુ જેહેમત લીધી હતી. ભીખાજી તોપખાના એ મેહેનતના પરીણામ તરીકે બહુ વધુ મતે ચુંટી કઢાઇ શેહેરીસમાજમાં દાખલ થયા હતા, અને થોડા દીવસમાંજ વરતમાનપતરોમાં નજદીક એકજ સરખાં લખાંણો તેવણની ખુબજા તારીફનાં પ્રગટ થયાં હતાં, જાણે તેવણ કર ભરનારાઓનું શું દલદર ફીટાડી નાખશે! કારપોરેશનમાં ભાશાંણો કરતા તો તેવણ ડરતા થયા, પણ કોઈ દરખાસતને ટેકો આપવાને વેહેલા વેહેલા ઉઠતા હતા, કર ભરનારાઓ તરફની ચીંતાથી કે રખેને દરખાસત ઉડી જાય; વલી જયારે મુંબઈના કર ભરનારાઓનું દલદર ફીતાડવાને તેવણ તરફથી આટલી બધી કાલજી રખાય, તયારે તો તે અમુલય સેવા કર ભરનારાઓની જાણમાં જરૂર લાવવીજ જોઈયે, માટે ઘટતી સંભાલ રખાતી હતી કે બીજે દીવસના વરતમાનપતરોમાં આખાં નામ સાથ પ્રગટ થાય કે "એ દરખાસતને મી૦ ભીખાજી અસલાજી તોપખાનાએ ટેકો આપયો હતો." તેવણ પોતાની કલબમાં

તેમજ નાના મેળાવડાઓમાં આપણા કર ભરનારાઓની બેદરકારી માટે, તેમજ કારપોરેટરોની ખોટી ખુશામતો માટે સખત ટીકાઓના વીચારો જાહેર કરતા હતા, જેથી ચોપટ કલબના તેવણના કેટલાક ભોલા મીત્ર તો એવુંજ માનતા હતા કે, જો મી૦ ભીખાજી તોપલયા ન હતે તો મુંબઈ શેહેરનો કચરો પંદર પંદર દહાડેબી સાફ થતે કે નહીં! ભીખાજી તોપલયાની ધારા સભામાં દાખલ થવાની બહુ ઉલટ હતી, "આનરેબલ મી૦ ભીખાજી અસલાજી તોપલયા" નામ વરતમાનપતરોમાં કેવું મજાનું લાગશે, એવો વીચાર જયારે તેવણ કરતા તયારે તેવણનાં મોઢાંમાં પાણી પાણી છુટી આવતું. પણ સરકારનું ભલું તે શું થશે, કે હજી વેર તેવણની એ ખાહેશ પાર પડી ન હતી.

ભીખાજી તોપલયાને તેવણને લાયકનીજ મોહોરદાર મલી હતી. સુનાબી પોતાના જીભરાયા ખાવીંદ ઉપર ફીદા ફીદા હતી. સુનાની જીંદગી ખાવાપીવા, હસવાબોલવા, ફરવાહરવા જવા તથા નયુસપેપર અને વારતાની ચોપડીઓ વાંચવામાં આવી રહી હતી. ઘરનાં કામકાજ તથા છોકરાંઓની દેખરેખનો તેણીને બહુ કંટાલો હતો. એક બુઢી પારસી ડોસી તથા બે વીશ્વાસુ આયા તેણીની નોકરીમાં હતાં, અને એ તરણ નોકરો ઉપર તેણી ઘરનાં કામકાજ તથા છોકરાંઓની બરદાસ માટે પુરતી નીરાંત રહેતી હતી. સુનાને પોતાનાં ખાવીંદ માટે બહુ ઉંચો વીચાર હતો, અને એમજ ધારતી હતી કે, મારા ખાવીંદ બહુ કાબેલ છે, તથા તેવણ ન હતે તો મુંબઈ શેહેરનું શું ને શું થઈ જતે! વરતમાનપતરોમાં પોતાના ખાવીંદનું નામ વાંચતાંજ સુનાનાં હઈડાં હરખાઈ જતાં અને ચાર ચાર, પાંચ પાંચ યા છ છ વખત તેણી તે ને તેજ વાંચયા કરતી હતી. વલી સહીમીતીઓને મલતાંબી "આજનું 'જામે જમશેદ' જરૂર વાંચવાની" તેણી મજબુત ભલામણ કરતી.

# પ્રકરણ ૭.

## બરજોર—તેના મનમાં હાલાતા વીચારો.

મરનાર નવલની બે બેહેનો શીરીન તથા સુના અને તેણીઓના ખાવીંદ જહાંગીર અવાસયા તથા ભીખાજી તોપલયા સાથ વાંચનારને છેલ્લાં પ્રકરણમાં મુલાકાત કરાવવામાં આવી છે. આ બેઉ બનેવીઓને પોતાની મોહોરદારોના એકપુરા ભાઈ મરનાર નવલ સાથ બહુ સારૂં હતું, નવલનાં થયલાં ખુનની બીના જાણતાંજ તેઓ અતીશય દુઃખી થયા હતા, પણ દુનયાંમાં મોહોત અને જીવત તો ચાલતુંજ આવયું છે, એ ધયાનમાં લઈ તેઓએ ધીરજ પકડી હતી અને ભવીશ માટે રાહ જોતા બેઠા હતા. એ ભવીશ તો જણાઈ ગયું હતું, અને તે એ કે મરનાર નવલે પોતાની નાની બેહેન શીરીનના વડા દીકરાને પોતાનો મોટો બગીચો—જો પોતાને ત્યાં વારસ ન હોય તો—આપીને પોતાનો વારસ ઠેડવયો હતો.

ભીખાજી તોપલયાને એથી ચચવાત તો બહુ ચઢયો હતો, પણ કુટુંબના અરસપરસનાં એખલાસને કાંઈ ખલલ ન પુગે તેટલા માટે, તેવણે પોતાના સાહાદુની પીઠ ઠોકી જાણે પોતાને હરખ ઉપજયો હોય તેમ જણાવયું કે "જહાંગીર, તારા વડા દીકરા મંચીનું ભવીશ આવું સારૂં નકી થયું છે, તે જોઈ મને હરખ ઉપજયો છે, અને તે માટે દીલોજાનીભરી હું તને મુબારકબાદી આપું છું. મંચી મોટો થશે તેટલામાં તો આ સુંદર બગીચો તેના હાથમાં આવવાનો, અને આજે તું જાણે છે તો ખરો કે, મુંબઈમાં જમીનના ભાવ કેટલા બધા વધતા જાય છે."

પણ જહાંગીર અવાસયાએ ગંભીર ચેહેરે જવાબ આપયો "ભીખાજી, તું કહે છે તે તો ખરૂં, પણ શીરીન હજી બહુ જુવાન છે, હું મરી જઈશ અને મારો મંચી બુઢો

થશે ત્યાંવેર શીરીન કાંઈ આ દુનયાંને છોડી જનાર નથી, તો પછી એ મોટા બગીચો મંચીને મલે કે નહીં મલે તે હું તે કયાં જોવા આવવાનો હતો? વલી ભાઈ, તું ભુલી જાય છે કે આવતે વરસ આએજ વખતે કોઈ વધાર હકદાર નવો વારસ કાંય નહીં નીકલી આવે? શીરીન કાંય નહીં નવલની વરસીને દીવસે પોતાના બેટાને રમાડતી હોય!"

ભીખાજીએ હાથ ઠોકી જણાવયું "અરર! ખરેખર! તેનો તો વીચાર કરતાંજ હું ભુલી ગયો!" આ નવી અડચણ દેખાડતાં ભીખાજીનાં મનમાં તો એવાજ વીચારો ઢોલાયા કે દાલીશેઠવાલો મોટા બગીચો જહાંગીર અવાસયાના બેટાના હાથમાં જાય, તેના કરતાં ખુદ નવલનોજ વારસ જનમી તે વાપરે તો વધારે સારૂં.

દીવસો જવા લાગા, નવલનાં મરણને અઠવાડયાંઓ વેહેવા લાગા, પોલીસ પોતાની ખોલમાં હજી ફતેહ ન પામયાથી એ બનાવ રફતે રફતે વીસરાવા લાગો, અને ગરીબ બીચારી પારોજા તથા તેણીનાં સાસુ મેહેરમાય સબુરીથી પોતાનું સંકટ સેહેવવા લાગાં. દુનયાં માણસોને દુ:ખમાં ગરકાવ કરી મેલ છે, પણ ગમે એવાં દુ:ખો છતાં માણસોને દુનયાંમાં ઇશ્વરે નેમેલું કામ તો બજાવવાનું છેજ; અને તે મુજબ પોતાની દુ:ખી હાલતમાં મેહેરમાય તથા પીરોજાબી પોતાનું નેમેલું કામ બજાવયાં જતાં હતાં.

દાલીશેઠવાલા આ બગીચામાં આ સાસુ વહુ રહેતાં હતાં, જે મોટા બગીચો તેઓને મનસે બહુ ઉદાસ દેખાતો હતો. ત્યાં જોકે મહીનામાં થોડા થોડા દીવસ મરનાર નવલની બેઉ બેહેનો પોતાનાં ફરજંદો સહીત પોતાનાં માતાજીને દીલાસો દેવા માટે આવી રહેતી હતી, તોપણ પીરોજાને મનસે તો એ હાજરી કડવી ઝેર સમાન લાગતી હતી. તેણીને બચ્ચાંઓને નામે મોટા કંટાલો હતો, અને પોતા

ઉપરનાં મહાન સંકટમાં આ બચાંઓની રમતગમત અને મસતી તોફાનથી તેણીને ઉલટું પોતા ઉપર પડેલું દુ:ખ વધારે ભારી લાગતું હતું.

પણ બીચારાં મેહેરમાયને તો ખરેખર આ બચાંઓની હાજરીથી ફાયદો થતો હતો. તેવણ તો આગલા ભલા વખત મુજબ ઘરગતુ કામકાજમાં રગડોલાયલાં હોવાથી પોતાની દીકરાંઓનાં આ એક દજન છોકરાંઓને નવાડવા, ધોવાડવા, ખવાડવા, પીવાડવામાં તથા રમતગમતમાં નાખતાં તેમનો વખત ઠીક નીકલી જતો હતો, જેથી તેવણ પોતાનું દુ:ખ તેટલા દીવસોવેર કેટલેક દરજ્જે ભુલાવી શકતાં હતાં.

મેહેરમાય જાણતાં હતાં કે આ બચાંઓનાં મસતી તોફાનથી પીરોજાને પોતાનું દુ:ખ વધારે યાદ આવતું હશે, માટે તેવણે સારૂં ડહાપણ વાપરી પીરોજાને આગ્રહ કરયો હતો કે, ગમે તો આખો વખત પોતાના ઓરડામાંજ બેસી રહેવું, અને ખાનાં ઉપર મરજી હોય તોજ બપોર રાત આવવું, નહીં તો તેબી પોતાના ઓરડામાંજ મંગાવવું.

બીચારી પીરોજા પોતાના ઓરડામાંજ બેસી રહેતી હતી, તેણીને કોઇની વાતચીત ગમતી ન હતી અને કાંઇબી કામકાજ કરવાનેબી ભાવતું ન હતું. નવલનાં મરણ પછી તેણી બહુ નખાઇ ગઇ હતી, આંખમાં ખાડાઓ પડયા હતા, ચેહેરો સુકાઇ ગયલા જેવો જણાતો હતો, તોપણ તેણીની ખુબસુરતી ઉપર એ આફતથી પડેલી ગમગીનીએ કંઇ મોટી બાહેરની અસર કરી ન હતી. તેણીનાં એવા દેખાવથી તેણીનાં માબાપ તથા સાસુ બહુ બહુ દુ:ખી થતાં હતાં; પણ એના બીજો કાંઇબી ઇલાજ તેઓ પાસ હતો નહીં. તેઓ એવીજ સબુરી અખતયાર કરી બેઠાં હતાં કે વખત પોતાનું કામ બજાવશે, અને વખતના વેહેવા સાથ પીરોજા પોતાની વીધવાપણાંની હાલતમાંબી એ ગમ વીસરતી જઈ દુનયાંનાં સુખો ભોગવવાનેબી રફતે રફતે કબુલશે.

નવલે પોતાની કાલેજની સઘલી ચોપડીઓ તથા નોટ બુકો જાળવી રાખી હતી અને પીરોજાને દરરોજ વખત થોડાબી સોહોવરાવવા માટે આ ચોપડીઓ બહુ આવકારદાયક થઈ પડી હતી. એ સઘલી નોટ બુકો પીરોજાએ પોતાના એકાંતવાસમાં તરણ ચાર વખત પાછી અને પાછી વાંચી હતી, તોપણ તેણી ધરાઈ ન હતી. નવલની કાલેજની ચોપડીઓબી તેણી એકેક પછી વાંચી જતી હતી. કારણ કે પાનાંઓની બાજુએ મરહુંમ નવલે લીધેલી "નોંધો" વાંચતાં પીરોજાને થોડાબી સંતોશ મલતો હતો. દાલીશેઠવાલા બગીચામાં નવલનાં મરણ પછી એવો મામલો હતો.

મનજીભાઈ સોલાઈના પોતાની બે દીકરાઓ સાથ વારંવાર સાંજને છેડે પીરોજા તથા મેહેરમાયને ભેટવા આવતા હતા, કે વાતચીતથી તેઓનો વખત સોહોવાય. પણ પીરોજા પોતાને સાસરે ઘેર રહેવા ગયા પછી તેણીને મલવા જવાને બરજોરને મોટી અધીરાઈ છતાં બહુ શરમ લાગતી હતી.

જે દીવસેબી મનજીભાઈ પોતાની બે દીકરાઓ સાથ દાલીશેઠવાલા બગીચામાં જઈ આવતા, તે દીવસે રાતના બરજોર બહુ અધીરાઈથી પોતાની બેહેનોને પીરોજાને લગતી સઘલી વીગતો ચીપીને ચીપીને પુછવાની ખાહેશ રાખતો, પણ હમેશાં તે નીરાશ થઈને ટેબલ ઉપરથી ઉઠતો. આ બે બેહેનો કોઈથીબી સંતોશ પામતી ન હતી. આવી બાચારી દુઃખી પીરોજાનાં મહાન સંકટ વખતેબી તેણી માટે કાંઈ અને કાંઈ વીરૂધ બોલવાને જાણે બટી અને ગુલાંને તો હમેશ ખોરાક મલેલોજ હતો.

એક સાંજનાં પીરોજાને મલી આવયા પછી રાતનાં ખાનાં ઉપર ગુલાંએ વાત ચલાવી કે "બાવાજી, કાકાની પીરોજા હમણા તો બહુ દુઃખી છે એ ખરી વાત, પણ બેહેસતીની વરસી વીટયા બાદ એનાં માબાપ એને જલદીથી પાછી ઠેકાણે પાડવાનાં અને પીરોજાબી કાંઈ ના કહેનાર નથી."

તુરતજ ખટીએ વડી બેહેનને ટેકો આપયો કે "મનેબી લાગે છે કે પીરોજા પોતાના કાલી સાડીવાલા પોશાકમાં બહુ શરમાય છે, અને જાણે એ પોશાક દુર કરી નાખવાની બાહેશ રાખતી હોય એવું તેણીના ચેહેરા ઉપરથી જણાઈ આવે છે."

તેઓનો નાનો ભાઈ સોરાબ જે પણ તે દીવસે પોતાના બાવા અને બેહેનો સાથ તયાં જઈ આવયો હતો, તેણેબી આ વાતમાં પોતાનો હીસો આપયો કે "ગુલાં, પીરોજા નહીં કાંય પાછી પરણે? ચાર પાંચ લાખ રૂપયાની દોલતની તેણી ધણીયાંણી થશે અને વલી જવાન તથા ખુબસુરત હોવાથી, ભલા ભલા કુવારાઓબી તેણી સાથ પરણવાને તઈયાર થવાના. પણ હું એટલુંજ ઈચ્છું છું, કે ધોતા ધોતા બાહેરના દેખાવવાલા કોઈ નંગના સપાટામાં તેણી ભોલવાઈ જાય નહીં."

બીચારા બરજોરને આ વાતથી બહુ દુ:ખ ઉપજતું હતું, દુ:ખી પીરોજાનાં નામ સાથ આવી છુટ લેવામાં આવે તેથી તેને બહુ ખીજવાત લાગતો હતો, પણ તેણે ડહાપણભરયો મારગ ચુપ રેહેવામાંજ ધારયો હતો. આખરે જયારે મનજીભાઈએ પોતાના ભલા ખવાશ મુજબ ધીરજથી પોતાના નાના દીકરાને જણાવયું કે "સોરાબ, તું પીરોજાને બરાબર ઓલખતો નથી. તેણી પાછી પરણશે તે તો હુંબી માનું છું, દુનયાંમાં તેમ બનવુંજ જોઈયે, પણ એ એવી તો શયાની દીકરી છે કે જો પાછી પરણશે, તો બેહેસતી નવલના જેવોજ સરસ ખાવીંદ પામવાની અને તેવો ખાવીંદ મલવા સીવાય તેણી કદીબી પોતાની વીધવાપણાંની હાલતફેરવનાર નથી," ત્યારે બરજોરે પોતાના પીતા સાથ તકરાર કરવાને વાજબી ધારયું કે "બાવાજી, પીરોજા પાછી પરણશેજ એમ તમો ખાત્રીપુરવકજ કાંય છો? પોતાના મરનાર ખાવીંદ ઉપર તેણીનો કેવો અનંત પયાર હતો, તે તો તમો જાણો છો.

એક જવાન વીધવાબી પોતાના પેહેલા ખાવીંદને પોતાની જીંદગીની આખેરીવેર સાચી રહી શકે છે, એ શું દુનયાંમાં બનતું નથી?"

બાવાએ ટુંકમાંજ જવાબ આપયો કે "હા, એબી બનવા જોગ છે, જે હું ના પાડતો નથી. પીરોજા પોતાનાં સુખનો સદા ભોગ આપે એવી નાર છે ખરી."

ખટીએ તકરાર આગલ ચલાવવા માંગી, જેથી તેણી બોલી ઉઠી "બરજોર, તારી માનીતી પીરોજા પોતે તો પાછી પરણવા નહીંબી માંગે, પણ પઇસે ગબર હોવાથી બીજાઓ તેણીને કંટાલો આપીને તેણીનું વીધવાપણું દુર કરાવે ખરા."

"બેહેન, તું તો પીરોજાને એક સાધારણ ઓરતમાંજ લેખવા માંગે છે."

ગુલાંએ તેનો જવાબ આપયો "નહીં કાંય? પીરોજાને તો કદીબી બઇરાંઓની સાધારણ વાતચીતથી વધારે સારી પ્રકારની ઊંચો અભયાસ બતાવનારી વાતચીત કરતાં મેં સાંભલી નથી."

મનજીભાઇ પીરોજા તરફથી વચે પડયા કે "દીકરી, થોડીક ઇંગ્રેજી ચોપડીઓનો અભયાસ કરવા પછી, વારતાનાં પુસતકો વાંચી તેની ઉપર તકરાર કરવામાંજ શું સ્ત્રીનો સદગુણ આવયો કે? નહીં દીકરી, જે શયાની દીકરી પોતાનું ઘર સારી રીતે ચલાવી પોતાનાં માબાપ તથા ખાવીંદને સુખી કરી ઘર સંસારની વાત કરવામાં વધારે ઉલટ રાખે, તે દીકરીને હું વધારે પસંદ કરૂં."

એવી પરકારની વાત તો વારંવાર મનજીભાઇના ઘરમાં ચાલતી હતી, કારણ કે તેવણની દીકરીઓ પોતાને બહુ ચબરાક માનતી હતી. પણ જેમ પીરોજાને લગતી વાતચીત તયાં વધારે ચાલતી, તેમ બરજોરનો ચાહ પીરોજા તરફ

વધતો અને વધતો થવા લાગો. આફીસમાંથી આવવા પછી પોતાના ઓરડામાં વાંચવા બેસતાંબી તે વારંવાર પીરોજાને લગતોજ વીચાર કરયા કરતો હતો અને પોતાનેજ સવાલ કરતો કે "બાવા તથા બીજાઓ જેમ માને છે તેમ વખતના વેહેવા સાથ જો પીરોજા પોતાનો ગમ વીસરી જઈ, બીજો બાવીંદ કરવાના પોતાના માતપીતાના આગ્રહને કબુલ થાય, તો તેણી મને પસંદ કરશે કે? પણ નહીં, મને તેમ લાગતું નથી. પોતાનાં મરનાર બાવીંદને મારી ઉપર સરસાઈ આપવા પછી, મારા જેવા એકવાર રદ કરેલા આસામીને જો તેણી હવે કબુલ કરે, તો એ આગલા બનાવો વારંવાર યાદ આપી તેણીની જીંદગીને પાછી વધારે દુ:ખી બનાવે. મને તો લાગે છે કે જો પીરોજા પાછી પરણે તો મને નહીં, પણ કોઈ બીજાજ આસામીને પોતાનું જીગર આપવાની. મારી ઉપર તેણીની પ્રીત છે, પણ એ પ્રીત એક ભાઈ તરફના પયાર સમાનની છે. જે જીગરમાં ભાઈ બેહેન જેવો પયાર સમાયલો હોય, તે પયાર સદા શાંત હોય છે, જેથી એક આશક ઉપરના પયાર જેવો તે ગરમીમાં આવી શકતો નથી."

એ મુજબ બરજોરે પોતાનાં મનની ઉમેદ પાર પડવાની આશા તો નીરાશી સાથ છોડી દીધી હતી, પણ માણસ જીવે છે તયાંવેર ઉમેદ અને આશાનો કતરો તો તેનાં જીગરમાં સદા સલગેલોજ હોય છે. પોતાની આશા પાર પડવા માટે એવી નીરાશીની વકી રાખવા છતાંબી, બરજોરને પાછો વીચાર દોડી આવતો હતો કે "કદાચ પીરોજાને મારી દયાબી લાગે. તેણી મને રદ કરી બેહેસતી નવલ સાથ પરણવા છતાંબી મેં સેહેજબી અદેખાઈ ન બતાવતાં, મારો અનંત ચાહ તેણી તરફ ચાલુ રાખયો છે, તેથી તેણીના જીગરમાંનો મારી તરફનો ભાઈસમાનનો પયાર ફેરવાઈ જઈ આશકના પયારની ગરમીમાંબી આવે એ બનવાજોગ છે. પણ તેણીને લાયકનો બનવા માટે મારામાં પુરતી લાયકાત

ક્યાં છે ? હું કોણ ? માબાપ તરફથી મોટો વારસો મેલવવાની તો મને ઉમેદ નથી, અને કાપડની દુકાનમાં આખો દીવસ અટવાયલો હોવાથી, દુનયામાં વધી નામ કાઢવાની મને સેહેજબી આશા નથી. એટલુંજ કે આબરૂ દરકારથી મારૂં તથા મારી બોહોરદારનું ગુજરાન કરી શકું. માટે પીરોજાને જો મારી તરફ એંચવી હોય, તો મારેબી તેણીના બાપની માફક દુનયામાં વધવું જોઇયે."

બરજોરને એવા વીચારોથી પોતાની હાલની જીંદગી હવે અકારી થવા લાગી. કોટમાં કાપડની મોટી દુકાનમાં બેસી ચીનના કાગલો લખ્યા કરવાં તથા મોટાં ઘરાકો સાથ કાગલ પતરનો વેહેવાર ચલાવવાનું કામ હવે તેને કંટાલો આપવા લાગ્યું, તે વધારે લોભી થતો ગયો અને એ લોભ પાર પાડવા માટે તેને અચકો માગ એજ લાગો કે વકીલ થવું યા તો ઇંગલંડ જઇ બારીસટર થઇ આવવું.

પણ બારીસટર થવા થકી નજદીક તરણ વરસનો અભ્યાસ કરવા માટે ઇંગલંડ જવું જોઇયે છે અને ઇંગલંડ ગયા પછી, જો બાવા તથા બીજા મીતરો ધારે કે તેમ પીરોજા પાછી પરણવાને તઇયાર થાય અને તેની ગેરહાજરીમાં કોઇ બીજા લાયક ગ્રહસથને કબુલ કરે, તો તેની જીંદગી કામની શું ? બરજોરને સરસ મારગ તો એજ લાગો કે, પાછું કાલેજમાં જઇ એમ. એ. થઇ એલ. એલ. બી. ની પરીક્ષામાં પસાર થવું અને પછી બંત બતાવી એક ફતેહમંદ વકીલમાં નામ કાઢવું.

પણ એક બીજો વીચાર તેના આ ડહાપણની આડે આવયો. બરજોરને પોતાના બાવા તરફ બહુ મોટું પ્રીત હતું, જેથી તે વીચારવા લાગો કે "બાવાએ કોઇ દાવસેબા મને આડો સખુન કહયો નથી, મારી દરેક મરજી રાખી છે, મારી કેલવણી પાછલ પોતાથી બનતો સઘલો ખરચ કરયો છે,

અને મને કામકાજમાં પલોતાયલો જોઈ બાવા બહુ હરખાય છે. દુકાનપર હું સાચવનારો હોવાથી બાવાને મોટો સખીયારો છે અને બાવા બુઢાપામાં મારી ઉપર તદન નીરાંત રહી ઘરમાં પુરતી આશાએશ ભોગવી શકે છે. જો હું દુકાન છોડી જઈશ તો બીચારા બાવા બહુ ગભરાઈ જશે, જેથી મારા લાભને ખાતર મારા બાવાજીને એવી અડચણમાં નાખું તો હું બહુ નગુણો બેટો ગણાઉં. કાંઈ સારી બીજી ગોઠવણ કરવા વગર, મારા બાવાજીને એવી અડચણ તો હું કદી કરીશ નહીં."

એક સવારના પોતાના બંગલાના બાગમાં એક બાજટ ઉપર બેસીને તે એવાજ વીચારમાં ગુંટાયો છે, તેટલામાં તેનો નાનો ભાઈ સોરાબ એક ધારાપોથી વાંચતો વાંચતો તેની પાસે આવી બેઠો, અને પુછવા લાગો કે "ભાઈ, અગાઉ તો તું કોઈ દીવસે બી આમ એકલો બાગમાં બેસતો ન હતો! વળી આજ કેટલાક દીવસ થયા તું ભમાયલો જેવો લાગે છે. તેનું સબબ શું? મારી આગળ ખુલાસો કરશે તો કદાચ હું તન રસતો બી બતાવી શકીશ. નાદાનની વાતચીતમાંથી બી કોઈ દીવસે સંકટ દુર કરવાને અચ્છો મારગ નીકળી આવે છ બરો."

બરજોરે રાબેતા કરતાં વધારે સભયતા સાથ જણાવ્યું "સોરાબ, ખરૂ માન જે કે હું તારીજ સાથે મસલત કરવા માટે જાણીબુજીને અહીંયાં આવી બેઠો છું, કારણ કે હું જાણું છું કે તું હરરોજ સવારના બાગમાં ફરતો ફરતો અભયાસ કરે છે."

"ભાઈ, તું મારી મસલત કરવાની દરકાર રાખે! વારૂ, તે શું છે?"

બરજોરે જવાબ આપયો "હું તો તારાં ભવીશ માટેજ વાત કરવા માગું છું."

સોરાબે નીસાસો મેલી જણાવ્યું "ખરેખર મારૂં ભવીશ મને વધારે સીહા દેખાય છે. મને બાવા વકીલ બનાવવા માંગે છે, પણ તેવણ જાણતા નથી કે સઘલાઓથી કાંઈ મેહેરાશાહ જેટલા ફતેહમંદ થવાતું નથી. મને તો કાયદાના અભયાસનો સેહેજબી શોખ નથી, જેથી બાવાની મરજી મુજબનો અભયાસ કરવા જતાં હું મારો વખત તદન ખોવું છું. મને તો બાવાનાજ ધંધામાં પડવા ગમે છે."

"વારૂં, હું તારે માટે બાવાની આફીસમાં સારી ગોઠવણ કરાવું તો કેમ ?"

"બરજોર, તું મારી મશકરી તો કરતો નથી! જો તુંબી મારી તરફ વધારે ઘાતકી ના થતો, પણ મારો મામો સચવાય એવી રીતે બાવાની આફીસમાં મારે માટે કાંઈ ગોઠવણ કરાવી આપે તો બહુ મેહેરબાની. વડો ભાઈ નાના ભાઈને બહાર ન પાડે, તો નાના ભાઈની બીજું કોણ દરકાર કરવાનું હતું!"

---

## પ્રકરણ ૮.

## બરજોરની પીરોજા સાથ મધરાસ જવા અગાઉની મુલાકાત.

મનજીભાઈના વડા દીકરા બરજોરે પોતાના નાના ભાઈ સોરાબને પોતાના બાવાની પેઢીમાં દાખલ કરવાને નવી ઉલટ આપી હરખાવયો તો ખરો, પણ સોરાબને હજી શક હતો કે તેનો વડો ભાઈ તેની મશકરી કરતો હશે, માટે કરગરીને તેણે પુછયું "ભાઈ, તું શું એમ કહેવા માગે છે

કે પેઢીમાંથી તારૂં સારૂં ભવીશ તથા સારી રકમનો દરમાયો છોડી દઈ તું મને તે માટે જગા કરી આપશે ?"

"અગરજો બાવાજી તે માટની મંજુરીયાત આપે તો અલબત્તાં હા."

સોરાબે અચરત થઈ પુછ્યું "પણ ત્યારે તું શું કરવા માગે છે? તું ઘર બેસી રહે એવો તો તું નથી !"

"નહી, તારે બદલે હું વકીલ થવા માગું છું. મને એ ધંધા માટે ઉલટ છે અને ઉલટ હોવાથી તથા સખત અભયાસ કરવાનો મને માહવરો હોવાથી હું ધારૂં છું કે તેમાં હું વધારે ફાવીશ. વલી અભયાસનો શોખ હોવાથી કાપડની દુકાન ઉપરની જીંદગી હવે મને અકારી લાગે છે.

સોરાબે ભીતરમાંથી બહુ હરખાઈને જણાવયું "જેમ તારી મરજી, પણ હું તો વકીલ થઈ ૫૦ રૂપયાની મહીને દહાડે મેળવવા માટે તવલવા કરતાં વેપારી જીંદગી વધારે પસંદ કરૂં છું. બાવા એક કુનેહવાળા વેપારી હોવાથી મને જો પોતાના જેવી તાલીમ આપે, તો આગલ ચાલતાં કાપડના એક મોટા વેપારીમાં હું નામ કહાડું ખરો તથા બે પઈસે સુખીબી થાઉં. વકીલો હવે વધતા જતા હોવાથી તેમાં હું કાંદા કહાડું તેવી તો મને સેહેજબી આશા નથી. પણ ભાઈ બરજોર, તારા બાબમાં જુદુંજ છે. તારી અસાધારણ કાબેલીયત માટે કાંઈ સવાલ હોયજ નહી અને તું અઠાગ અભયાસી હોવાથી મેહેલાશાહ કાકાની માફક મોટો વકીલ થઈ હજારોનો મુસારો પાલતો થાય એ તદ્દન બનવાજોગ છે."

"હજારમાં એકજ આસામી મેહેલાશાહની માફક ફાવી શકે છે. હુંબી એવોજ ફાવીશ એમ હું કહેતોજ નથી, પણ મારાથી બનતું કરીશ ખરો. હું મુંબઈથા થોડાંક

વરસ દુરબી થવા માડ્યું છું. મારો વીચાર મેઘરાજ જઈ વકીલ થઈ આવવાનો છે, કારણ કે તયાં વકીલને માટે વધારે સારી કેળવણી આપવામાં આવતી જણાવયામાં આવે છે. વલી મુંબઈની હાલની જીંદગીથી હું કંટાલી ગયો છું. તુંને ઘેર ઘણું ભાવે છે, એના સાથ તુંને વધારે સારૂં છે, જેથી મારી ગેરહાજરી તમો લોકોને ઝાઝી લાગનાર નથી. સોરાબ, આ બાબદ ઉપર આજે તું પુખ્ત વીચાર કરજે અને બાવા સાથ હું વાત કરી જોઈશ, તેટલાં તારો ઠેડાવ તું નક્કી કરી રાખજે."

"હવે ઠેડાવ નકી કરે શું ? હું તો તઈયારજ છું, કહે તો કાલથી દુકાન ઉપર આવું."

"ઠીક છે, તયારે બનશે તો આજેજ હું બાવા સાથ વાત કરીશ."

બંને ભાઈઓ જુદા પડયા, અને સોરાબ અભયાસ છોડી દેવાના પોતાના કેટલાક માસના વીચારનું આવું સારૂં પરીણામ નજદીક આવતું જોઈ બહુ હરખાવા લાગયો તેજ સાંજના પેઢી ઉપરથી બંગલે આવતાં બરજોરે ગાડીમાં પોતાના પીતા આગલ પોતાનો ઈરાદો જાહેર કીધો. મનજીભાઈએ બરજોરનો આ ઈરાદો મોટા ખેદ સાથ સાંભલયો, કારણ કે બરજોરની પેઢી ઉપરની હાજરીથી તેમને સારો ફાયદો થયો હતો અને વલી કેટલીક નીરાંત પણ મલી હતી.

બે તરણ મીનીટ વેર વીચાર કરી રહયા પછી મનજીભાઈએ જણાવયું "દીકરા, તું ધારેછ કે સોરાબ તારી જગા રાખી શકશે ?"

"બાવાજી, કાંય નહી રાખી શકે ? વેપારી જીંદગીમાં પડવાને સોરાબને બહુ શોખ છે, મારો વીચાર આજ સવારના તેને જણાવતાંજ તે બહુ ખુશી થઈ ગયો હતો અને

જો તમો એને પેઢીમાં રખતે મેલશો, તો ઉલટમાં આવેલો હોવાથી તે મારાજ જેટલો તમને મદદગાર થઈ પડશે."

"પણ બરજોર, વેપારમાં મરતબો મેલવવાનું છોડી દઈ વકીલ થઈ અચોક્કસ આવક મેલવવાના જોખમમાં પડવાની મુરખાઈ કોણે તારા મગજમાં મેલી?"

"બાવાજી, એ કાંઈ મુરખાઈબી નથી અને મનનો ફાંટોબી નથી, પણ કેટલાક દીવસોપર પુખ્ત વીચાર કરવા પછી એજ સેરટ ઉપર હું આવયો છું. કદીબી તમો એમ ના ધારતા કે હું તમોનો નગુણો થઈ તમો મુરબ્બી તરફની ફરજ હું ભુલી જાઉં. હું ખાતરીપુરવક માનું છું કે મારા જવા પછી સોરાબ થોડાજ વખતમાં તમને મારા જેટલોજ કામ લાગશે, અને તેથીજ હું આ માગણી કરૂં છું. નહી તો કદીબી હું તમારાથી છુટો પડતે નહીં. બાવા, મારાં જીગરની વાત તમો શું જાણો? હું દુખી છું એટલુંજ ફકત તમને કહું છું અને તે વીસરાવા માટે ફકત થોડો વખત મુંબઈથી દુર રહી નવી જીંદગીમાં પડવા માગું છું, કે જેથી એ નવી ખટપતી ચટપતી જીંદગીમાં હું મારો ગમ વીસરી જાઉં."

મનજીભાઈએ પોતાના દીકરાના હાથ પોતાના હાથમાં લઈ જણાવયું "બસ દીકરા બસ, તારો ગમ હું સમજી ગયો છું, જેથી વધારે સવાલ હું તને પુછી તારા એ ગમમાં વધારો કરવા માગતો નથી. તારો હેતુબી સારો છે અને તું ચબરાક તથા આગળ અભયાસમાં હોવાથી વકીલના ધંધામાંબી તું ફાવશે, એમ મને ખાતરી છે. ખોદાની મેહેરબાનીથી પેઢીનો વહીવટ ચલાવવાની હજી મારામાં પુરતી શક્તી છે, માટે મને કાંઈ બહુ અડચણ પડવાની નથી. ખોદાની મેહેરબાની આપણાં કુટુંબ ઉપર હશે, તો સોરાબબી તારાજ જેવો મને ઉપયોગી થઈ પડશે."

તેઓ બંગલામાં જઈ પુગા, અને આ વાત ત્યાંજ બંધ પડી. બીજે દીને સવારના મનજીભાઈએ બરજોરને પોતાના ઓરડામાં તેડીને જણાવયું કે "દીકરા, મેં ગઈ રાતના પુખ્ત વીચાર કરયો છે અને હું ખુશીથી તને તારો ઠેરાવ અમલમાં લાવવાની રજા આપું છું. તેં સંઘરેલું નાણું તારાજ પાસે રહેવા દેજે અને તારો સઘળો ખરચ હું આપણી પેઢી ઉપરથી મોકલતો જઈશ. કાંઈબી મંગાવવાને અચકાતો ના. હું દર માસે તારા ખરચ માટે રૂ૧૦૦ મોકલાવતો રહીશ.

બરજોરે પોતાના બાવાનું બહુ હેશાંન માનયું અને મદરાસ જવા માટેની પોતાની સઘળી તઈયારીઓ કરવા માંડી.

પીરોજાને એક દીવસબી તે ભુલી ગયો ન હતો, પણ બને તયાંવેર તેણીને ભુલી જવા માટે તો તે મુંબઈ છોડીને વકીલનો અભયાસ કરવા થકી મદરાસ જવાને તઈયાર થયો હતો, જેથી મુંબઈ છોડવા અગાઉ પોતાની આ માનીતી પીતરાઈને કેટલાક દીવસવેર મલેલો ન હોવાથી છેલ્લો મલી આવવાનો તેણે ઠેરાવ કરયો, અને સોમવારે મુંબઈ છોડી જનાર હોવાથી આગલે બુધવારે તેણી ઉપર પોતાના ભવીશ માટે કરેલા ઠેરાવની સઘલી વીગત દરશાવનારો એક પતર લખી જણાવયું હતું કે, બીજે દીવસે તે તેણીને મલવા આવશે.

બીજે દીવસે બરજોર બેહેસતી નવબના મકાનમાં પીરોજાને મલવા ગયો હતો. તદન કાલા પોશાકમાં પીરોજા બેઠી બેઠી શોકાતુર ચેહેરે એક ગલેબંધ ગુંઠતી હતી. બરજોરને જોતાંને વારજ તેણીએ ઉઠીને આવકાર દઈ એક ખુરસી આપી, પણ બરજોરે બારે ડોલે જોયું કે તેમ કરતાં તેણીની આંખોમાંથી પાણી ગલયું હતું. તેણીએ પોતાની બેઠક પાછી લેતાં એ આસુઓ લુછી નાખી

નરમાશથી જણાવયું “ભાઈ બરજોર, મુંબઈ છોડી જવા અગાઉ મને મળવા આવવાની તસદી લેવામાં તમે ખરે ખર તમારો ભલો ખવાસ બતાવયો છે.”

બરજોરે૦ વધારે નરમાશથી જણાવયું “પીરોજા, તમને મળયા વગર શું હું કદીબી જાઉં ? હું તો વારંવાર તમને ભેટવા માટે અહીંયાં આવયો હતે, પણ—”

બરજોરને અચકી ગયલો જોઈને પીરોજાએ એ ખાડો પુરયો કે “પણ તમો હું પુરતી શાંત થાઉં, સંકટને ધીરજથી સહન કરતી થાઊં તયાં વેર યોભવા માગતા હશો. એબી તમારો સારો ખવાસ બતાવે છે. ભાઈ, હવે તો હું પુરતી શાંત યઈ છું, કારણ કે હું જોઉં છું કે મારૂં ગયલું ગોહેર કદીબી પાછું ફરી શકનાર નથી. તે ગોહેર ઓવા સાથ તમારીબી ગેરહાજરી મને વધારે ઉદાર કરશે, ભાઈ.”

બરજોરને આ વખતે ઘણું લાગયું કે જો પીરોજા ફકત એમજ કહે કે મધરાસ તેણે નહી જવું, તો તુરતજ તે વીચાર ફેરવી નાખતે, કારણ કે તેમાં પોતાના મનની મુરાદ પાર પડવાની વધારે વકી સમાયલી હતી. પણ પીરો-જાએ એવી કાંઈ સુચના ન કરેલી જોઈ આખરે ઉદાસી સાથે જવાબ આપયો ‘કાપડની દુકાન ઉપરની જીંદગીથી હું કંટાલી ગયો હતો અને કાંઈ વધારે સારાં ભવીશવાલાં ઓતર માટે વીચારમાંજ હતો. વલી ઉદાસી દરરોજ મને કોતરી ખાતી હોવાથી, શેહેરથી થોડોક વખતવેર દુર રહેવા માટે મેં અચછી ગોઠવણ શોધી કાઢી છે.”

પીરોજાએ તેને સધયારો આપયો કે “ભાઈ, હું જાણુંછું કે તમો બહુ બાહોશ હોવાથી વકીલના ધંધામાં મારા બાવા જેવુંબી નામ કાઢી શકશો. એવો મોટો લુમકો કાંઈ એક-દમ મલવાનો નથી, પણ એક માણસ જો વાજબી લોભ રાખે તો તેની કાબેલયત તેના એ લોભને ઘણું કરીને પાર

પાડી આપે છે. ભાઇ બરજોર, હું તો તમને કેટલા દીવસ થયા મળવાને ઇંતેજારજ હતી. બેહેસતીના ખુનીને પકડી પાડવા માટે તમો જાવો તેની અગાઉ કાંઇ કરી નહી શકો? રૂ ૫૦૦૦ નું ઇનામ છપાવયું અને તોબી કાંઇ ધનનસબ મલતી નથી. પોલીસ તરફથી તો મેં હવે આશા છોડી દીધી છે, અને મને એકલી એજ આશા રહી છે કે કોઇ કાબેલ મગજુંજ બરી તરક કરી શકશે કે, કોણ મુજી આસામીએ મારા વહાલા બાવીંદને મારી પાસેથી સદાનો છીનવી લીધો છે. હું એક નાતવાન ઓરત છું, તોપણ મારી ઉપર પડેલા એ ગજબથી હું કેટલીક કમટી થઇ છું, જેથી મારાં અમુલય ગોહેરને મારી પાસેથી ખુંચવી લેનાર વગર સજા થવે ફરયા કરે એ મારાથી જોવાઇ શકાતું નથી."

બરજોરે જવાબ આપયો "બચીત ખુની પોતાનાં પાપને ફેજે પુગે નહી એ બહુ ઓટું છે, પણ મને લાગે છે કે તેનો પટો મલવો મુશકેલ છે. કઇ બાજુથી ખોલ કરવી તે મનેબી સુજ પડતું નથી."

સેહેજ ઉશકેરાઇ જઇને પીરોજાએ જણાવયું કે "ખુનીઓ તથા બદમાશોને પકડવાનાજ કામમાં રોકાયલાઓની છાતી એટલી બધી ધાડી થયલી હોય છે કે, એક ખુન માટેની થોડા દીવસની તપાસ પછી તેમાં ન ફાવતાં તેઓ તે બાબદ પડતી મેલી દઇ બીજા કોઇ મુકદમાના પટામાં ધયાન આપે છે. પણ બરજોર, તમોએ તથા મારે તો એ ડીટકટીવો કરતાં વધારે ખંતીલા રહેવું જોઇયે. બેહેસતી નવલને કોણે મારી પાસેથી ખેંચી લીધો છે તે બાતરીપુરવક જાણયા વગર હું જંપીને બેસનાર નથી."

"પીરોજા, મને સેહેજબી મારગ બતાવો અને તમારે બાતર કહો તે મેહેનત કરવાને હું તઇયાર છું."

આંખમાં આંસુ લાવીને પીરોજા બોલી ઉઠી "ભાઈ બરજોર, એ મુજી કામ કાઇ શખસે અનંત વેર લેવા

ખાતરજ કરયું છે. માણસ જાતના જીગરમાં સઉથી વધારે ખરાબ હવસ કીનો છે. સખત કીનો ઘણીક વાર માણસને ગેલો બનાવી દે છે. જે આસામીએ મારા ખાવીંદને મારી નાખયો છે, તે આસામીએ કીના માટેજ એ પગલું ભરયું છે, એમ મને દરરોજ વીચાર આવે છે. પણ એ કીનો કોણની સામણે? મારા બેહેસતી નવલ તથા તેનાં માતાજી સામે તો કોઇને કીનો હતોજ નહી, જેથી મારા બાવાના કોઇ વેરીએ આ કામ કરેલું હોવું જોઇયે. બરજોર, મને સવપના વઠીક આવયા છે કે કારા બંગલાના માજી માલેક કરવઇયાના ખાનદાનના કોઇ બાકી રહેલા આસામીએ આ જબુન કામ કરયું છે."

બરજોરે અચરત થઇ જણાવયું "પણ કરવઇયાનું ખાનદાન તો જડમુલથી ઉખેડાઇ ગયું છે. જાણે કુદરતનો કાંઇ કોપ ઉતરયો હોય તેમ એ ખાનદાનમાંનું કોઇબી બાકી રહયું હોય એવું મને તો લાગતું નથી. વલી પીરોજા, તમારા બાવાએ "કારો બંગલો" ખરીદવાને બે દાહેકા વહી ગયા અને તયાંવેર કોઇ કરવઇયાના જીગરમાં કીનો જલવાઇ રહેલો હોય કે?"

"બરજોર, કીનો અને વેર બે દાહેકા શું પણ સાત દાહેકાવેર વીસરાતા નથી, એવું મેં પોતે વાંચેલું છે. માણસાઇ ખવાસ કેટલીક વાર હેવાનયત ખવાસ કરતાંબી ઉતરતો બને છે. તમારે ગમે તે મારે માટે માનજો, પણ લેવાની હું મારે પોતાને માટ કહું છું કે જો કુદરત મને બીજા ૭૦ વરસબી જીવડાવે, તોબી મારા મરનાર ખાવીંદના ખુનીને તેના પાપનો પુરતો બદલો મલે નહી તયાંવેર હું ધરાઉ નહી. વલી કરવઇયાના ખાનદાનમાંથી કોઇ અને કોઇબી બાકી તો રહેલું હોવું જોઇયે."

"પણ શું મુંબઇમાં બીજા કોઇના ઘર કે બંગલા વેચાતા નથી? શું જેના મકાન વેચાય છે તે સઘલાંઓ તે મકાન ખરીદનાર કુટુંબ તરફ વેરભાવ બતાવે છે?"

"બરજોર, તું ભુલી જાય છે કે કાંઈ સઘલાં માણસો સરખાં આવતાં નથી. સેતાનીયત ખવાશ કોઈજ કુટુંબમાં ઓઘે ઉતરે છે અને મને લાગે છે કે કરવઈયાના કુટુંબમાં એવો ખવાશ ઓઘે ઉતરેલો હોવાથી, તે કુટુંબમાંના કોઈ બાકી રહેલા આસામીએ મારૂં આવું નઓદ વાલયું છે."

બરજોરે કરગરીને કહ્યું "પીરોજા, ખરેખર મને તમારી હાલત માટે બહુ લાગે છે, પણ આવાં કપટથી બેહેસતીનું કોઈએ ખુન કરયું હોય એવા તમારા વીચાર સાથ હું એકમત થઈ શકતો નથી. હા, એ ખાનદાન ખરાબ ખવાસનું બી હોય, પણ બંગલો વેચાવા માટેનું કપટ ૨૪ વરસ વેર જલવાઈ રહે એ મને સંભવીક લાગતું નથી. પીરોજા, માણસજાત માટે તમો બહુ ખરાબ વીચાર ધરાવતાં માલમ પડો છો. માણસાઈ ખવાસ એટલો બધો બુરો નથી. માણસને દુનયામાં એટલાં બધાં કામોમાં ધયાન આપવાનું છે, એટલાં બધાં સુખ યા સંકટોમાંથી પસાર થવાનું છે, કે કોઈબી માણસ પોતાનો બાપીકો બંગલો ફક્ત વેચાઈ જવા માટે નજદીક ૨૫ વરસ વેર કીનો મનમાં ગોખી રાખી, કોઈ તદન નીરદોશ આસામીને મારી નાખે એ નહી બનવાજોગ છે!"

પીરોજાએ નીરાશ થઈ જણાવયું "બરજોર, તું ભણયો છે, પણ ગણયો નથી, તને દુનયાનો પુરતો અનુભવ નથી, તેમજ માણસાઈ જીંદગીના ઉતરતા હલકા તબક્કા વીશે તેં પુરતું વાંચયું હોય, એવું મને જણાતું નથી.

---

## પ્રકરણ ૯.

## "કાશ બંગલા" ના આગલા માલેક નાનાભાઇ કરવઇયાનું કુટુંબ.

પીરોજા પોતાના મરહુંમ ખાવીંદના ખુનીને ઝાલી કહડાવવાને અસાધારણ મોટી ધંતેજારી રાખતી હતી, તેણીનાં મગજ ઉપર એવું મજબુતીથી ઠસી ગયું હતું કે બરજોર જેવો બાહોશ જવાન તેણી તરફનાં આગલાં માન (પયાર)ને ખાતર તેણીની ખાહેશ મુજબ આ ચોલ કરવા માટે પોતાથી બનતું કરશે, જેથી તેણીએ પોતાના પીતરાઇને એટલાં વેરબી આગ્રહ કરવાની હીંમત કરી કે "ભાઇ બરજોર, વરતમાન પતરોમાં તો મેં વાંચયું છે કે મુંબઇ શેહેર મધરાસ કરતાં દરેક બાબતમાં બહુ વધારે આગલ વધેલું શેહેર છે અને તે છતાં તું મુંબઇને છોડી દઇ કેલવણી લેવા માટે છેક મધરાસવેર જાય એ કંઇ ઝાઝું પસંદ કરવાજોગ નથી. બરજોર, તું તારી મરજી પરમાણે ચાલવાને મુખતયાર છે, પણ જો તું મુંબઇમાંજ વકીલની કેલવણી લેવા રહે તો તને ટક મલતાં ભેટવાથી મનેબી કેટલોક દીલાસો વારંવાર મલે અને મારી નેમગાં ફાવવાની વધારે આશા રહે. એલફીનસટન કાલેજમાંજ કેલવણી લઇ, પુરતો અભયાસ નીરાંતે કરવા માટે તેની નજદીકમાંજ તું રહેઠાણ ભાડે લઇ રહે, તો બે ત્રણ વરસમાં તું બચીત સારો કાબેલ વકીલ થવાનો એવી મારી ખાતરી છે."

પીરોજાની આ સલાહે બરજોરનાં જીગરમાં જાણે નવી ઉમેદ આપી, તેને ભીતરનો હરખ ઉપજાવયો કે વખતના વેહેવા સાથ કદાચ તે પોતાની ઉમેદમાં—પીરોજાનો હાથ મેલવવાની ઉમેદમાં—પાર પડે એ બનવાજોગ છે, જેથી

મધરાસ જવાના તેણે કરેલા મકમ ઠેડાવ ઉપર આવી અચબુચ રીતે પાણી ફેરવવાની તેને બાલચ થઈ આવી. તોપણ પોતાની બહુ નબલાઈ ન બતાવવા માટે તેણે જવાબ આપયો "પીરોજા, તારી સુચનાબી ધ્યાનમાં લેવાજોગ છે, મારા બાવા પણ બે દીવસ થયા એવોજ આગ્રહ મને કરે છે, માટે એ સુચના પર હું આજકાલ વીચાર કરી સેવટનો ઠેડાવ કરીશ. પણ એટલું તો યાદ રાખજે કે હું મુંબઈમાં હોવું કે મધરાસમાં હોવું, તોબી તારી ખાહેશ મુજબ મરનાર નવલના મુજી ખુનીને ઓલી કહાડવાને મારાથી બનતું કરવાને કદી ભુલીશ નહી."

પીરોજા બોલી "ભાઈ, તે માટે તો મારી ખાતરીજ છે અને મારી એવીબી ખાતરી છે કે આ ખુન મારા બાવાના "કારા બંગલા"ના આગલા માલેક કરવઈઆના કુટુંબના કોઈ બાકી રહેલા આસામીએજ કરયું છે."

બરજોરે વધારે અચરતી બતાવી જણાવયું "પીરોજા, તું જયારે એવી હઠજ લીયે છે તયારે હું એ કુટુંબને લગતી વધુ ઓલ કહાડવાને મારાથી બનતું કરીશ, પણ હું તો ખાતરીપુરવક છું કે એ ઓલનું કાંઈબી જાણવાજોગ પરીણામ આવનાર નથી."

પીરોજાએ જવાબ આપયો "બરજોર, વધારે તપાસ કરવામાં કાંઈ જવાનું નથી અને તેવી તપાસ કરવા માટે તને જોગવાઈ આપવા થકી હું સુચના કરૂં છું કે મારા બેહેસતી નવલના બાવાના માનીતા લાંબી મુદતની નોકરીવાલા કારભારી પાલીથી કેટલીક પરપુછ કરે તો ઠીક. પાલીને આ નાયગામના લતાનો આજ આશરે ૪૦ વરસનો અનુભવ છે, જેથી કરવઈયાના ખાનદાનને લગતી તે જેટલી ખબર આપી શકશે તેટલી ખબર બીજો કોઈબી ધણી આપી શકનાર નથી."

બરજોરે કહ્યું, "હા પીરોજા, બુઢા પાલીને તેનાં મકાનમાંથી બોલાવી મંગાવજો અને હું તાજતલાવતથી તેની યાદદાસ્ત શકતી પાછી તાજી કરાવી, સઘલી જરૂરજોગી વીગતો તેના પાસેથી જાણી લઇશ."

થોડા વખતમાં પાલી ત્યાં આવી પુગો, જેને બરજોર સાથ વાતે બેસાડીને પીરોજા પોતાનાં બીજાં કામોમાં જાણે એ વાતચીત તરફ કાંઇ લક્ષ દેતી ન હોય તેમ રોકાઇ ગઇ. બરજોરે પાલી સાથ વાત શરૂ કરી કે "પાલી, મારા એક મરનાર મીત્રના સંબંધમાં જરૂર હોવાથી મને કરવઇયાનાં કુટુંબને લગતી કેટલીક વીગતો જોઇયે છે. તું તો આ લતાનો નજદીક ૪૦ વરસનો ભોમયો હોવાથી મારી ખાતરી છે કે તું એ વીગતો મને પુરી પાડી શકશે. એ કુટુંબમાંથી કોઇ બાકી રહ્યું છે કે અને તે કયાં રહે છે, તે મને જણાવી શકશે?"

પાલીએ જવાબ આપયો "હા, એ કરવઇયાના કુટુંબને હું બરાબર ઓલખતો હતો, પણ આજે કેટલાક વરસો થયાં, મેં તેઓમાંથી કોઇનીબી ધન નસલ જોઇ નથી અને હું નહી ધારતો કે તેઓમાંથી હવે કોઇબી જીવતું રહ્યું હોય. એ કુટુંબની લખ્ખુટ તેમજ કેટલીક આડી ચાલથી એકેક પછી એવા તો મજબુત ફટકાઓ તેની ઉપર પડયા હતા, કે પાડ પાડોશીઓમાંબી બોલાતું હતું કે કુદરતના શ્રાપ એ કુટુંબ ઉપર પડેલા છે. જોવોની બરજોરજી શેઠ, કારા બંગલાની હાલની હાલત કેવી ખુશાલ લાગે છે અને જયારે મેહેલાશાહ શેઠ એ મકાન ખરીદયું તયારે તે કેવી કંગાલ હાલતમાં હતો!"

"પાલી, તે મુકાબલો હું કેમ કરી શકું, કારણ કે મેહેલાશાહ શેઠ એ મકાન ખરીદયું તયારે હું તો બહુ નાનો હતો. પણ તું ખાતરીપુરવક છે કે કરવઇયાના કુટુંબનું હવે કોઇબી બાકી રહ્યું નથી?"

પાલીએ જવાબ આપયો "આશરે ૧૭ વરસની વાત ઉપર મેં સાંભળયું હતું કે એ મકાનના છેલ્લા શેઠ નાનાભાઈની બેટી રૂપાંબાઈ જેણી વલસાડમાં એક સારા ખાનદાનના પારસી શેઠ સાથ પરણી ગઈ હતી, તેણા બીચારીને તે પારસીએ તજી દઈ બહુ ખરાબ હાલતમાં રાખી હતી, જેથી તેણીની એકપુરી બેટી, જેનું નામ હું હમણા તો ભુલી ગયો છું તેણી પોતાની માયની બહુ ગરીબ હાલત જોઈ, બહારગામથી આવેલા એક પારસી જવાનની મીઠી જબાન ઉપર ભોલવાઈને તેની સાથ પરણી ગઈ હતી અને દીકરી પરણી જવા પછી આ બીચારી કમબખ્ત મા એકલી પડી જવાથી, ઝુરી ઝુરીને આખરે મરણ પાંમી. આ છોકરીનો ખાવીંદ બહુ બદમાશ નીવડયો અને કહે છે કે દારૂ અને બીજાં વયસનોમાં પડેલો હોવાથી, કરજદાર થઈ જઈ માગનારાઓનો તગાદો ન ખમાવાથી તેણીને મુંબઈમાં એકલી મેલીને પરદેશ ખાતે નાશી ગયો હતો. તયાર પછી શું બનયું તે હું જાણતો નથી."

બરજોરે આ વાગત બહુ ધયાનથી સાંભલી હતી અને બીચારી ને દુઃખી છોકરી વીશે વધુ જાણવાની ઉલટ રાખી. તેણે પાલીને સવાલ કરયો કે "પણ આ તજી દીધેલી જવાન છોડીનું તેમજ તેણીના મુજી ખાવીંદનું તું મને નામ નહી કહી શકે? જો તેણી જીવતી હોય તો હું તેણીને મારાથી બનતી મદદ કરવાને તઈયાર છું."

"બરજોરજી શેઠ, એ બનાવ બનવાને ખાસાં આશરે ૨૫—૨૭ વરસ વહી ગયલાં હોવાં જોઇયે અને એ બીચારી છોકરીને મેં કદીબી નજરે નજર જોયલી ન હોવાથી તેણીને માટે મેં વધુ જાણવાની કોઈ દહાડેબી કાલજી રાખી ન હતી. હું દલગીર છું કે તમારી એ ખાહેશ હું પાર પાડી શકતો નથી."

બરજોરે અધીરાઈથી સવાલ કરયો "એ બીચારી તજી દીધેલી જવાન છોડીના મુજી ખાવીંદ વીશે તેં કાંઈ સાંભલયું હશેની?"

પાલીએ જવાબ આપયો "આશરે ૧૭ વરસની વાત ઉપર ઉપર જણાવેલી વીગતો મેં સાંભલી હતી, જયારે મને એવુંબી જણાવવામાં આવયું હતું કે એ બચ્ચો પારસી દારૂ અથવા બીજાં એવાંજ બુરાં વયસનોથી એટલો બધો તો બબરી ગયો હતો કે, કોઈ દીવસે ઉંઘમાં ને ઉંઘમાંજ યાતો રમતામાં ચાલતાંજ તાકો ધડી કરી નાખશે. તયારે તે આટલાં વરસવેર હજી જીવી કેમ શકયો હોય? વલી તેની કમનસીબ બોહરદારબી જો આજે જીવતી હોય તો ખાસી ૪૫ યા ૪૮ વરસની ઉમરની જોવી જોઈયે, પણ ૨૩ યા ૨૪ વરસની ઉમરે આવાં સંકટમાં તેણી સંડોવાયલી હોવાથી, ભુખે મરતી હાલતમાં હોવાથી, આજવેર તેણી જીવતી હોય એમ તો હું માનતો નથી."

બરજોરે બીજો સવાલ કરયો "કરવઈયાના ખાનદાનના કયા શેઠે કારો બંગલો મેહેલાશાહ શેઠને વેચયો હતો?"

પાલીએ જવાબ આપયો "મેં આગલ જણાવેલા નાનાભાઈ નક્કુસે. એ નાનાભાઈ જો આજે જીવતા હતે તો ખાસા ૯૫ યા વધુ વરસની ઉમરના હતે. તેવણુની વલસાડ ખાતે પરણેલા દીકરીને મરી ગયાને આજે ખાસાં ૨૩ યા ૨૪ વરસ થયાં હશે. નાનાભાઈને પેટે તરણુ દીકરાઓ હતા અને તેઓબી બહુ બુરા મલયા હતા. બાપની મીલકત તેઓએ બને તેમ ઉડાવી નાખી હતી અને કરજદાર બહુ થવાથી બે જણા આપઘાત કરીને મુવા, જયારે તરીજો દીકરો કાલેરાનો ભોગ થઈ પડયો હતો. એ દીકરાઓની હઈયાતીમાંજ બીચારા મેહેરબાની નાનાભાઈ નક્કુસની બહુ ગરીબ હાલત આવી જવાથી માંગનારાઓનું દેવું પતાવવા માટે "કારો બંગલો" તમારા બાવાના કાકાના દીકરા

મોહોબ્બાશાહ શેઠને વેચવો પડયો હતો. બંગલો વેચાવા પછી બીચારા બુઢા નાનાભાઈ પેલાં દુર દેખાતા નાનાં ઘરમાં જઈ વસ્યા હતા અને તેઓના તરણે દીકરાઓનાં મોહોત મેં નજરે નજર જોયાં હતાં. એકપુત્રી દીકરી તથા તરણે દીકરાઓનાં મરણ પછી બીચારા બુઢા નાનાભાઈ બહુ બહુ હલાક થઈ, ઓદા કોઈનબી ન દેખાડે એવી હાલતમાં, આશરે ૧૮ વરસની વાત ઉપર મરણ પામયા હતા. એ સઘલાં મરણ માટે તો હું તદન ખાતરીપુરવક છું. એ સીવાય કરવઈયાના ખાનદાનમાંથી કોઈ બીજું બાકી રહી ગયું હોય એવું તો મને ખબર નથી. તેઓના કોઈબી અતલગના જીવી હોય તો તે મારી ઓલખાણમાં તો હોવોજ જોઈયે."

બરજોરે ઉપલા ખુલાસાને લગતી કેટલીક વીગતો પોતાની નોંધ બુકમાં ઉતારી લઈ પાલોને છેલ્લો સવાલ પુછવા માંગયો કે "પાલી, બરેખર તારી યાદદાસ્ત શકતી બહુ સારી માલમ પડે છે, અને જયારે તું આ ખાનદાનનાં આટલાં જણાંનાં મરણ માટે મને ખાતરીપુરવક કહે છે, તયારે મરનાર નાનાભાઈ નકટુમની વસવાડ ખાતે પરણેલી દીકરીની દુઃખી દીકરી હઈયાત છે કે મરી ગઈ છે, તેની તું થોડી ઘણી વધુ ખબર નહી આપી શકે ?"

"બરજોરજી શેઠ, એ છોકરીને મેં પોતે તો નજરેનજર કદી જોઈ ન હતી, તોપણ તેની બેહેમતી માયને હું ઓલખતો હતો અને તે બીચારીને ખાતર એ છોકરીની મને બહુ દયા તેના મુજી વરની બદમાશ વીગતો સાંભલી લાગતી હતી. હા, હું ખાતરીપુરવક તો કહીજ ન શકું કે એ છોકરી મરી ગઈ છે કે હજી હઈયાતી ભોગવતી હશે, પણ આટલાં બધાં સંકટો પછી અને ખાવાપીવાના ભુખમરા પછી, તેમજ વરની ઘાતકી ખરાબ વરતણુક પછી તે બીચારી આજે જીવતી હોય એમ હું ધારતો નથી,

પછી તો ખોદા જાણે. જો આજે એ છોકરી જીવતી હોય તો આશરે ૪૮ વરસની ઉમરની હોવી જોઈએ.”

“પણ પાલો, એ છોકરીના ખાવીંદ ક્યાં કુટુંબના હતો અથવા તેના કોઈ સગાવહાલાં મુંબઈમાં હતા કે નહી, તે તો તેં સાંભળ્યું હશેની?”

“મુંબઈનો જો તે પોરયો હતે તો હું તેને પાતાલમાંથી ખોળખી શકતે અને તેની ફેંટ પકડીને આ બીચારી પોરીને ઈનસાફ અપાવતે, પણ તે વાડીપરના નંગ તો કહે છે કે જુવાનીમાં અમદાવાદથી કાંઈ તકરમચી કરી નાશી જઈ પંજાબ અને બીજા ભાગોમાં ફરી હરી, કાબુલની લડાઈમાંથી નસીબ અજમાવીને થોડાક દહલો એકઠા કરી એનજી ફાકડાં થઈને તાડનની હવા ખોરવા માટે વલસાડ ગયા હતા અને ત્યાં બીચારી આ છોકરીને લોભાવી હતી. બરજોરજી શેઠ, એ સીવાય આ કરતબવાના કુટુંબ માટે બીજું કાંઈબી હું વધારે જાણતો નથી, પણ જો બીચારા ભોલા શેઠજીના નાનાભાઈ નકરુસજીના મરનાર એકપુત્રી દીકરા બેહસ્તન રૂપાબાઈની આ છોકરીને લગતી ખોલ કરી, કાંઈ વીગત મને આપી શકશો તો હું મારી ગરીબ ગુંજાશ છતાંબી એ બાઈને મારા ઘરમાં રાખવાને તઈયાર થઈશ. નાનાભાઈ તો બીચારા બહુ ભોલા હતા, પણ તેવણના દીકરાઓ બહુ ખરાબ નીકળ્યા અને તેવણનું નખોદ વાલ્યું. શેઠજીની આ બેહસ્તન દીકરી રૂપાંબાઈબી ફરેસતાઈ ખસલતની હતી. તે બીચારાની ભલાઈઓ, તેમજ ગરીબો તરફની દયાના દાખલાઓ મને આજવેર યાદ છે. બેહસ્તને મારા ઉપર કાંઈ થોડા ઉપકાર ન કરયા હતા, પણ બીચારા ભોલા નાનાભાઈને, એનું ખાનું ખરાબ થાય તે કારજ કરનાર ભોલવતી, બીચારા રૂપાંબાઈને વલસાડ ખાતે કોઈ બખસ સાથ પરણાવી, જેનું પરીણામ આવું નીપજ્યું અને તે જાણીને બીચારા નાનાભાઈ પોતાના બુઢાપામાં બહુ બહુ વધારે દુઃખી થતા

હતા. બીચારા મારી આગળ કેટલીક વખત જાર જાર રડેલાબી."

બરજોરને હવે કાંઇ વધુ સવાલ પુછવાના બાકી રહયા ન હતા, જેથી તેણે પાલાના ઉપકાર માની તેને રૂખસદ આપી અને પીરોજા કાંઇ કામે બહાર ગયલી હોવાથી, તેણી પાછી ફરે તયાંવેર કરવઇયાના ખાનદાનને લગતી આ મલેલી વીગતો ઉપર તે પુખ્ત વીચાર કરવામાં રોકાયો. પીરોજાએ દીવાનખાનામા પાછી આવતાંજ પેહલો સવાલ પુછયો કે "કેમ બરજોર, મારા પાલી તરફથી કોઇ ઉપયોગી થઇ પડે એવો ખુલાસો મેલવી શકયો કે?"

"નહી, પીરોજા 'કારા બંગલા'ના છેલ્લા માલેક નાનાભાઇની દીકરી રૂપાંબાઇની દીકરીનું નામ નીશાન, તેમજ તેણી હઇયાત છે કે મરણ પામી છે, તેને લગતી જો કાંઇ ખબર મલે તો તારી ખાહેશ મુજબ કાંઇ પતો મલી શકે ખરો. હાલ તો પીરોજા, તું ધીરજ ધર અને પાલાએ આપેલી વીગતો ઉપર પુખ્ત વીચાર કરવા પછી, કેટલેક જુદે જુદે ઠેકાણે વધારે ખોલ કરવા પછી, આ વીગતો ઉપરથી હું શું પરીણામ ઉપર આવું છું, તે તને જણાવીશ."

પીરોજા કાંઇ કામ માટે પાછી રાંધણી ભણી જવાથી પાલાએ આપેલી વીગતો ઉપર કેટલોક વધુ વખત તોલ કરવાને બરજોરને અવકાશ મલયો અને તે એવા સંવટ ઉપર આવયો કે "જો જેમ પીરોજા ધારે છે તેમજ કરવઇયાના કુટુંબમાંથીજ કોઇએ નાયગામની પોતાની બાપીકી મીલકત પારકાઓના હાથમાં જવાના વેરમાં, તેણીના ખાવીંદનું ખુન કરયું હોય, તો તે મરનાર નાનાભાઇ નકડુસની દીકરી રૂપાંબાઇના આ ન ઓલખાતો જમાઇ હોય એ બનવાજોગ છે. રૂપાંબાઇની એ કમનસીબ છોકરીનો પતો

જો મળી શકે, તો મરનાર નવલનો ખુની હું ધારૂં છું તેમ તેણીનોજ ખાવીંદ હતો કે નહીં તે વધારે ખાતરી-પુરવક કહી શકું."

આવા વીચારોમાં બરજોર મશગુલ છે તેટલાંમાં પીરોજા તયાં પાછી આવી પુગી અને બરજોરને વીચારોમાં બહુ મશગુલ થઇ ગયલો જોઇને અધીરાઇથી તેનું કારણ પુછતા, બરજોરે જણાવયું કે "પીરોજા, પાલીએ પોતાની યાદદાશતના રેહલી સઘલી વીગતો તો મને જણાવી, પણ એમાં થોડુંજ એવું હતું કે જે હું પોતે અગાઉ જાણતો ન હતો. તોપણ જે કેટલુંક નવું તેણે મને જણાવયું છે, તે મને કેટલીક ખોલ કરવાને ઉપયોગી થઇ પડશે ખરૂં."

જાણે કાલાવાલા કરતી હોય તેમ પીરોજા કરગરીને બોલી ઉઠી "બરજોર, જો મને તો મહેરબાની જરાનો વીચાર સમુલગો નહી તો થોડા વખતની માડી વાતી, મારા બેહે-નતી ખાવીંદના ખુનીના પતો મેલવવાના કામમાં રોકાયલો રેહજે. તારા ઉપરજ મારા એકલા ભરૂસા છે."

બરજોરે ગંભીર ચેહરો કરી જણાવયું "હા, પીરોજા, તારે ખાતર હું મારાથી બનતું કરાંશ, પણ તું ખાતરી-પુરવક તો રેહતીજ ના કે આપણે આપણી આ ખોલમાં જરૂર ફાવીશું."

પીરોજાએ પાછું કાલાવાલા કરનારૂં મોંહ કરી જણાવયું "હા અને હા, હું તો ખાત્રીપુરવકજ છું કે તું જરૂર ફાવશે. મને તારી બાહેડુરી માટે કેવા ઉંચા વીચાર છે, તું મારે માટે બનતી મેહનત કરશે એવો મને કેટલો બધો ભરૂસો છે, તે તું બરાબર જાણતો નથી. બરજોર, તારા ઉપરજ હવે હું એકલો વીશ્વાસ રાખીને બેઠી છું અને બોહો તારો અેહેસાન થાવો. મારા મરજતમા ભાઇનું સુખ નથી, પણ હું તારી તરફ એક બેહેનના જેવી પ્રીતથી જોઉં છું. અગરજો તું મારૂં આ કામ કરી આપે—અગરજો

મારા બેહેસ્તી ખાવીંદના ખુનીને તેને ફુજે પહોંચડાવી આપે—તો—"

બરજોરે હરખ અને આશાવંત જીગર સાથ બહુ અધીરાઇથી પુછ્યું.—"તો—બોલ, પીરોજા, તો—તો—શું?"

આશા અને ઉમેદને કચડી નાખનારો જવાબ મલયો કે "તો હું તારા તરફ મોટાં માનની નજરથી જોઇશ, જેવાં માનની નજરથી મેં તને હમણાવેર જોયો નથી, અને બરજોર તું જાણે છે તો ખરો કે મારો તારે માટે કેવો વીચાર છે. ઓદા તારૂં ભલું કરો અને તું આ ધારેલાં કામમાં પાર પડે એવો મુજ કમનસીબ વીધવાની દુવા છે."

પીરોજાએ બરજોરના હાથ પોતાના હાથમાં લઇ જાણે હેશાન બતાવવા માટે દાબયો, જેથી બરજોર એક અરધો ઘડીવેર જાણે બેહસ્તમા ગયો હોય તેવું તેને લાગ્યું. તે હાથ તે વધુ વાર પકડી રહયો, પણ આખરે પીરોજાએ તે છુટો કરયો અને બરજોરની આંખોમાં છુપાં આસુ આવી ગયાં કે પીરોજાના બાબમાં તેને કાંઇ કાંઇજ આશા હવે નથી.

---

## પ્રકરણ ૧૦.

### બરજોરે માથે લીધેલું કામ.

પીરોજાએ બરજોરને જો કે કાંઇબી ઉમેદ આ[illegible] ન હતી, તોપણ પીરોજાના સવચ્છ પયારમાં લપટાઇ ગયલા આ જવાનને પીરોજા સાથની છેલ્લી મુલાકાત પછી નવી ઉમેદ આવી હતી. બરજોરે એવું ધારલું કે પીરોજા પોતાના ખાવીંદના મરણને કેટલાંક અઠવાડયાંઓ વહી ગયલાં હોવાથી, જેમ આગલો અનંત ગમ સારે દરજજે દુર કરી શકી છે, તેમ વખતના વેહેવા સાથ સંસાર સુખમાં પાછી પડવાનબી ઇચ્છા, એ સવભાવીક છે.

પીરોજાનું એકલું ધયાન તો તેણીના હાલના ગમમાં પોતાના મરહુંમ ખાવીંદના ખુનીનેજ ખોલી કાઢવામાં રોકાયલું હોવાથી, તે કામ એકલો બરજોરજ કરી શકશે એવું તેણીએ ખુલ્લું જણાવેલું હોવાથી, આપણા આ જવાન મીત્રને ઉમેદ આવી કે જો મરનાર નવલનો ખુની ખોલી કાઢવામાં તે ફતેહમંદ નીવડશે, તો તેના બદલા તરીકે પીરોજા પાછો પરણવાનો વીચાર કરતી વખતે તેના હકને પેહેલો ધયાનમાં લેવા વગર રહેશે નહી.

હા, આશા માણસને તરેહવાર ખયાલોમાં તરતો રાખે છે. અગાઉ તો બરજોરે એવોજ ખયાલ કરયો હતો કે પીરોજા તેની સાથ તો કદીબી પાછી પરણશે નહી, પણ હાલ એ ખયાલ દુર થઇ જઇ બરજોરના જીગરમાં આ નવી ઉમેદ ઘર કરયું હતું.

એવી ઉમેદ આવેલી હોવાથી બરજોરે નીશ્ચય કરયો કે પોતાથી બનતી દરેક મેહેનત કરીને, વખત તથા પઇસાનો બની શકતો ભોગ આપીને, મરહુંમ નવલના ખુનીને ખોલી કાઢવો.

એ ઉમેદમાં તો એ જવાને મધરાસ જવાનો વીચાર પણ માંડી વાલયો અને ઠેડાવ કરયો કે એલફીનસટન કાલેજમાં પાછા દાખલ થઇ, કાલેજની નજદીકમાંજ એક ઓરડો ભાડે લઇ તયાંજ રહી એમ. એ. ની તથા એલ. એલ. બી. ની પરીક્ષાઓનો અભયાસ કરી વકીલ થવું. તેના આ નવા વીચારથી તેના બાવા મનજીભાઇ પણ ખુશી થયા હતા. કારણકે દીકરો છેક મધરાસ વેર જવાને બદલે જો નજદીકજ હશે, તો ચીન અને વેલાતના અગતના કાગલ પતરો લખવાને જોઇયે તયારે ઉપયોગી થઇ પડશે. એ વીચારથી તેવણુને હરખ મલતો હતો.

બરજોરે બીજેજ અઠવાડીયે એ કાલેજમાં દાખલ થઈ નજદીકમાંજ એક નાનું મકાન ભાડે લીધું, જ્યાં તેની કાલેજના બહારગામના બીજા પણ થોડાક પારસી ગોઠીયાઓ રહેતા હતા, અને તેઓની સાથેજ તેણે ખાવા પીવાનો બંદોબસ્ત કીધો. આ નવા મકાનમાં તેમજ કાલેજમાં ઠરીઠામ થવા પછી, અભ્યાસમાં તે ઉપલી ઉમેદની ઉલટમાં મંડી ગયો અને જો કે એ અભ્યાસને ખાતર ફરવાહરવા પણ તે કદી જતો ન હતો, તોપણ કાલેજમાં રજા મલતાંજ મરનાર નવલના ખુનીને લગતી કાંઈ ખોલ ચલાવવાના વીચારોમાંજ તે કેટલાક કલાકો ગાળતો હતો.

એક દીને કાંઈ હીંદુ તેહેવારને લીધે કાલેજમાં રજા હોવાથી, તેને ડીટેક્ટીવ ખાતાંના એક જાણીતા અમલદાર સાથ સારી મીત્રાચારી પડેલી હોવાથી, તે દીને સાંજના પાનસોપારી લેવા માટે એ અમલદારને તેણે પોતાના મકાનમાં નોતરૂં દીધું હતું. આમ શેહેરની કેટલીક વાતચીત ચાલવા પછી બરજોરે વાત ચલાવી કે "ખાન સાહેબ, મારા બનેવીને લગતાં ખુનનો પતો પોલીસવાલાઓ તરફથી હજી મેલવી શકાતો નહી કે? પણ તમો ડીટેક્ટીવ ખાતાંના હુંશી અમલદારો ઉપર મુંબઈ શેહેરના વધતા જતા ઉદ્યોગ અને વીસ્તાર મુજબ કામનો બી એટલો બધો મોટો બોજો પડતો હશે કે, એ જુના થઈ ગએલા ખુન ઉપર હવે તમે વધારે લક્ષ તે ક્યાંથી દઈ શકો?"

"નહી, એમ નથી. અમારી ઉપર કામનો બોજો બહુ વધી ગયો છે એ ખરી વાત છે, પણ આવા કમકમાટ ભરયા ખુનનો પતો મેલવવાને ગમે એવા કામ છતાંબી અમો મેહનત કરવાની બાકાત રાખયે નહી. હું તો વારંવાર તક મલતાંજ એ પતો મેલવવાને કાંઈ ઉપાયો શોધવાને મગજને કસું છું. પણ બરજોરજી શેઠ, હજી કાંઈ મારગ મલી શકતો નથી."

"કાંઇ નવી રોશણી તમો અથવા તમારા ગોઠયાઓ હજી પાડી શકો નહી?"

ડીટક્ટીવે જવાબ આપયો "અમો ઘણા ખરા ગોઠયાઓ એવું અનુમાન કરયે છીયે કે, મરનાર નવરોજી શેઠને કોઇ એવા આસામીએ મારી નાખયો છે, કે જેને તેવણની સામણે મોટો કેહેર હશે. છેક ભીતરમાં કોઇ ઓરત સમાયલી હોવી જોઇયે."

બરજોરે અચરત થઇ પુછયું "કાંય ઓરતજ કાંય? શું મરદનો કીનો એટલો બધો ઝનુની નથી કે કોઇનું ખુન ન કરી શકે?"

ડીટક્ટીવે જવાબ આપયો "દુનયામાં જેટલાં ખુનો થાય છે તે ખુનોના બહુ મોટા ભાગનું મુલ ઓરતજ હોવી જોઇએ. એક ઓરત માટેની અદેખાઇ, એક ઓરતને થયલી કહેવાતી ગેરઇનસાફીનો કીનો, એક ઓરતને પોતાના ફાંદામાં લેવા માટે તેના અતલગના એશીની કાસલ પતાવવી, એ હાલના વખતના ખુનોના મોટા ભાગોના મુલ હોય છે."

બરજોરે ઇંતેજારીથી પુછયું "તયારે તમો તો એમજ માનો છો કે મરનાર નવલના કોઇ દુશમને તેને આવી નીરદય રીતે મારી નાખયો છે."

"હા. હું તો એમજ માનું છું."

"તયારે મરનાર નવલનો આ ગુજી દુશમન કોઇ ઓરત હોવી જોઇએ—બેસમાન મધરાતના દીવાનખાનામાં પીઠ પાછળ આવી મોટી છરીના જબુન ઘા કરનારબી ઓરતજ હોવી જોઇએ!"

ડીટક્ટીવે જવાબ આપયો "નહી નહી, એમ નહી. છરી કાંઇ ઓરતે મારી ન હશે. ઓરત જો મધરાતના એવી જગા ઉપર ચોરી છુપાઇથીબી આવે તોબા, તેણા

પકડાઈ જવા વગર રેહે નહી. વળી આવું જબુન ખુન કરવા પછી કોઈ ઓરત આવી સફાઈથી નાશી જઈ શકે નહી."

બરજોરે વધારે અચરત થઈ પુછયું, "પણ તયારે આ ખુન કેણે કીધું હશે? મરનારના કોઈ નોકરે તો નહી કરયું હોય?"

"નહી, બરજોરજી શેઠ એમ હું ધારતો નથી. મેં નોકર નફરોને લગતી પણ પુરતી શોધ કરી છે અને તે શોધ ઉપરથી મને નકી માલમ પડયું છે કે, મેહેલાશાહ શેઠના મકાનના તેમજ નવલ શેઠના મકાનના સઘળા નોકરો સારા આબરૂદરકારવાળા આસામીઓ છે અને પોતાના શેઠો ઉપર જીવ પ્રાણ આપનારા જણાતા હોવાથી, તેઓમાંથી તો કોઈ એવું કામ કરે નહી. ખુનવાળા બંગલાની સામેનાં નાના મકાનમાં રેહેતા રુસતમ નામના પારસી શેઠબી બહુ પરહેજગાર છે, જેવણ પોતેબી આ ખુન માટે બહુ દુઃખી થાય છે અને ખુનીનો પતો શોધી કાઢવાને મને નવી નવી સુચનાઓ કરે છે, પણ અમારી મેહનતનું કાંઈ જીવ જેવું પરીણામ આવયું નથી. તેવણબી મારા વીચારને મળતા થાય છે કે નવલના કોઈ દુશમન કેહેનારા મારવાએ ખુન કરયું છે."

બરજોરે હાથ ઠોકીને જણાવયું "પણ ખાનસાહેબ, મરનાર નવલનો તો એકબી દુશમન આખી દુનયામાં ન હતો!"

ડાટકટીવે બરજોરની પીઠ ઠોકી મુંછમાં હસીને જણાવયું "ભાઈ, હજી તમો બહુ જવાન છો અને દુનયામાં પુરતા ઘડાયલા નથી. કોઈબી માણસને વાસતે ખાતરીપુરવક કહેતા ના કે તે ફલાણું ન હતું અને ઢીકણું ન હતું. આપણા ઘણાખરાઓની જીંદગીમાં કાંઈ અને કાંઈ એવો બનાવ બનેલો હોય છે, કે જે આપણ બીજા સઘળાઓથી વદન છુપાયલો રાખવાને ઇચછયે છીયે."

"હા, ખાનસાહેબ તમારા અનુભવને હું માન આપું છું, પણ નવજાને માટે તો હું તદન ખાત્રીપુરવક છું કે તેની નાની નીરદોશ જીંદગીમાં એકબી પસતાવા સમાન બનાવ બનયોજ ન હશે. પણ વારુ, મેહેલાશાહ શેઠનો કોઈ દુશમન તો આ મુજી કામ કરવા પામયો ન હોય? એ શેઠ એક બહુ ફતેહમંદ વકીલ છે, તેવણે ઘણા મુજીઓને પોતાના ધંધાની રૂએ સખત સજા કરાવી છે, જેમાંના કોઈએ તેવણની ઉપર કીના લેવા માટે, તેવણની નીરદોશ એકપુરી બેટીને કચડી નાખવાનું આ જબુન કામ તો કરયું ન હોય?"

"હા, એબી બનવાજોગ છે ખરું, પણ એવા મુજી માણસોબી આ દુનયાંમાં જવલેજ મલે છે. ઓરતને ખાતરજ ઘણાંખરાં ખુન થાય છે."

"પણ ખાનસાહેબ, તમો એટલું તો કબુલ કરો છોની કે કોઈ બદમાશે મેહેલાશાહ વકીલના ઉપર કીના લેવા માટે આ કામ કરયું હશે. આપણે થોડાજ દીવસ થયા જાણીને કમકમયા છીએની કે, બીચારા નીરદોશ ભલા વાઈસરાય લારડ મેયો જેવણે બંદાઓનું ભલું ચાહવા માટે આ નકામાન જતા તેવણને એક બદમાશે રહેંસી નાંખયા હતા, એવાજ કારણથી કે બ્રીટીશ અદાલતે તેના જનમદેશ નીકાલની સજા કરી હતી અને એ બ્રીટીશ રાજના મરનાર લારડ મેયો વડા પ્રતીનાથી હતા. એવાજ ખયાલથી કોઈ બદમાશે મેહેલાશાહ વકીલના મેહેનતથી પોતાને બચાખાનામાં ગયલો ધારી તેના કીના તરીકે તેવણના બીચારા નીરદોશ જનાઈને મારી નાખયો હશે."

ડીટેકટીવે જવાબ આપયો "બેશક એબી બનવાજોગ છે. તોપણ મને મારી અટકલ વધારે સંભવીત લાગે છે."

"પણ મરનારની વીધવા પીરોજા તો બીજી અટકલ કરે છે અને પોતાની અટકલ બરાબર છે એમ તેણી વધારે હઠ લઈ જણાવે છે. મારા બીચારી એ કમનસીબ બેરી તો એમજ ખાત્રીપુરવક છે કે "કરા બંગલા" ના માજી માલેક કરવઈયાના કુટુંબના કોઈ બાકી રહેલા આસામીએ એ ખુન કરયું હશે."

ડીટેકટીવે એ અટકલ માનવાને ના પાડતાં જણાવયું કે "એ બીચારી બાઈ ઉપર મોટો ગજબ ગુજરયો છે અને તેથી તેણી તો ગમે તે અટકલ પુખત વીચાર વગર કરી શકે. જો "કારો બંગલો" મહેલાશાહ શેઠના હાથમાં આ ખુનની થોડાક માસ અગાઉ આવયો હત, તો હું બી એવાજ શકમાં શામેલ થતે કે મરનાર નવરોજી શેઠનું ખુન કરવઈયાના કુટુંબમાંથીજ કોઈએ કરયું હશે; પણ નજદીક ૨૦ વરસ વર સેહજબી બનાવ વગર મહેલાશાહ શેઠ તે બંગલાના કબજો નીરાતમાં ખુશાલ ભોગવતા પછી, છેક ૨૧ મે વરસે તેના કીના લેવાને કોઈ બહાર પડે એ તો હું ઘડી ભારબી માનું નહી. એ બાઈ સાહેબના મગજમાં એવો ખયાલ કેમ પેઠો?"

"અનંત ગમની ગીરફતારીથી! બીચારી પીરોજા એક અઠવાડયાંની પરણેતર જીંદગી ભોગવતા પછી વીધવા થયાથી, તેણીના મગજ ઉપર એવા નબળાઈના પરદો ફરે, તો તેમાં અચરતા શી? એ બીચારી તો એવાજ મનન હેડાવ કરીને બેઠી છે કે પોતાના બેહુનતા ખાવીંદના સુકો ખુનીને ઈનસાફની દેવડીમાંથી ઘટતી સજાએ પુગાડવા, એજ તેણીની પવીતર ફરજ પોતાના મરનાર પતી તરફ છે. મારા એ વહાલી પીત્રાઈને ખાતર મેં કબુલાત આપી છે કે એ બાબદમાં પુરતી ખોલ કરી ખુનીના પતો મળવી આપવો. કરવઈયાના કુટુંબમાંથી કોઈ બાકી રહી ગયું છે કે નહી, તેની પેહેલાં હું ખોલ કરવા માગું છું. એ કુટુંબને લગતી

જે વીગતો મેં મેળવી છે તે ઉપરથી એવાં સેવટ ઉપર હું આવું છું કે, કારા બંગલાના જુના માલેક નાનાભાઈ ફરવઈયાની વલસાડ ખાતે પરણેલી રૂપાંબાઈ નામની દીકરીની બેઠી તથા તેણીના ખાવીંદ એકલોજ હાલ હઈયાત હોવાં જોઈયે. તેઓની કદાચ અનંત દલીદરતામાં અટવાઈ મરી ગયાં હોય. પણ તેઓ સીવાય તો હવે બીજું કોઈબી એ કુટુંબનું બાકી રહેલું જણાતું નથી. મને મુશકેલી તો એ છે કે એ રૂપાંબાઈની દીકરી વા તેના જમાઈનું નામબી હું જાણતો નથી. તેઓ વલસાડમાં પરણેલાં હોવાથી, તેમજ એ ખાવીંદ તો સોટીપરના નંગ હોવા સાથ લાંબા વખતનો દેશવતો ભોગવેલા હોવાથી, તેઓને મુંબઈમાં કોઈ ઓળખે એવું બી મને ભાસતું નથી. માટે ખાનસાહેબ, મારી બોલ કેમ શરૂ કરૂં તેની તો મને સલાહ આપશો?"

"હા, હું જો તમારી જગા ઉપર હોવું તો પેહલાં વલસાડ જઈ થોડાક દીવસ ઠરીઠામ થઈ, જાણે તદન બેદરકાર હોવું તેમ વલસાડની જુની વસ્તીને લગતી કોઈ બુઢા આસામી સાથ વાતચીત કરતા, મરનાર રૂપાંબાઈ માટે દયા ખાઈ તેવણ ક્યા રહેતાં હતાં, તે જાણવા માગું અને જો એ બુઢા આસામીઓ રૂપાંબાઈના તરફ દીલસાજી બતાવતા માલમ પડે તો તેણીના બચાં છોકરાં, નોકર ચાકર વગેરેને લગતી વીગત જાણી લઉં. જો મરનાર રૂપાંબાઈના ઘરના કોઈ નોકર તમારા સારા નસીબે તમને જીવતો મળી આવે, તો એ બાબદના વધારે સેહલાઈથી પતો મળવાની તમો ખાત્રી રાખવી."

આ સલાહ બરજોરને પણ વાજબી લાગી, જેથી નીશ્ચય કરયો કે પેહલા તક મળતાજ થોડા દીવસ વલસાડ અને તીથલની સેહલગાહ કરી આવવું. જ્યાથી તે મરનાર રૂપાંબાઈના કુટુંબ વીશે થોડાઘણી ખબર મેળવવા વગર રેહશે નહી.

બરજોરના વલસાડ ખાતે ઓલ કરવા જવાની બાબદ હાલ પડતી નાખી, કારા બંગલા તરફ આપણે પાછી નજર ફેંકયે. મેહેલાશાહ શેઠ પોતાના લાંબા અનુભવ ઉપરથી હવે ખાત્રીપુરવક થયા હતા કે, તેમના મેહેરબતીજમાઈ નવલના ખુનનો કાંઈબી પતો લાગશે નહી અને તેવણનાં મોહોરદાર નાજાંમાય જેવણ સદા પોતાના ખાવીંદના વીચાર સાથ એકમત થતાં, તેવણ આ બાબદમાંબી પોતાના વર સાથ એકમત થયાં.

એક દીવસે રાબેતા મુજબ દીનીયાર દસતુર મેહેલાશાહને પોતાની અઠવાડીક મુલાકાત આપવા આવયા. આ દીનીઆર દસતુર અધેર ઉમરના સફેદ પાઘડીવાલા આબરૂદાર કેલવાયલા ધરમગુરૂ હતા. તેવણ મોબેદીનું કામ કરતા ન હતા, પણ સફેદ પાઘડી જાલવી રાખવામા વાજબી મગરૂરી લેતા હતા અને પોતાના આથોરનાન વરગ માટે સદા કાલજી રાખતા. તેવણ હુંડી તથા શેરના સારી ઘરાકીવાલા દલાલ હતા અને જાણીતા પારસીઓમા સારી રાતે પલોટાયલા હતા.

દીનીયાર દસતુરે મેહેલાશાહ સાથ ગામસીમ તથા કામકાજની વાત કરયા પછી મેહેરબતી નવલની વાત નીકલતા જણાવયું કે "મેહેલાશાહ શેઠ, હુંબી તમારા વીચાર સાથ એકમત થાઉં છું કે મેહેરબતી નવલનો એકબી દુશમન આ દુનયામાં ન હોવાથી કોઈ ઘેલા આસામીએ તે બીચારાનું ખુન કરયું છે. આપણ નાયગામ તથા મટુંગા જેવા દુરના લતાઓ ઉપર રહેનારાઓના જાનમાલની સલામતી માટે વધારે પોલીસની ગોઠવણ ન હોય એ કેટલું બધુ વાંધાભરયું છે? પણ સારૂં થયું કે બીચારા પીરાજ તમારા સગા ધીકરા હોવાથી ઓદાતાબાના હુકમ તાબે થઈ સબુરી પકડી બેઠો છે. હું ગઈ કાલેજ મેહેરમાય તથા પીરોજાને મલી આવયો છું. મેહેરમાયે મને જણાવયું કે આવતાં અઠવાડયાંમાં તેમની ધીકરીઓ પોતાનાં ફરજંદો સાથ બે

ત્રણ અડવાડયાંપેર તેઓના બંગલામાં આવી રહેનાર છે, જેથી બીચારી ઝુરતી પીરોજાને આ નવી વસતીથી થોડુંક સોહોવાવાની વકી રહે છે."

"અરે સોહોવાય શું? બીચારીને કંટાલોજ તો! જહાંગીર અવાસયાના છોકરાંઓને તેમની મોહોરદાર આખો દીવસ રમાડયા કરી બીચારી પીરોજાને કંટાલો આપશે એટલુંજ નહી, પણ તેણી આગલ વારંવાર પોતાના છોકરાંઓની બાહોશી અને ચાલાકીની વાત કરયા કરી બીચારી મારી દીકરીને થાકવી નાખશે."

---

## પ્રકરણ ૧૧.

### જહાંગીર અવાસયાને ચીંતા—સોરાબજી સુકલયાનું કુટુંબ.

મેહેલાશાહ તથા દસતુર દીનીયારે આખરે એ વાત પડતી નાખી બીજા ગામ ગપાટા ચલાવવા માંડયા. પુનાની ખુશાલ રૂતુની વાત ચલાવતાં તેવણને યાદ આવી જવાથી દસતુર બોલી ઉઠયા કે "મેહેલાશાહ શેઠ, હું તમને જણાવતાં તો ભુલીજ ગયો. ગયા સોમવારે ભવાનીપેંઠમાં હું કાંઈ સોદો કરવા ગયો હતો, જયારે મેં દુરથી એક જવાનયાને ભરાતો ભરાતો ઝડપથી જતો જોયો, જે જવાનયો મને તમારા પેલા પાડોશી કુંજરા ગુસતાદના ઓવાઈ ગયલા દીકરા કાવસ જેવો લાગો. કાવસને મેં અગાઉ અહીંય બરાબર જોયો હતો, પણ એ દીને મને તેનામાં બહુ મોટા ફેરફાર થઈ ગયલો દેખાયો. તે વધારે લાંબો થયલો પણ નખાઈ ગયલો સોરાયલો સુકાયલો જેવો દીસયો."

મેહેલાશાહે મનતેજારીથી પુછયું "દસતુર, શું ખરેખર તમે કાવસનેજ જોયો, કોઈ બીજો તો નહી હોય!"

"કદાચ તેના ચેહેરાને મળતોજ કોઈ બીજો જવાનયોબી હોય. પણ હું તો નજદીક તદન ખાત્રીપુરવક છું કે તે કાવસજ હતો."

મેહેલાશાહે નીરાશીથી પુછ્યું "ભલાં માણસ ત્યારે તો તેને પકડી પાડી તેની સાથે વાતચીતજ કરતે કેની? નાશી જવાનું તેને કારણ કાંય નહી પુછ્યું?"

"મેહેલાશાહ શેઠ, શું મારામાં કાંઈબી અકલ ન હતી? હું બહુ ઝડપથી તેની પુઠે ગયો, પણ તેણે તો જાણે કેડાવજ કીધો હતો કે મને ઉડાવયો. જેથી વધારે ઝડપ કરી તે પાડોશની એક ગલીમાં ઘુસી જઈ મારી નજર ચુકાવી શક્યો. ભર ગીરદીમાં, આબરૂદાર લોકોની આવજાવ વચે શું હું તેની પુઠે દોડું?"

મેહેલાશાહે જવાબ આપ્યો "નહી તેમ તો નહીજ બને, પણ હું ધારૂં છું કે તમને સાવજ સાથે મુલાકાત થઈ હતે. દસતુર, બીજી વખત જ્યારે પુને જાવો ત્યારે જરા વધારે ખોલ કરજો. પણ એ વાત તમોએ તેના બાવા ગુસતાદ આગલ કીધી છે કે?"

"નહી, પેહેલાં તો મેં ધાર્યું હતું કે શુઆઈ જતાંને વાર ગુસતાદને આ વાતથી વાકેફ કરીશ, પણ ત્યાર પછી વધારે વીચાર કરતાં હું એવા નીરધાર ઉપર આવ્યો કે એટલુંજ કહેવાથીબી એ બીચારા દુઃખી બુઢાને ઉલટું વધારે દુઃખ ઉપજશે, જેથી મેં એ વીચાર માંડી વાલ્યો."

મેહેલાશાહે જણાવ્યું "હા, ગુસતાદ પણ તેની કોઈ દીવસે પોતાના આવા એકપુતા બેટા માટે મારી સાથની વાતચીતમાંબી સેહેજ ઇશારો કરતો નથી, જેથી મને લાગે છે કે એની ખાતેર તેણે જાણે કે કોઈએબી એની ગઈ ગુજરી વાત વીશે તેમજ એના કુટુંબ વીશે એને કાંઈબી પુછવું નહી."

દસ્તુર દીનયારે અભીપરાય આપયો કે "હા, મેહેલાશાહ, તમારો આ પાડોશી મનેબી કાંઈ અજબ તરાહનો માણસ માલમ પડે છે. આવો જવાન શીખેલો ભણેલો, સારા ખવાસનો એકપુરો દીકરો ખોવાઈ ગયો અને તેની શોધ માટે બુઢા ગુસતાદે સેહેજબી ગભરાટ કરયો હોય, કાંઈ તોફાન મચાવી દીધું હોય, એવું તો આપણે સાંભળયું નથી. બચીત એ ઘણાં સખત હઈડાંના માણસ હોવા જોઈયે. હું અજબ થાઉં છું કે આવા બુઢાપામાં એને પોતાના દીકરા વગર આ નાના બંગલામાં એકલું રહેવાબી કેમ ગમતું હશે!"

મેહેલાશાહે બેદરકારી ભરી રીતે જવાબ આપયો "નહી, ગુસતાદને તો જાણે એવાજ પ્રકારની જીંદગી માફકસરની થઈ પડી છે. જીંદગીમાં એકેક પછી ઘણાંક સંકટો એના ઉપર પડયાં હશે, જેથી એનું હઈડું ઘાડું થઈ ગયલું લાગે છે. એને એવાજ કરોધ લાગ્યો હશે કે શીખવયા ભણાવયા પછી ઉમરે પુગવા બાદ દીકરો તેનો થયો નહી, તો એવા દીકરાની દરકાર ન કરી તેનું મોહુંબી પાછું જોવું નહી. કાંઈ સઘલાજ બાપો સરખા હશે!"

આગમજથી કરેલી ગોઠવણ મુજબ પીરોજાના મકાનમાં જેહાંગીર અવાસયાતથાબી બાજીટોપલયાનાં બચ્ચાં છોકરાંઓએ આવીને ત્રણચાર અઠવાડયાંનો ધામો નાખયો હતો. પીરોજા પોતાના નરણા સાથ સભયતાથી વાતચીત કરતી હતી, પણ તેણીને નાની નરણ માટે બહુ કંટાળો હતો. આ શીરીન તો પોતાનાં ફરજંદોનીજ વાત કરયા કરતી અને એ ફરજંદો પીરોજાના ઓરડામાં જઈ કાંઈ અને કાંઈબી ભાંજફોડ કરી, બેહેસતી નવજની ચીજો જે પીરોજા બહુ પયારી તરીકે ગણતી હતી તે ઉથકમલ કરી, સંખયાબંધ જાતના સવાલો પુછી એ બીચારીને બહુ કંટાળો આપતાં હતાં. બુઝરગ મેહેરમાયને તો પોતાના દોતરાઓની સંગતમાં પોતાના બેહેસતી દીકરાનો

ભોલી શીરીન ઉપર તેણીના ખાવીંદ આ બોલોથી ઘરતી અસર કરી, જેથી તેણીએ ભરમ ખોલી દીધો કે "જુઓની જહાંગીરજી, મારી ભાભીને હમેલ છે."

જહાંગીર અવાસયાને આ ખબર એક ફટકાસમાન લાગી, જેથી નીરાશ થઇ ને બોલયો "આએ સનાનના સમાચાર મારાથી છુપાવતી હતી કે?"

શીરીને જવાબ આપયો "નહી, માયજીએ મને કહયું હતું કે બીચારી પીરોજા જાણે શરમાતી હોય તેમ જણાય છે, ઝારઝાર રડયા કરે છે કે બેહેમતી નવલ જીવતો હતે તો કેટલા બધા ખુશી થતે અને તેથી એ બીચારીને ખાતર આ વાત હાલ ખાનગી રાખવી, માટે તે તમોને કહી દેવાને હું અચકાયા કરતી હતી."

"અરે પણ શીરીન, તુંને કાંઇ અકલ છે! પીરોજાને તયાં જો દીકરો આવે તો આપણા દીકરાના મખ્ખમાંથી આ મોટા બગીચો જતો રહેની! હા, બીચારી પીરોજા શરમાતી તો હશે. માટે દરરોજ દુવા માંગયા કર કે આ બીના ખોટી પડે."

ભોલા અને ભલી શીરીને જવાબ આપયો "જા બા જહાંગીરજી, એમ શું બોલો છો? આપણા છોકરાનું નસીબ આપણી સાથે, તમે જીભરાયા ૧૦૦ વરસ જીવશો તો લખો રૂપયા ખરચી દીકરાઓને લખો રૂપયા આપશો અને ને પરાઇ દોલત કરતાં આપણા વહાલાઓ પાસે વધારે તકી રહેશે. બીચારાં મારાં માયજી તરફ તો નીગાહ કરો! બીચારી પીરોજાની આ હમેલદાર હાલત સાંભલી માયજીનું કેટલુંક દુઃખ વીસરાઇ ગયું છે. તેવણે મને આજેજ કહયું કે, પીરોજાને ત્યાં દીકરો આવે તો તેઓનો નવલ પાછો આવયો છે એવો તેઓ સંતોશ લઇ તેને પોતાથી એક ઘડીબી વીલો રાખશે નહી. મારાં માયજીને ખાતર હું ઇચ્છું છું કે તેમની એ ઉમેદ પાર પડે."

જહાંગીર અવાસયાનું પાકી આવચું જેથી તે બોલી ઉઠયો "જા જા ઘેલી, દુનયાદારીનો તને સેહેજબી ખયાલ હોય તયારે કેની? પેહેલું આપણું અને પછી પારકું! તારાં માય જીવી જીવીને કેટલાં વરસ જીવવાના છે!"

શીરીન તુરત બોલી ઉઠી "ઓ વાય મારા જીભરૂં માયને કાંઈ બોલતા ના જો! તેવણ તો આપણાં સઘલાં છોકરાંઓના લગનની ભલાઈ જોશે અને તેમનાં છોકરાંઓનેબી રમાડશે. એમ શું બોલો છો? નહી રે બા, મારાં માય વગર તો હું ઘેલી સુની બની જાઉં જો!"

જહાંગીર અવાસયાએ જવાબ આપયો "એ તો સઉ કોઈને એમ લાગે, પણ દુનયાના કાનુન પ્રમાણે તો સઉ કોઈ મરવાનું છે અને આગલા બધા અનુભવ પછી હું મારાં મેહેરબાન સાસુજીને માટેબી ફીકર કરૂં તો તેમાં નવાઈ શી? હું કાંઈ પીરોજાનું બુરૂં ઈચ્છું છું? બીચારી હજી તો જવાન જમાન છે અને હું દુવા માગું છું કે, હાલનો ગમ જલદીથી ભુલી જઈ તેણી બીજે મોટે ઠેકાણે પરણી જઈ સુખી થઈ જાય. બેહેસતી નવલનું આપણા મંચી ઉપર હેત હતું, માટે આ મોટો બગીચો આપણા દીકરાને મલે એવી મારી ખાહેશમાં તું માય પોતેજ ભાગ ના લીયે તો તું માય કામનીજ શું?"

શીરીનને સદા લાગતું હતું કે તેણીના આ જીભરાયા ખાવીંદના બોલવામાં કાંઈ ખાંમી હોયજ નહી, જેથી જહાંગીર અવાસયાની આ સમજાવતથી તેણી પીગલી અને બોલી ઉઠી કે "હા, તમે કહો છો તેબી ખરૂં, આપણો મંચી આ બગીચાનો ધણી થાય તો હુંબી ખુશી થાઉં ખરી, પણ પીરોજાને તયાં જો એક બેટાની વરધી થાય, તો મરે રે મારાં માય તથા મારી એ ભાભીને કેવો મોટો સંતોશ મલશે?"

અને એ વાત હવે હીમાંજ અટકાવવાને જહાંગીર અવાસયાએ વાજબી ધારયું, પણ સુઈ જતી વખતે તેણે પોતાની તાબેદાર મોહોરદારને મજબુત તાકીદ કરી હતી કે, હાલ થયલી વાતચીતનો સેહેજબી એસારો કોઈનીબી આગલ કરવો નહી.

જે વખતે મેહેરમાયના મકાનમાં તેવણની દીકરીઓનાં દીકરાંઓ ધમચકરી ચલાવતાં હતાં, તેજ વખતે મનજીભાઈ સોલાઈનાનો નાનો દીકરો સોરાબ પોતાના એક આગલા મીત્રના ઘરમાં સારો પગપેસારો કરવા પામી પોતાના એ કાલેજ મીત્રની બેહેન ઉપર પયારમાં પડયો હતો.

આ નવાં કુટુંબને આપણી વારતામાં દાખલ કરવા માટે વાંચનાર સાથ તેની કેટલીક પીછાણ કરાવવી જોઈયે.

સોરાબજી સુકલયા નામના એક સારી આંતવાલા જાણીતા વેપારી ગ્રહસથ મધયમ પુંજી મેલીને મરણ પામયા હતા. તેવણનો ગોવાલયા તલાવથી થોડેક દુર એક સારો બંગલો હતો, જયાં તેવણ વારંવાર પોતાના થોડાક અંગત મીતરોને ચોપટ રમવા તથા ખાનાપીના માટે બોલાવતા હોવાથી, તેવણની પુંજી માટે બહુ મોટો વીચાર તેવણના ઓલખાણવાલાઓમાં ચાલતો હતો. સોરાબજી સુકલયા પોતાની એ જાહોઝલાલીના વખતમાં લકવાની બીમારીને બીછાણે પડયા, અને એ બીમારીનો બાટલો પાંચ વરસવેર તેવણ ભોગવી મરણ પામેલા હોવાથી, દવાદારૂ તથા બીજી સારવાર વગેરેથી તેમજ ઘરની આવક બંધ પડવાથી, તેવણની પુંજીનો એક સારો ભાગ ઘસાઈ ગયો હતો.

પીરોજાનાં લગન થયાં તેની એક વરસ અગાઉ આ સોરાબજી સુકલયા આશરે રૂ૫૦૦૦૦ની પુંજી મેલી મરણ પામયા હતા. તેવણનાં વીધવા આસીબાઈ સારા વીચારનાં ઘર ચલાઉ, વખત જોઈ વાત કરનારાં આશરે ૫૫ વરસની ઉમરનાં બાનુ હતાં. બાઈ આસીબાઈ પોતાના સારા દયાલુ

ખવાશથી તેમજ સારી સમજણથી ઘણાંક પારસી કુટુંબોમાં સારો મરતબો ધરાવતાં હતાં. મરનાર સોરાબજી સુકલચા જમશેદ નામના આશરે ૨૬ વરસની ઉમરનો એક બેટા તથા તેહેમીના અને મનીજેહ નામની એ બેટાથી ઉતરતી ઉમરની બે બેટીઓ મેલી ગયા હતા.

મરનારે ડહાપણ વાપરી સારૂં વસીયતનામું કરયું હતું, જેની રૂએ તેવણના વીધવા જીવે જાગે તયાંવેર તેવણની પુંજીનું સઘલું વયાજ મેલવી પોતાનું આખું ઘર ચલાવે, અને વીધવાના મરણ બાદ એ પુંજીનો પોણો ભાગ બેટાને મલે તથા બાકીની પૂંજી આ બે દીકરીઓને મલે તથા વીધવાનું જરઝવેરાત તેણી પોતાની મરજીમાં આવે તેમ આપી જાય, એવું તેવણ ઠેડવી ગયા હતા.

આસીબાઈ સમજુ હોવાથી ઘટતી કરકસરથી પોતાના કુટુંબનું સારૂં નામ જલવાઈ રહે એવી રીતે ઘર ચલાવતાં હતાં, પણ તેવાજ સારા વીચારનાં છોકરાં તેવણને મલયાં નહી, જોકે પોતાની નાની દીકરી મનીજેહથી તેવણ વધારે સંતોશ પામતાં હતાં. જમશેદ વધારે ઉડાઉ હતો અને ઘરમાં સારો ભપકો સપકો કરવા માગતો હતો.

તેહેમીના મરનાર સોરાબજી સુકલચાની વડી બેટી થતી હતી, જેણીની ઉમર ૨૩ વરસની હતી. તેહેમીના સીધાં સરોવર સરખાં કદનાં સારી ખુબસુરત નાર હતી. સારી મધયમ કેલવણી લેવા ઉપ્રાંત ભરવા ગુંથવામાં કુસલ તેમજ ગાયનમાં બહુ સુંદર સરોદ ધરાવતી હતી. આ તેણીની ખુબીઓ સાથ તેણીમાં કેટલીક ખામીઓ પણ હતી અને તે એ કે, તેણીબી પોતાના ભાઈના જેવીજ ઉડાઉ તેમજ ઠાલી ભપકા સપકાની શોખીન હતી. તેણીને ફરવા હરવાનો, સુંદર કપડાં તથા કીમતી ઝવેરાત પેહેરવાનો બહુ સારો શોખ હતો. તેણી ખુબસુરત દેખાવની હોવાથી, ગાયન વગેરે માટે સુંદર સરોદ ધરાવતી હોવાથી, તેમજ વાતચીતની સાર

શકતી ધરાવતી હોવાથી, તેણીની આસપાસ વખાણનારાઓનું એક સારૂં મંડલ એકઠું થયું હતું.

આ મંડલ પોતાની વખાણ કરતું જોઇ તેહેમીના વારંવાર મનમાં મલકાતી હતી કે, તેના ભાઇના કેટલાક જવાન દોલતમંદ સોતરામાના એકાદ જલદીથી તેણીના હાથની માંગણી કરી તેણી સાથ પરણી જઇ તેણીનું ભવીશ સદાનું નીરાંત બનાવશે. કેટલાક પારસી મંડલો તો બી તેહેમીના વીશે વાતો ચાલતા હતા, અને બોલાતું હતું કે તેના ભાઇના જાણીતા મીતરોમાથી એકાદ જવાન સાથ તેણીના લગન થવાનાજ, પણ તેહમાંનાના કમનસીબે કોઇ વરરાજા આવતાજ નહી! ઠાવકા જવાનો તેણી સાથ થોડાક માસના સંબંધમાં આવવા પછી ચેટી જતા કે તેણી સાથ પરણવું તે ખરચની સાઠી ખુવારીમાં પડવા સમાન હતું. આ કારણને લીધે જમશેદના જાણીતા મીતરોમાંથી ઘણાઓ તેહમીનાની સોબતચારીમાં મજાહ મેલવતા, તેણી સાથ ફરવા હરવામાં માન ગણતા, પણ તણીના હાથની માગણી કરવાને તો અખાડાજ કરતા. આથી તેહમીનાને તેમજ તેણીની માતાને બહુ નીરાશી ઉપજતી હતી.

એક રાતના ખાણું લેવા પછી આ માય દીકરાઓ ચાંદરણી ઘેરવા માટે અગાશી ઉપર બેસી વાતચીત ચલાવતાં હતા. જયારે લગનની વાતચીત નીકલતા આસીબાઇએ બળાપો કરયા કે “મારે માથેથી આ બે માટા પથરો કયારે ઉચકાશે, તેની રાત ને દીવસ મને ફીકર લાગે છે. જમશેદ, તારે માટે તો મને કાંઇ સી ધાસતી નથી, પણ તારી બે બેહેનોના માથાં ધોવાઇ જાય એટલે હું નીરાંતે મરવાને તઇયાર થઇશ.”

તેહેમીનાએ તાહુકા પુરયો “પણ માયજી, અમો બે પથરો ઉચકાઇએ કયાંથી? ભાઇ જેવો ભાઇ થયો અને

જમશેદ સારા મીતરોને વારંવાર ઘરમાં ખાણા ઉપર લાવી અમારી કેલવણી અને બીજી ખુબીઓ તેઓને બતાવે તયારે કેની ?"

જમશેદ બચાવ કરયો "તેહમીના, તું બોલે છે તે તો ખરૂં, પણ ઘરમાં ફાંકડા મીતરો બોલાવીને મારી ફેકડી કરૂં કે ! માયજી, જરાક બંગલો વધારે ફાંકડો સણગારે તથા સારા માલી રાખી બાગ વધારે ખુશનુમાં બનાવે, તેમજ દોસત આસનાવો અહીંયાં આવે તયારે સવાદીશટ પકવાનોનું ખાણું તઈયાર કરાવે, તો બડંબા દોસતદારોને ઘરમાં બોલાવવાની હીંમત થાય કેની?"

નાની બેહેન મનીજેહ બોલી ઉઠી "ભાઈ, શીયારાં માયનો કાંય વાંક કહાડે છે? તું જો ઘટતી કરકસર કરતે હોય, તુંને તેમજ બેહેનને નકામાં મોઘાં કપડાંઓ પાછલ ખરચ કરવાના અસતો દુર થાય, તો માયજીને બંગલા વધારે સુંદર બનાવવાની તેમજ દોસત આસનાવો આવે તયારે વધારે સારૂં ખાણું કરાવવાની નાણાંની સગવડ મલે કેની? આજે તો પગ જોઈ પાથરણું તાણવું જોઈયે છે, અને સારૂં થયું છે કે માયજી તે મુજબ ચાલે છે, જેથી આપણાં કુટુંબનું આગલું સારૂં નામ હજી નીભી રહયું છે. પારસી ભાઈના દોસત તો તેના સીવાય બીજા કોઈનબી બાબમ નહી જો ! માયન ફુવા માગો કે એવણના કુનેહથી કુટુંબના નામનો ટેક હજી સારો જલવાઈ રહયો છે."

ભાઈએ જવાબ આપયો, "બેહેન, તારી શીખસુરી તોપલા તલે ઢાંક ! પથર તલે હાથ આવયો હોય તો તે કલવલેજ કાઢવો જોઈયે ! તમારા જેવા બે મોટા પથરાઓનો નીકાલ કરવા માટે જરા ભપકો સપકો કરી, આપણે બહુ મોટા લોક છીયે, એમ બતાવયે તયારેજ આજના જવાનયાઓમાંથી કોઈ ફસે તો ! માયજીને સદા હું માન આપું છું, પણ

હું ખરેખર કહું છું કે તેવણુની કરકસરભરી રીતોને લીધે તમો પથરાઓનો જલદીથી સારે ઠેકાંણે ઉઠાવ થઈ શકતો નથી."

મનીજેહે પોતાની તકરાર ટેકવી રાખવા માટે જણાવયું "તેહેમીનાને તો સારે ઠેકાંણે પરણવાની ઘણીખી તક મલી, પણ મારી બેહેને તે તકોનો લાભજ કયાં લીધો છે? સઘલા દોસત આસનાવો આગલ બસ કપડાં ચપડાં અને પઈસા ઉડાઉ હાથે ખરચવાની તેણી વાતચીત કરતી હોવાથી, એ જવાનયાઓ તેણીના હાથની માંગણી કરવાને ખાંચે, તેમાં નવાઈ શી?"

તેહેમીનાએ પોતાની બેહેનના ટીકાનો કડવા બોલોમાં જવાબ આપવાથી, તેણી તો વડી બેહેનની વધુ ખુબસુરતી જોઈ અદેખાઈથી આ ટીકા કરે છે એવો ઉભરો બહાર પાડવાથી, આસીબાઈએ સેતાન દાબો કરી નાંખવા માટે એ વાત અહીયાંજ અટકાવી. ઉંઘ બહુ આવે છે, એવું જણાવી આ નાનો સંસારી મેલાવડો બરખાસત કરી નાંખયો.

પણ તેહેમીનાને પોતાનેખી ખરૂં લાગું કે તેણીના આટલા બધા મીતરોમાંથી ફકત એકજ થોડા વખતનો મીત્ર તેણી ઉપર ફીદા થઈ જઈ, તેણીના હાથની માંગણી કરવાને તઈયાર થયો હતો અને એ રાતના તેણીએ મનમાં ધારયું કે પોતાની ઉપર ફીદા થયલા આ જવાનયાને તો હાથમાંથી જરૂર છટકવા દેવો નહી.

તેહેમીના ઉપર ફીદા થયલો આ જવાન મીત્ર વાંચનારને પુરતા જાણીતા થયલા બરજોરનો નાનો ભાઈ સોરાબ મનજીભાઈ સોલાઈના હતો, જે તેણીને ખાતરજ અભયાસ છોડી દઈ પોતાના પીતાની પેહેડીમાં જોડાયો હતો.

## પ્રકરણ ૧૨.

## સોરાબ સોલાઈના અને સુકલયાની તેહેમીના.

મરનાર સોરાબજી સુકલયાની સોવામણી પણ ઉઅઉ અને ભપકા સપકા માટેની શોખીન વડી બેટી તેહેમીના ઉપર બારજોરનો નાનો ભાઈ સોરાબ મનજીભાઈ સોલાઈના બહુ બહુ ફીદા થઇ ગયો હતો અને અભયાસ છોડી પોતાના પોતાના વેપારમાંબી એવીજ ઉમેદથી પડયો હતો કે, તેહેમીના સાથ જલદીથી તેની શેહાદી થાય.

તેહેમીનાનો એકપુરો ભાઈ જમશેદ આપણા સોરાબનો કાલેજનો મીત્ર થતો હતો, અને બેઉ વચ્ચે કાલેજમાં મીત્રાચારીનો ગાઢ વધારે બંધાવાથી, વારંવાર સાંજના તેમજ છુટીના દીવસો ઉપર જમશેદના ઘરમાં તે આવતો જતો થયો હતો. બાલકની તેહેમીનાને પેહેલીજ વખતે મલતાં તેનાં મગજ ઉપર કાંઈ અજબ છાપ પડી ગયો, અને બે તરણ મુલાકાતમાં તો તે તેહેમીના ઉપર જાણે ફીદા ફીદા થઈ ગયો, જેથી તેની મુલાકાત જમશેદના બંગલામાં વધારે અને વધારે થવા લાગી.

તેહેમીના પોતેબી સોરાબ સાથના બે ત્રણ મુલાકાતમાં જોતી ગઈ હતી કે, દુનયાદારીથી અણજાણયો આ જવાનયો તેણીની ખુબસુરતી, નખરાં તથા લીસી જબાન ઉપર રીદા થઈ ગયો છે. જેથી તેણી સોરાબની હાજરીમાં પોતાના એ ખેંચાણ કરવાનો "હુનર" વધારે અજમાવતી હતી.

પણ તેહેમીના શું સોરાબને ખરેખર જીગરમાંથી ચાહતી હતી કે? નહી. તેણીને ૨૩ વરસની ઉમરમાં તો દુનયાદારીનો ઠીક અનુભવ મલી ચુકો હતો. તેણીએ પુરતું જોયું હતું કે "આજ પાંચ વરસ થયાં 'લગનનાં બજાર' માં હું બાહેર પડી છું, પણ કાંઈ થાગ લાગતો નથી. મારી

ઉમેદ કોઈ બહુ દોલતમંદ ફાંકડા સવતંતર જવાનને મારો ખાવીંદ કરવાની છે, પણ હમણા વેરમાં તો એવો કોઈબી જવાન મને 'આજબલેસ બાગ' ના હાલમાં લઈ જવાને નીકલી આવયો નથી. હજી એકબે વરસની વાર જોઈશું, તેટલાં વેર આ ભોલા સોરાબને એમને એમજ કુનેહથી રહેવા દઈશું, જેટલાંમાં જો કોઈ વધારે લાયક જવાન મને ખાવીંદ તરીક મલી આવયો તો ઠીક, નહી તો સોરાબ તો છેજ! એબી સારાં કુલના જવાનયો છે, બાપ પાસ સારી પુંજી છે, ધંધાધાપામાં પડેલો છે, બાપનો સારો વેપાર ચાલે છે, પોતે સારૂં શીખેલો છે, સારો સદગુણી છે, સોહોવામણો છે, અને એવા વર ઠકી શા માટે હું આનાકાનો કરૂં? તોબી દરેક સમજુ છોકરીની ફરજ છે કે જેમ બને તેમ વધારે સારો ખાવીંદ મેલવવાની બનતી તજવીજ કરવી."

તેહેમીનાના ભીતરના આ વીચારો હતા, અને તેણીના ખવાશ માટે વાંચનારને પુરતો ખયાલ આપવા ઠકી, તેણીના આ ભીતરના વીચારો અહીંમાં રજુ કરયા છે.

તયારે સોરાબના મનનાં શું વીચાર ધોલાતા હતા? એ જવાને પુરતું જોયું હતું કે તેહેમીના ઉડાઉ હતી, જેથી એક મધયમ શકતીના ખાવીંદને તો બહુ ભારી પડે. પણ તેણીની ખુબસુરતી, ગાયનના સુંદર હલક, નખરાં, લેહેજતદાર વાતચીત, વગેરેથી મોહ પામેલો એક બીનઅનુભવી જવાનયો તેણી સાથ પરણવાની પોતાની ધંતેજારીમાં ઉડાઉપણું એક બદી છે કે નહી તેનો ખયાલબી કયાંથી કરે? સોરાબ મનમાં વીચારતો કે "હા, તેહેમીના ઉડાઉ તો છે પણ હું તેણીને પઈસા આપીશ તો ઉડાઉ થશે કની? પરણુયા પછી હું સમજાવીશ તથા ધાકમાં રાખીશ, એટલે એક ઓરતને સુધરા જવાને કેટલો વીલમ!"

ભોલો સોરાબ એમજ ધારતો હતો કે "તેહેમીનાનું તો મારી ઉપર બહુ દીલ છે, પણ તેણીની માતા કોઈ શેઠયાના છોકરા સાથે પોતાની દીકરીને પરણાવવાનાં ફાંફાંમાં હાલ

તેહેમીનાને મારી સાથે પરણાવવાની આનાકાની કરતી હશે, પણ તેહેમીનાબી મારી માફક મને એટલી તો ચાહે છે કે થોડા વખતમાં તેણી પોતાની માયને સમજાવી શકશે અને આવતે વરસ તો જરૂર તેણી મીસીસ સોરાબ સોલાઈના થવાની."

આ હરખમાં સોરાબ પોતાના દીવસો ગુજારયો જતો હતો.

તેના મીતર જમશેદે જોયું હતું કે તેની બેહેન ઉપર તે ફીદા થઈ ગયો છે, પણ સેહેજબી તે આડે આવતો ન હતો, કારણ કે જમશેદનીબી ખાહેશ હતી કે વડી બેહેનનો ઘરમાંથી ફાસર પતે તો માયના ખરચ ઉપર કેટલોક ઉગાલો થવાથી તેને વધુ દરમાયો માય તરફથી મલે.

તેહેમીનાની નાની બેહેન મનીજેહબી ઇચ્છતી હતી કે તેહેમી જલદીથી પરણી જાય, તો બીચારી માયના મગજ ઉપરનો એક મોટો બોજો દુર થઈ તેવણ પોતાના બુઢાપો નીરાતે ગુજારે.

સોરાબે તેહેમીના સાથના પોતાના સંબંધમાં જોયું હતું કે જે જવાનો ઘોડા ઉપર બેસીને એસકી જાંગલાના પોશાકમાં ફરવા નીકલતા, તે જવાનો તેણીને બહુ ભાવતા હતા. એ બોલકણી છોકરીએ એકવાર એટલાંવેરબી સોરાબને ખુલ્લું જણાવયું હતું કે "હું તો કોઈ એવા જવાન સાથેજ પરણીશ, કે જે એસકી ફાંકડો થઈ દર સવાર સાંજ ઘોડા ઉપર ફરવા નીકલતો હોય તથા જે કીંમતવાન રહી મને પોતાનબી એક સારો આરબી ઘોડો અપાવી, તેની ઉપર બેસાડી પોતાની સાથે ફરવા લઈ જાય."

થોડાજ વખતમાં જમશેદે પોતાના બે ઘોડાઓમાંના એક વધારે બુઢા થતા "જુપીટર" નામના ઘોડાને વેચવા કાઢયો. આ ઘોડો તેણે રૂ૪૦૦ની કીંમતે ખરીદયો હતો અને સારી રવેસે વાપરયો હતો. આજે તેના રૂ૨૦૦ બી

નહી આવે એવું તે જાણતો હતો, પણ પોતાના મીત્ર સોરાબ આગળ તેણે ડફાસ લગાવી હતી કે મારો "જુપીટર" એવો તો સરસ ચાલનો છે કે કોઈ ૩૪૦૦ તો તેના સેહેલાઈથી આપે, તોબી એ જનાવરે મારી બજાવેલી સેવા ધ્યાનમાં લઈ ફક્ત હું ૩૩૦૦ લીજ સંતોશ પકડીશ.

સોરાબનો કીડો ચવરયો, તેને બાવાએ ૩૭૫ ના દરમાયો આપવા માડયો હતો, જેથી તેણે ધારયું કે હવે તે ફરવા હરવા માટે એક ઘોડો ખરીદી શકે એવી હાલતમાં છે. માટે પોતાના મીત્ર જમશેદ સાથે આ ઘોડો ખરીદવાનું તેણે સાટું નકી કરયું, જે સાટું નકી કરવામાં તેને તેહમીનાએ પણ ઉશકેરયો હતો. સોરાબ પોતાના મીત્ર સાથ ખાનગી ગોઠવણ કરી હતી કે આવતી દીવાલી ઉપર તે ૩૩૦૦ તેને આપશે.

ગમે તે હોય, પણ સોરાબ સારી વરતણુંકનો તેમજ પોતાના પીતાને સદા માન આપનારો જવાનયો હતો. આ ઘોડો ખરીદવાનું તેણે પોતાના મીત્ર સાથ સાટું તો કરયું, પણ તે કરવા અગાઉ તેણે પોતાના પીતાને આજીજી કરી હતી કે "બાવાજી તમો મને જે દરમાયો આપો છો તેમાથી એક નાની રકમ મેં બચાવી છે, માટે જો તમો મુરબી રજા આપો તો મારા મીત્ર જમશેદનો ઘોડો પાણીને મુલે ૩૩૦૦ ની કીમતે વચાય છે, તે હું લઉં. ડાકટર ધનજીશાહ મી મને ભલામણ કરે છે કે હું દમરો થતો જતો હોવાથી, ઘોડા ઉપર સવારી કરવાની કસરત કરીશ તો મારૂં આંગ સારૂં રહેશે. બાવાજી, એટલી મને રજા આપશો?"

મનજીભાઈએ પોતાના દીકરાને જણાવયું "સોરાબ, આપણા જેવા વેપારીને એવા લાડ જોઈએ નહી, એવું મારૂં મત છે. ઘોડાની સવારી કરતાં ચાલવાની કસરત વધારે ફુરતી તેમજ સલામત છે, તોપણ જો તારો શોખજ

હોય અને જયારે તેં પઇસા બચાવયા છે, તયારે તો તું એ ઘોડો ખરીદજે, અને આપણા તબેલામાં હું એને રાખી બતાડીશ. પણ હજીબી હું તને કહું છું કે એ તારા શોખ તરફ મારી તો લાગણી નથી."

"બાવાજી, બે તરણ મહીના મારો એ શોખ અમલમાં લાવવા પછી જો તમો ના કહેશો તો હું તમને તાબે થઇ એ ઘોડો ખુશીથી વેચી નાખીશ."

"દીકરા, તારો શોખ છે, તયારે તો જા, વાપર."

સોરાબને ખરેખર શરમ લાગી કે જે પીતા તેની તરફ આટલા બધા મેહેરબાન છે, તે પીતાને તેણે શરમભરેલી રીતે ઠગયા છે. તેહેમીના સાથની મીત્રાચારીમાં તેને દર મહીને કેટલાક પઇસાનો ઘસાડો થતો હતો, જેથી પોતાના દરમયામાંથી કાંઇબી તે બચાવી શકતો ન હતો, તે છતાં તેણે પોતાના પીતાને જુઠું કહયું હતું કે એક સારી રકમ તેણે બચાવી છે, જેમાથી આ ઘોડો તે ખરીદવા માગે છે!

સોરાબ જાણતો હતો કે જો તે પોતાના પીતાને જણાવે કે આ ઘોડો ખરીદવા માટે તો તેણે કરજ કરયું છે, તો તેના પીતા અતીશય ખીજવાઇ જાય, કારણકે કરજને નામેજ તેવણને માઠી કંપારી હતી અને તેવણ પોતાના ફરજંદોને હમેશ બોધ આપતા હતા કે કરજ કદીબી કરવું નહી, પણ હમેશ પોતાની આવકની હદમાંજ રહેવું.

સોરાબ સારા ખવાશનો તેમજ સારી તરબીયતવાલો જવાન હોવાથી પોતાના પીતાને આવું જુઠું કહી ઠગવા માટે પોતાના મન સાથે બહુ લજવાતો હતો. બે ત્રણવાર તેણે જાણે નીશ્ચય કરયો કે પોતાના બાપ પાસ માફ માંગીને એકરાર કરી દેવો કે તે તદન જુઠું બોલયો અને તેણે એ ઘોડા માટે તો પોતાના મીત્રનું કરજ કરયું છે. પણ એવો નીશ્ચય અમલમાં લાવવા જાય તેટલામાં તો જાણે તેહેમીનાનો

ચેહેરો તેની સામે આવી ઉભો રહેતો અને તેહેમીનાનો વીચાર કરતાંજ બીચારો આ જવાનયો મોમ થઇ જતો.

ઘોડો તો "ઘરડી ઘોડી અને લાલ લગામ" જેવો સોરાબને માલમ પડયો, પણ વાત "તેરીબી ચુક અને મેરીબી ચુક" જેવી હતી. બેસનારબી તેવોજ શીખાઉ હતો. જમશેદ જેવા અચ્છા અનુભવી બેસનાર આગલ સોરાબની સવારી મોટા મુકાબલો કરવા સમાન થઇ પડતી, કેટલાક મીતરો તરફથી તેટલા માટેજ સોરાબની ઠેકડીઓ વટીક થઇ હતી, જેથી એકાદ મહીનાનો શોખ પુરો થવા બાદ ઘોડો તો તબેલામાં ફકત ઘાસ અને દાણાનો ઘાન કહાડવાને ઉપયોગી થઇ પડયો. પોતાના બાપના ટીકા ન સાંભલવા માટે અઠવાડયાંમાં એકાદ વખતજ સોરાબ તે ઉપર સવારી કરતો અને તેબી આનાકાનીથી.

પણ ઘોડા ઉપર બેસતો થવાથી સોરાબ પોતાના મનમાં એટલો હરખ તો લેવા લાગો કે, હવે તે તેહેમીનાના હાથ માટે વધારે લાયકનો થયો છે ખરો. જેથી તેણે મનમાં ધારયું કે એક દીને જો તક મલે તો તેણી આગલ પોતાના મનની મુરાદ જાહેર કરી દઇ અરજ કરવી કે, જો તેણી કબુલ કરે તો પોતાના પીતાની મંજુરયાતની તે ઉમેદવારી કરે.

એક દીવસ વાતચીત કરતાં તેહેમીના પોતાની સદાની બોલકણી રીત પરમાણે બોલી ઉઠી "સોરાબ, મને તો બા તારૂં ઘર ગમતું નથી જો. ગીરગામના લતા ઉપર રહેવું કેવું કદરબીહામણું લાગતું હશે! રહેવું તો ગોવાલયા તલાવ કે વાલકેશ્વરના રસતા ઉપર, અને જો પુરતી શકતી ન હોય તો કોટમાં રહેવું, બાકી હું તો મરી જાઉં તોબી બીજા કોઇ લતા ઉપર રહું નહી જો!"

સોરાબે જવાબ આપયો "શું કરયે મારા બાવાજ સમજતા નહી તે! તેવણ તો કહે છે કે 'જુનું તેજ

સુનું.' આ જે ગોવાલયા તલાવ આગલ કેટલા બધા ખાલી બંગલા પડેલા છે, તેમાંનો એકુ જો તેવણ ભાડે લે, નહી તો ખરીદે, તો કુટુંબની તંનદરોશતીમાં કેવો સુધારો થાય ?"

તેહેમીનાએ જવાબ આપયો "મરેરે, તારા અને મારા વીચારો આબાદ મલતા આવે છે. જો સોરાબ, તું પરણે તો તારી બઇરીનાં ભલાંને ખાતર તું કદીબી ગીરગામ કે પરેલ કે તાયગામ જેવા કોઇ કદરબીહામણા જેવા લતા ઉપર રહેતો ના!"

સોરાબે જવાબ આપતાં તક લીધી કે "અરે નહીજ તો! તેહેમીનાને કહું જે, હું તો આ ગીરગામના લતાથી એટલો કંટાલી ગયો છું કે જલદીથી પરણી જાઉં તો મારો છુટકો થાય. મારા મનમાં ધારેલી બઇરી જો મને કબુલ કરેની, તો કાલે બાવાને કહીને ઘટતી ગોઠવણ કરી નાખું!"

તેહેમીનાએ ઠાવકાપણું વાપરી તેને નીરાશી આપી વાત ઉડાવી નાખી કે "સોરાબ, હજી તો તું ૨૪ વરસની જવાન વયનો છે. તારી બે મોટી બેહેનો પરણવા વગરની છે અને એટલાંમાં પરણી જવાનો તું વીચાર કરે, તો તે કાંઇ સારૂં લાગે?"

સોરાબ કાંઇ જવાબ આપવા જાય તેટલાંમાં તયાં જમશેદ આવી લાગો અને સોરાબને સાટેની આ જીવ સટાસટની વાત તયાંજ અટકી ગઇ.

મામલો એ હાલત ઉપર ચાલયો જતો હતો અને ઘણેક મોહોડે વાત ચરવાતી હતી કે મનજીભાઇ સોલાઇના જેવા રાંક, અસલી વીચારના વેપારી શેઠનો ભોલો દીકરો સોરાબ, તેહેમીના સાથ આખરે પરણે પરો.

એ વાત મેહેલાશાહ શેઠના કુટુંબને કાને પણ પડી હતી. મેહેલાશાહનાં ધણીઆણી નાજાંમાય, સુકલયાના કુટુંબને બરાબર ઓલખતાં હતાં, કારણકે બેહેસતી સોરાબજી સુકલયા નાજાંમાયના બેશી હોવાથી સોરાબજીની હયાતીમાં તો નાજાંમાયને તેવણના ઘરમાં જાવઆવનો સારો ગરોબરો હતો. તેવણના મરણ પછીબી નાજાંમાય પોતાની દીકરીને લઇને કોઇ કોઇવાર બેહેસતીના વીધવા આસીબાઇ તથા કુટુંબની મુલાકાત લઇ આવતાં હતાં.

નાજાંમાયે પોતાના અનુભવ ઉપરથી તેહેમીના અને મનીજેહ માટ ઘટતો વીચાર બાંધયો હતો. તેવણ મનીજેહથી સંતોશ પામયાં હતાં, એટલાંવેર કે એક વખત પોતાના ખાવીંદનેબી કહયું હતું કે મારો જો દીકરો હતે અને તે મનીજેહ જેવી બાયડી લાવતે, તો હું બચીત એવી વહુથી બહુ હરખાઇ જતે. પણ તેહેમીના માટ તેવણને ઉલટાજ વીચાર હતો.

એક દીને સોરાબ, મેહેલાશાહને તયાં મલવા ગયો હતો અને મેહેલાશાહ કોઇ મીત્ર સાથે અગતનાં કામકાજમાં પોતાની આફીસવાલા ઓરડામાં રોકાઇ ગયલા હોવાથી તે નાજાંમાય સાથ વાતચીતમાં પડયો. ઘરબારની તથા પીરોજાને લગતી વાતચીત કરી ઘરાઇ રહેવા પછી, નાજાંમાયને જાણે યાદ આવી ગયું હોય તેમ તેવણ બોલી ઉઠયાં "ખરેખર સોરાબ, હું તો તુંને પુછતાંજ ભુલી ગઇ કે ગામમાં ગપાટા નીકલયા છે, તે શું ખરી વાત છે? તું શું સુકલયાની તેહેમીના સાથ પરણવાનો છે કે?"

સોરાબે જવાબ આપયો "ગામમાં તો ઘણાંબી ગપાટાઓ નીકલે છે. પણ કાકી, હું તેહેમીના સાથ પરણવા માગું તો તેમાં બોટું શું? તેહેમીના ખુબસુરત છે, સારી કેલવાયલી છે, સારાં કુલની છે અને હું તો માનું છું કે જેબી તેણી સાથ પરણશે તે બહુ સુખી થવાનો."

"હં, તયારે વાત એટલી બધી આગલ વધી છે કે! વીંટીબીંટીબી તયારે પેહેરાવીછ કે!" કાકીએ તનકો કરી જણાવયું.

"નહી, અમો કાંઇ હજી અદરાયાં નથી, પણ અદરાઇયેબી તો શું ખોટું છે? તેહેમીના મારા કરતાં કોઇ વધારે માતબર ખાનાંદને લાયકની છે, તે હું કબુલ કરૂં છું; પણ હુંબી તેણીને બચીત બહુ સુખી રાખીશ."

"અરે, પણ બા તું સુખી થશે તયારે કે? બીજો કયો વધારે માતબર ખાવીંદ ભસતામાંથી મલવાનો હતો!"

---

## પ્રકરણ ૧૩.

### સોરાબનો પયાર—તેના ભાઇની ખોલ.

મહેલાશાહનાં ધણીયાંણી નાજાંમાએ સોરાબ સાથ સુકલયાની તેહેમીના વીશે વાત ચલાવતાં સોરાબે, સેહેજ ઉશકેરાઇ જઇને તેણી ઉપરના પોતાના પયારનો ઉભરો બાહેર કહાડી દીધો હતો, જેથી આ અનુભવી નાજાંમાએ તેને સલાહ આપી હતી કે "બા, તું તો તેણીને બહુ સુખી રાખવાની બાહેસ રાખશે, પણ તેણી તુંને સુખી કરશે તયારે કે?"

સોરાબે પોતાની માનીતી તેહેમીનાનો વધુ બંચાવ કરવા માગયો કે "કાકી, બીચારી તેહેમીના નકામી વગોવાય છે. બહુ વધારે ખુબસુરત હોવાથી તથા આજ કાલની પારસી છોકરીઓ કરતાં વધારે ચબરાક હોવાથી, ઘણાંક કુટુંબોમાં તેણીની અદેખાઇ કરવામાં આવે એ સવભાવીકજ છે. ભોલાં દીલથી એ બીચારી કોઇ જવાન સાથ હસીબોલીને વાત કરે છે, તો તમારી કપટી દુનયા ઠોકીજ બેસાડે છે કે તેહેમીના તેની સાથ પરણવાની! એટલાંમાંજ કાંઇ આવી

રહેતું નથી, પણ એ બીચારીને નકામાં વગોવનારાઓમાં તો ટીકા થાય છે કે કેટલાક સારા જવાનો પોતાની ભુલ પોતેજ પકડી પાડી પોતાના વીચારથી હાથ ઉઠાવી દુર થઇ ગયા છે. કાકી, તેમાં તેઓએ પોતેજ ખોહયું છે. તોપણ બીચારી તેહેમીના દુનયાની આ નીંદક જીભલીથી એટલી બધી તો કંટાલી ગઇ છે કે જલદીથી કોઇ સારા જવાન સાથ પરણી જઇ, પોતાના ખાવીંદને સુખી બનાવવા માંજ ફક્ત રોકાઇ રહી, ફેશનએબલ મંડલીથી જેમ બને તેમ દુર રહી, એ નીંદક જીભલીઓને જાથુકની બંધ કરવા માગે છે."

કાકીએ ઠંડે પેટ તાહુકો મેલયો "સોરાબ, તુંને તારા બાઇના જેટલો દુનયાનો પુરતો અનુભવ લાગતો નથી. જો તને અનુભવ હતે તો તેં અતયાર અગાઉ સાંભલયું હતે કે એક ઉડાઉ છોકરો સુધરી જઇ એક સારો ખાવીંદ થઇ શકે છે, પણ એક ઉડાઉ આગલ વધેલી છોડી કદીબી એક સારી મોહોરદાર થઇ શકતી નથી."

"કાકી, કુવાને મોહોડે ઢાંકણું છે, કાંઇ જગને મોહોડે ઢાંકણું હોય છે? છકેલ ખાવાંદો કદી સુધરાબી જતા હોય, પણ તે તો આવી સરસ મોહોરદારોથીજ તો!"

"બારૂ સોરાબ, તારા બાવા જાણે છે કે તું તેહેમીના ઉપર આટલો બધો અંજાઇ ગયો છે?"

સોરાબે જવાબ આપયો "નહી, મેં ઘરમાં આ બાબદ ઉપર કદી વાત કરી નથી અને મેહેરબાની કરીને તમોબી કરતાં ના. વખતસર સઘલો ખુલાસો થશે."

"દીકરા, તું ના કહે છે તો હું તારા ઘરમાં કોઇનીબી આગલ આ વાત બોલીશ નહી, પણ તું ધારે છે કે તારા બાવા મનજીભાઇ તુંને તેહેમીના સાથ પરણવા દેશે?"

"હું કાંઇ તે ખાત્રીપુરવક કહી શકતો નથી. હા, બાવા તો બીચારા અસલી વીચારના પારસી હોવાથી તેમને હશતી બોલતી ફરતીહરતી બુટ મોજાંવાલી આવી ચબરાક છોડી

વહુ તરીકે ન ભાવે એ બનવાજોગ છે, પણ બાવાનો એટલો વીચાર તો હું જાણું છું કે સારાં ખાનદાનોમાંજ પોતાનાં છોકરાંઓને પરણાવવા તેવણ ઈચ્છે છે. તમેજ બોલોની કે સુકબયાનું કુટુંબ શું કદીમ ઉંચાં ખાનદાનનું નથી ?"

"અરે બા, હું તે ક્યાં ના પાડું છું ? બીચારા બેહેસ્તી સોરાબજી બુનયાદ માણસ હતા, તારા બાવાના સારા મીત્ર થતા હતા, પણ તેવણનાં મોહોરદાર આસીબાઈ પોતાની દીકરી માટે નાની ઉમરથીજ ઠેકાણ કરી બેઠાં હતાં કે કોઈ દલ્લાવાળા ખાવીંદ સાથ તેણીને પરણાવવી અને એ છોકરી માટે મને પણ અનુભવ મલયો છે કે તેણીબી તેવાજ ખાવીંદ મેળવવાનાં અવતયાં મારે છે."

સોરાબે જવાબ આપયો "હા, કદાચ અગાઉ તેમ હોય, પણ હવે વખત ફેરવાઈ ગયો છે અને તેહેમીનાનેબી પુરતો અનુભવ મલયો છે કે પઈસાવાલા બેઅકલો સાથ પરણવાના કરતાં ખરા પયારથી પોતા ઉપર ફીદા થયલા કોઈ સદગુણી શીખેલા જવાન સાથ પરણવામાજ વધારે લાભ છે."

"ચાલ બા, તયારે તો તું સુખી થજે. તારો જીવજ એ છોકરીમાં ભરાયો છે, એટલે કાંઈ વધુ બોલી શકાય નહી. બીચારી તેહેમીના કદાચ ખોટીબી વગોવાવી હશે."

"બચીતજ."

વાત હીયાંજ અટકી, કારણકે મેહેલાશાહ કામ પુરૂં કરીને તયાં આવી પુગા હતા.

પયારનો જાલમ દેવ વીચીતર હોય છે અને તેજ મુજબ તેહેમીના વીશે કેટલેક ઠેકાણેથી એવી નીરાશીભરી વાત સાંભલયાથી તો ઉલટો સોરાબનો પયાર તેણી તરફ વધવાજ માડયો.

થોડાક દીવસ પછી પોતાની શાલગ્રેહના શુભ દીવસે સોરાબે તેહેમીનાની મુબારકબાદી તેણીનાં મકાનમાં સાંભલ્યા પછી, આસપાસ કોઈ પીડા વલગેલી ન જોઈ બોલી દેવાની હીંમત કરી કે "તેહેમીના, તારી મુબારકબાદી માટે તારો બહુ ઉપકાર માનું છું, પણ એ મુબારકબાદી શું કામની? હું તો દુઃખીજ છું. મુબારકબાદી તો એક સારા મોહોરદાર તરફથી મલે તેજ તે ફલે!"

"સોરાબ, એટલી ઉમરમાં તું પરણવાની વાત કરે છે! હું કબુલ કરૂં છું કે તું પુરતી ઉમરે પુગેલોબી છે, પણ એક સવતંતર મોહોરદારનું સવતંતરપણે ગુજરાન ચલાવવાને તું કયાં હજી તઈયાર છે?"

મોહડાં ઉપર રતાશ સાથ સોરાબે જણાવયું "તેહેમીના, લોભ શું તે તેં મને શીખવયું છે. દુનયામાં આગલ વધવા માટે ખંતીલી લડત ચલાવવાની તેં મારાં જીગરમાં એવી ઉશકેરણી કરી છે. (બહુ કાલાવાલા કરતો હોય તેમ) તેહેમીના, તેહેમીના, મને કબુલાત આપ કે તું મારી બા—બા—મીસીસ સોરાબ થશે અને હું ખાત્રીપુરવક છું કે તારી બાંહેધરી તલે હું ફાવીને બે પઈસે વધારે સુખી થઈ મારી મોહોરદારનેબી તેવી સુખી બનાવીશ."

તેહેમીનાથી સોરાબને વધુવાર ઉડાવી શકાયો નહી. તેણીએ આ જવાનને પોતાનો જમનો હાથ તેના જમના હાથમાં દાબી રાખવા દીધો અને ધીમે સાદે હસતે મુખડે જવાબ આપયો કે "હા, સોરાબ, મનેબીભાસે છે કે તું જરૂર દુનયામાં ફાવી શકે, કારણ કે એકજ ચીજ ઉપર તારા જેવો પુઠ પકડી રાખનારો કોઈ બીજો જવાનયો મેં હજી જોયો નથી."

"તયારે બોલ, તેહેમીના, જલદી બોલી દે કે તું મને જાથુકનો સુખી કરે છે કે નહી?"

તેહેમીનાએ જાણે નીરાશ થઈ ગઈ હોય તેમ જવાબ આપયો "તું મને જયારે છોડતોજ નથી તયારે તો મારે

તારી માગણીને તાબે થવું જોઇયે. પણ એટલુંજ કબુલાતે કે આપણી આ સગાઇ તું હજી એક વરસપેર કોઇનેબી જણાવે નહી, એનો સેહેજબી ઇસારો કોઇ આગલ કરે નહી. યાદ રાખજે કે મારાં માય જો એ જાણશે તો મારા ઉપર ઝાડનાં ઝાડ તોડી પાડશે."

હરખમાં ગરકાવ થયલા સોરાબે જવાબ આપયો કે "તેહેમીના, હું પવીત્ર કબુલાત આપું છું કે આ વાત કોઇનેબી જણાવીશ નહી."

તે જાણતોજ હતો કે તેના બાવા પોતેબી નાજાંમાયની માફક તેનાં આવાં લગન તરફ બહુ અણગમાની નજરથી જોશે, બલકે કાંઇ નવુંજુનું કરી નાખશે. તેને એટલીજ ધીરજ હતી કે બાવાની આપીસમાં પગભર થવા પછી, બાવાને પુરતો ઉપયોગી થઇ પડવા પછી, કાલાવાલા કરી તથા માયાલુ વડા ભાઇને વચે પાડી આ લગન માટે મંજુરયાત લઇ લઇશું.

બાવાની મંજુરયાતનું શું થાય છે, સોરાબનો હરખ શું રૂપ લે છે, તેહેમીનાનાં લગન કેવાં નીવડે છે, તે વગેરે વખતસર જણાશે.

દીવાલીના મોટા તેહેવારો ઉપર કાલેજમાં પડેલી રાજેતાની રજાનો લાભ લઇ બરજોર વલસાડ ખાતે એક પખવાડયાંની આશાએશ ગુજારવા ગયો. તે આશાએશ ગુજારવાને બહાને ગયો હતો, પણ તેની ખરી નેમ તો કારા બંગલાના માજી માલેક કરવઇયાના કુટુંબવાલાં રૂપાંબાઇની દીકરી તથા તેણીના બાવીંદને લગતી ભાલ કાઢવાની હતી.

તેની કાલેજનો એક મીતર વલસાડનો રહેવાસી હોવાથી, તે મીતર બરજોરને પોતાના પરોણા તરીકે પોતાને ઘર તેડી ગયો હતો. એ મીતરના ઘરમાં થોડાજ દીવસમાં બરજોર પોતાના મલતાવડા ખવાશથી તેમજ વાતચીતના પોતાના ભોહોલા ભંડારથી બહુ પલોટાઇ ગયો હતો. મીતરના પીતા

સાથ વાતચીત કરતાં તેને ખબર મલી કે " મુંબઈવાલા મરનાર નાનાભાઈ કરવઈયા ઉરફે નકટુસની દીકરી રૂપાંબાઈ બીચારી બહુ ભલા સ્વભાવની નાર હતી, પણ ખાવીંદનું કાંઈ સુખ જોયું નહી. એ ભુંડો ખાવીંદ બાપદાદાના પઈસા જુગાર અને દારૂમાં ગુમાવી નાખી બીચારી રૂપાંબાઈને સખત માર મારી તેણીની પાસનુંબી સઘલું ખાઈ બેઠો હતો. આટલું છતાંબી રૂપાંબાઈ બહુ સંતોશી હતી અને વલસાડના સઘલા પારસીઓ તેણીના ભલા ગુણો જોઈ તેણી તરફ મોટું માન ધરાવતા હતા. કમનસીબે રૂપાંબાઈએ સારી સલાહ લેવા વગર અધીરાઈ કરીને પોતાની એકપુરી બેટી સુનાને થોડાજ વખતના વલસાડ આવેલા એક એવકી ફાંકડા જવાન નામે રૂસતમ કકલયા કેડે પરણાવી દીધી હતી.

" આ રૂસતમ કકલયો દેખાવમાં સારો ફાંકડો હતો, વલસાડમાં તો બહુ સારી રીતે રહેતો હતો, છુટથી પઈસા ખરચતો અને સઘલાને રોકડું આપી દેતો. પણ તે કયાંથી આવયો હતો તે તેમજ તેનું કોઈ સગું વહાલું હતું કે નહી તે જણાયુંજ ન હતું. ઘણાઓ સાથ તે પલોટાઈ ગયો હતો, પણ કોઈનેબી તે પોતાના કુટુંબ પરીવાર વીશે પરપુછ કરવા દેતો ન હતો.

" રૂપાંબાઈ એ વખતે એક નાના મકાનમાં આબરૂ દરકારથી પોતાની એકપુરી દીકરી સુના સાથે એકલી રહેતી હતી. તેવણના ઘરમાં માણેકબાઈ નામની એક સારી વરતણુંકની આબરૂદાર કારભારણ હતી. આ માણેકબાઇનો પોતાનાં બાઈ ઉપર તેમજ તેવણની દીકરી ઉપર બહુ બહુ જીવ હતો.

" સુના અતીશય ખુબસુરત હતી અને વલસાડમાં તેણીના જેવી બીજી કોઈબી એટલી ખુબસુરત નાર વલસાડવાસીઓએ આગલ જોઈ ન હતી. આવી પુનમના ચાંદ જેવી સુંદર ૨૧ વરસની ભોલી નારને જોઈ રૂસતમ કકલયો તેણી ઉપર ફીદા થયો અને પોતાના એક મીતરની મારફતે તેણી સાથે

પરણવાનું રૂપાંબાઇ ઉપર માગું મોકલયું. તે મીતરે બીચારાં ભોલાં રૂપાંબાઇને અસતમપસતમ સમજાવયું હશે, તેમજ રૂસતમ પોતેબી કાંઇ ફ્નેહથી તેવણના ઘરમાં જલદીથી દાખલ થઇ શકયો, જેથી થોડા વખતમાં સુના અને રૂસતમનાં લગન થયાં અને લગન થવા પછી એકાદ માસ અહીંયાં રહી રૂસતમ પોતાની મોહોરદાર સાથ મુંબઇ ભણી ઉપડી ગયો.

"રૂપાંબાઇને પોતાની એકપુરી દીકરીથી છુટાં પડતાં બહુ લાગું હતું અને માણેકબાઇબી ઝારઝાર રડી હતી, પણ ભોલા સુનાએ પોતાની માતાને કાલાવાલા કરયા કે પતી સાથ તેણીને જવાની પરવાનગી આપવી અને વારંવાર તેણી વલસાડ ખાતે પાછી ફરશે. પણ અફસોસ! બીચારી સુના આજવેર વલસાડ ખાતે પાછી ફરી નથી. તેણીની ખરી હાલતથી અમો અહીંયાં સેહેજબી વાકેફ નથી, પણ મરનાર રૂપાંબાઇના એક અતલગના જોશી તરફથી હું જે ખબર મેલવવા પામયો હતો, તે એ હતી કે છ માસમાંજ બીચારાં રૂપાંબાઇને તેવણની દીકરી તરફથી કલકતેથી કાગલ આવતાં હતાં કે તેણીનો ખાવીંદ રૂસતમ તો બહુ બદમાશ નીવડયો હતો, કાબુલની લડાઇમાંથી જે થોડું ઘણું કમાઇ લાવયો હતો, તે સઘલું ગુમાવી દીધું હતું, પીઠાંઓમાં ભટકીને છાકટો થઇ ઘરમાં આવી તેણીની ઉપર જુલમ પાડતો હતો અને તે બીચારી તો પાછી વલસાડ આવીને પોતાની માના ઘરમાં પડવાને બહુ રાજી હતી, પણ એ ઘાતકી ખાવીંદે એવો તો સખત પોહોરો રાખયો હતો કે, તે બીચારીથી ઘરમાંથી નીકલી શકાતું ન હતું.

"આ ખબર મલતાંજ બીચારાં રૂપાંબાઇ તો જાણે હેપવીજ ગયાં હતાં. તેવણ ઝારઝાર રડવા લાગાં અને થોડાંજ દીવસમાં સખત તાપે પડી બહુ દુઃખી થઇ મરણ પામયાં.

"તેવણનાં મરણથી આખાં વલસાડ શેહેરમાં અંતઃકરણની

દલગીરી ફેલાઇ હતી, પણ તમો જાણો છો તેમ દુનયામાં એટલા એટલા નવા બનાવો બને છે કે સઘલું વીસરાઇ જવાય છે અને તેજ મુજબ વરસો વીતયા બાદ આ મરનાર રૂપાંબાઇ અને તેવણની આ દુઃખી દીકરી સુનાબાઇ અહીયાંના લોકોમાં તદન વીસરાઇ ગયાં છે. વીસરાઇબી નહી કાંય જાય, જયારે એ બનાવને ખાસાં ૨૫ યા વધુ વરસ થયાં હશે!

"મરનાર રૂપાંબાઇની વફાદાર સાથી માણેક તેવણના મરણ પછી બીચારી સુનાની ખોલ કરી તેણીને મદદ કરવા માટે બલકે તેણી તરફથી લડત ચલાવવા માટે થોડાજ વખતમાં અહીયાંથી કલકતે જવાને ઉપડી હતી. માણેકનું શું થયું, તેબી અમો અહીયાં જાણતા નથી અને વરસો વહી ગયલાં હોવાથી તેણીબી બીચારી તદન વીસરાઇ ગઇ છે. ભાઇ બરજોર, જો મુંબઇ જવા પછી કાંઇ તુંને બીચારી કમનસીબ સુના તથા વફાદાર માણેક માટે કાંઇ ખબર મલે તો મને જરૂર જણાવજે. જો જરૂર હશે તો મારી ગરીબ શકતી પરમાણે તેઓનાં ભલાં માટે ઘટતી મદદ કરવાનેબી હું તઇયાર થઇશ."

મરનાર રૂપાંબાઇ, તેવણની દુઃખી બેટી સુનાબાઇ તથા તેણીના મુજી ખાવીંદ રૂસતમ કકલાયાને લગતી આ થોડી ઘણી વીગતો જાણવાથી તો બરજોરની ઉલટ સુના તથા રૂસતમને લગતી વધુ ખોલ કરવાને વધારે ઉશકેરાઇ. તેણે નીશચય કરયો કે મુંબઇ પાછા ફરવા પછી તક મલતાંજ આ કમનસીબ બાઇના પતો મેલવવો, પણ તે જાણતો હતો કે એ કામ બહુ મુશકેલ છે. ૨૫ વરસની મુદતમાં તો કોણ જાણે તેઓનું શુંનું શું થઇ ગયું હશે, જેથી પતો કોણ આપવાનું હતું? તોબી તેણે ઠેરાવ તો કરયોજ હતો કે પતો મેલવવાને મારે તો બનતું કરવું.

કરીસટમસના તેહેવારો પુરા કરી બરજોર પોતાના મીતર સાથ મુંબઇ પાછો ફરયો અને બચાત તેનાથી છુટાં પડતા

એ મીતરના કુટુંબને બહુ લાગ્યું હતું, કારણકે તેની રીતભાતથી તેમજ વાતચીતથી એ સદગુણી વલસાડવાસીઓ તેની ઉપર જાણે ફીદા થઇ ગયાં હતાં.

એ મીતર પાછળથી આપણી વારતામાં એક બહુ અગતનો ભાગ બજાવશે, જેથી તેની ઓળખાણ હાલ આપવાની જરૂર જણાતી નથી.

બરજોરે મુંબઇ પાછા ફરીને પેહેલી ખોલ માણેકની કરવા માંડી. તેણે કલકત્તાના એક જાણીતા પારસી કાપડની પેહેડી ઉપર કાગળ લખી અરજ કરી કે, આશરે ૨૫ યા વધુ વરસની વાત ઉપર આબરૂદાર દેખાવની માણેકબાઇ કુમલયા નામની સ્ત્રી કલકતે આવી હતી, તેના લગતી ખોલ કરીને મોકલવી. થોડાજ દીવસમાં જવાબ મલયો કે હા, એવી એક દુઃખી પારસી બાઇ પોતાના એક બુઢા જેવા દેખાતા ખેશીને લઇને એટલીજ મુદતની વાત ઉપર આવી હતી ખરી, પણ જે બાઇની ખોલ માટે તેણી આવી હતી, તે બાઇ તો તે અગાઉનાં મુંબઇ ગયલાં હોવાથી, નીરાશ થઇ આ માણેકબાઇબી મુંબઇ પાછી ફરી હતી. આ કાગળમાં વધુ જણાવવામાં આવયું હતું કે રૂસતમ કકલયા નામનો એક શખસ કરજ કરીને પીનાંગ ખાતે નાશી ગયો હતો અને પોતાની નીરદોશ ભલી મોહોરદાર સુનાબાઇને તદન લાચાર હાલતમાં હઇયા મેલી ગયો હતો. બીચારી સુનાબાઇને કલકતાના પારસીઓએ ફંડ એકઠું કરી આપીને મુંબઇ મોકલી હતી. તેણી ગયા પછી થોડેજ દીવસે આ માણેકબાઇ આવી હતી, પણ આજવેર કલકતાના કોઇબી પારસીને ખબર નથી મલી કે બીચારી સુનાબાઇનું શું થયું તથા તેણીની આ ખેરખાહ સહી સાથે તેણીની મુલાકાત થઇ કે નહીં? બદમાશ રૂસતમ કકલયાની ઉપર કલકતાના પારસીઓનો બહુ ગુસસે ઉશકેરાયો હતો, તેને માટે પીનાંગ ખાતે ખોલ કરાવી હતી, પણ તયાંથી કાંઇ પતો લાગો નથી તેથી કલકતાના

પારસીઓ એવું માને છે કે કોઇ ખોટું નામ ધારણ કરીને, યા તો બીજી કોમના વેશે એ બદમાશ પોતાનું બુરૂં કામ આગલ ચલાવયેજ જતો હશે.

કલકતાથી મલેલી આ ખબરથી તો બરજોરની નીરાશીમાં વધારો થયો. જો કે એ ખબરથી તો આ કમનસીબ સુના અને તેણીના મુજી પતી માટે ખોલ કરવાની તેને વધારે ઉલટ થઇ હતી.

માણેકબાઇ દુમસયાનો પતો જો મલી આવે તો એ ખોલ વધારે સેહેલાઇથી થઇ શકે, માટે હવે તેણે માણેકબાઇને શોધી કાઢવાને પગલાં લેવા માડયાં, એવી ઉમેદથી કે તેણીની ખોલ વધારે સેહેલાઇથી થઇ શકશે.

એ બંતીલી ખોલનું સારૂં સેવટ આવયું અને એક મીતરની કરૂપાથી માણેકબાઇ દુમસયા મજગામ ખાતેનાં એક ઘરમાં આબરૂ દરકારથી પોતાના એક બુઝરગ ભાઇના કુટુંબ સાથ રહે છે એવો તેને પતો મલયો. આ ભાઇ સાથ ઓલખાણ પાડીને બરજોર આ માણેકબાઇની મુલાકાત લેવા એક રવાવારને દીને ગયો હતો.

---

## પ્રકરણ ૧૪.

## માણેકબાઇ દુમસયાના હા...ની પારસી હાલત વીશે વીચારો.

માણેકબાઇ દુમસયાને વાંચનાર સાથ ગયાં પરકરણમાં ઓલખાણ કરાવી છે. કરવઇયાના કુટુંબવાલા વલસાડ ખાતે પરણેલાં મરનાર રૂપાંબાઇના ઘરના તેવણ કારભારણ થતાં હતાં અને મરનાર રૂપાંબાઇની દીકરી સુના ઉપર તેમનો અતીશય પયાર હતો. સુના ઉપરના એ અનંત

પયારને લીધે તો માણેકબાઈ ડુમસીઆ, ઘાતકી પતીના જુલમમાંથી તે બીચારીનો છુટકો કરવા માટે, છેક કલકતા ઘેર જઈ આવયાં હતાં.

એ બનાવને આશરે ૨૫ વરસની મુદત વહી ગઇ હતી, સુના તેવણથી વરસો થયાં તદન દુર પડી હતી અને માણેકબાઈ પોતાના એક બુઝરગ ભાઈના કુટુંબ સાથ મજગામ ખાતે એક સારાં સફાઈદાર કુશાદે બંગલામાં રહી બીજાંજ ભલાં કામમાં ગુંટાઈ ગયાં હતાં. સુનાને માટે હવે તેમને દરરોજ વીચાર આવતો ન હતો, તોપણ પોતાની આગલી માનીતી સુનાને કાંઈ તેવણ તદન વીસરી ગયાં ન હતાં.

માણેકબાઈ ડુમસીઆ આશરે ૬૫ વરસની ઉમરની સારા સ્વભાવની તેમજ સારાબાંધાની સ્ત્રી હતી. મધયમ સથીતીના મા બાપને તયાં જનમયા પછી, તેવીજ સથીતીના વલસાડના એક આબરૂદાર જવાન સાથ પરણયા પછી જવાન વયમાંજ ૨૪ વરસની ઉમરે તેણી રંડાઈ હતી અને પોતાની એ વીધવાપણાની હાલત તેણીએ હમણાંપર ચાલુ રાખી હતી. માણેકબાઈ પાસે પોતાનાં માબાપ તથા ખાવીંદ તરફથી મલી આશરે દશ બાર હજારની પુંજી હતી. ભાઈ મુંબઈમાં કંટરાકટરના કામમાં બે પઈસે સુખી હોવાથી, પોતાની આ એકપુરી બેનને તેવણે પોતાના ઘરમાં રાખી હતી અને તેણી પાસેથી ગુજરાન માટે એક અરધીબી લેવાને તેવણ ના પાડતા હતા, બલકે સરઅવસરે પોતાની આ વડી બેનને પુછતા પરછતા હતા. આથી માણેકબાઈને પોતાની પુંજીનું વયાજ પોતાની મરજી માફક વાપરવાની સગવડ હતી.

પોતાની એ સગવડનો લાભ માણેકબાઈ બહુ સારી રીતે લેતી હતી. પોતાને કાંઈબી ફરજંદ ન હોવાથી પાડપાડોશી ગરીબ જરતોસતીઓને તેણી પોતાના ભાઈબેન તરીકે ગણી, તેમનાં દુઃખમાં દીલસોજી બતાવી તેમના ફરજંદોને

પોતાના ફરજંદો તરીકે ગણતી. પોતે મેહેનતુ ખડતલ જીંદગી ગુજારેલી હોવાથી, વીધવાપણું કમનસીબે વરસોવેર સેહેલું હોવાથી, માણેકબાઇને મજગામની ગરીબ પારસી વીધવાઓની બહુ દયા લાગે એ તો સ્વભાવીકજ છે.

આ ભલી બાઇ પોતાની જીંદગીની એકલી રમુજ મજગામના ગરીબ પારસી કુટુંબોને પોતાથી બનતી રીતે વધારે સુખી બનાવવામાંજ સમજતી હતી. પોતાના ભાઇની મોટી દીકરીઓને વારંવાર સાથે લઇ, તેમજ વારંવાર એકલી, તેણી એ ગરીબ ઘરોની મુલાકાત લેતી, ઘટતો દીલાસો આપતી, બચ્ચાં છોકરાંને સારી તરબીયત આપવા માટે પોતાથી બનતી સુચના કરતી, બીચારી દરદી વીધવાઓને દવાદારૂ અપાવવાની ગોઠવણ કરતી અને તેમનાં ઘરમાં અનાજ પાણી ભરાવવાને એવી તો કુનેહ વાપરતી, કે એ બાપડાં ગરીબ કુટુંબોને શરમ લાગેજ નહી કે તેઓ માણેકબાઇની સખાવતને આભારી હતાં. ખરાં ગરીબોનો ખવાશ્બી કેવો ઉતમ હોય છે, ગરીબોનું મન પણ કેવું મોટું હોયછે, તેનો તેણીએ હવે પુરતો અનુભવ મેળવેલો હોવાથી આ ગરીબોમાં સખાવત કેવી રીતે કરવી તે માણેકબાઇને બરાબર આવડી ગયું હતું.

પોતાના ભાઇનો ખોદાની મેહેરબાનીથી મોટા બગીચાવાળો સારો બંગલો હોવાથી, કેટલાક પારસી તેહેવારો વખતે તો માણેકબાઇ દુમસયા મજગામના ગરીબ પારસી કુટુંબોનાં ફરજંદોને પોતાના બંગલામાં બોલાવી, તેમની અચ્છી પરોણાગત કરી, બાગમાં રમતગમત કરાવી, રાતના ૭ વાગે સઉ સઉનાં મકાને મોકલાવી દેતી. ગરીબો તરફનો આવી ભલી કોશેશથી માણેકબાઇ દુમસયા મજગામનાં સઘળાં ગરીબ પારસી કુટુંબોમાં બહુ માનીતી હોય તો તે તદન સ્વભાવીકજ છે.

પણ ગરીબો તરફનો પોતાનો એવો ઉતમ દીલસુરદો બાહેર દેખડાવવાને, તેમજ એ ઉતમ દીલસુરદાની બીજા-

ઓને મોહોડે તારીફ કરાવવાને માણેકબાઈ ડુમસીઆ સેહેજબી દરકાર રાખતાં ન હતાં. પોતાના એ ભલા ગુણની કોઈનેબી મોહોડે વાત થાય તેથીબી તેવણ શરમાઈ જતાં હતાં. એવા તેમના સદગુણને લીધે, તેમજ ગરીબોને લગતી વાત બાહેર જવલેજ થાય છે એવા દુનયાના કાનુનને લીધે, માણેકબાઈ ડુમસીઆ મજગામના લતા સીવાય બીજા પારસી લતાઓમાં થોડાંજ જાણીતાં હતાં. તેવણ કોઈબી મેલાવડામાં પોતાની હાજરી આપતાં ન હોવાથી, કોટ યા બાહેરકોટ યા ચંદનવાડી બાતે તેમને જવલેજ જવું પડતું હોવાથી, માણેકબાઈ ડુમસીઆને બીજા પારસી મંડલોમાં થોડાઓજ ખરી રીતે ઓલખતાં હતાં.

બરજોર સોલાઈના તોબી તેમનું ઠેકાણું સેહેજ પરપુછથી મેલવી શકયો હતો. તેણે માણેકબાઈના ભાઈની આફીસમાં એક દીને જઈ પોતાની ખાહેશ બતાવી હતી કે વલસાડને લગતી કાંઈક આગલી અગતયની તવારીખના સંબંધમાં તેમનાં બેન સાથ કેટલીક વાતચીત કરવાની હોવાથી, જો માણેકબાઈ તેને પરવાનગી આપે તો, તે આવતે રવીવારે પાછલા પોહોરના તણ કલાકે મજગામના તેઓના બંગલામાં ભેટવા આવે. ભાઈએ માણેબાઈ તરફથી આ માગણી ખુશીથી કબુલ કરી અને રવીવારે પાછલા પોહોરના તરણ કલાકે બરજોર માણેકબાઈના મકાનમાં જઈ પુગો.

ભલા માણેકબાઈ જવાન બરજોરનો સારો દેખાવ જોઈનેજ ખુશી થઈ ગયાં હતાં. તેની સોલાઈનાની અટક જાણયાથી તેવણને યાદ આવી ગયું હતું કે, તેવણની આગલી માનીતી સુનાના માયના નાયગામના મોટા બગીચાના ખરીદનાર મેહેલાશાહ સોલાઈનાનો તે અતલગનો ઓશી હોવો જોઈયે. એથી કેટલીક આગલી વાતચીત કરવાની તેમજ નવા ખબરો મેલવવાની તક મલશે એવું ધારી બરજોરને મલયાથી માણેકબાઈ વધારે ખુશી થયાં હતાં.

બરજોરને દાખલ થતાંજ માણેકબાઇએ હસતે મુખડે આવકાર દીધો કે "આવો ભાઇ બરજોરજી, ભલે પધાર્યા! તમારાં પગલાં અમારાં ગરીબ ઘરને પાક કરશે ખરાં."

બરજોરે જવાબ આપયો "માણેકબાઇ, એમ શું બોલો છો? તમો પોતેજ એવાં તો બાદાઇ ઉતમ રાહ ઉપર ચાલનારાં તરીકે જાણીતાં છો કે, તમારા મકાનમાં આવવાથી મને પોતાને વધારે સદગુણી બનવાની આશા રહે છે."

આ વાત માણેકબાઇને ભાવી નહી, માટે તે ટુંકમાંજ જલદીથી પટાવી દેવા થકી બોલી ઉઠયાં કે "પણ ભાઇ, વરસાદથી કાંઇ બહુ ભીણાઇ તો નથી ગયા? આ સરદીના દીવસોમાં તનદરોસતીની સંભાલ રાખેલી બહુ સારી."

બરજોર બોલયો, "તમો કહો છો તે ખરૂં છે અને તેથીજ તમો આવી સારી તનદરોસતી ભોગવી શકો છો. માણેકબાઇ, તમારા મકાનની સફાઇ તથા સારો ટેસટ બતાવી આપે છે કે જેઓ સુધારાવાળામાં ખપી અસલી વીચારનાઓને હશી કાઢવા માગે છે, તેઓ પોતેજ કેટલા બધા હશી કાઢવા જોગ છે."

માણેકબાઇએ જવાબ આપયો "અસલના વખતની બાનુઓના સદગુણો ધરાવવાનો તો દાવો હું કરી શકતી નથી, પણ હું ખરેખર માનું છું કે જુનું તેજ સોનું. અસલની ભલી બાઇઓ પોતાના ગરીબ પાડપાડોશીઓને પુછતી હતી, પોતાના નોકર નફરોના કુટુંબોને સુખી રાખવાની પોતાની ફરજ સમજતી હતી. આજની તમારી શીખેલી અને સુધારાવાળામાં ખપતી બાઇઓમાંથી કેટલી બાઇઓ એવા સદગુણની મગરૂરી લઇ શકશે? વલસાડ તથા સુરત વગેરે શેહેરોની આસપાસનાં ગામોમાં જો ભાઇ બરજોરજી, તમો ફરી આવશો તો તયાંના ગરીબો હેશાન સાથ તમને વાવો, કુવાઓ, ઢોરોને પાણી પીવાના

ઓવારાઓ બલકે ધરમશાલાઓ તથા અગીયારીઓ બના વીને જણાવશે કે અમારા ગામનો ફલાણો ફલાણો, મુંબઇમાં ફલાણા શેઠને તયાં નોકરી હતો, તે શેઠના ફલાણા ધણીયાંણીએ આ બંધાવી આપયું છે. મને પોતાને તેનો પુરતો અનુભવ હોવાથી, ગામડાંઓમાં મેં જીંદગી ગુજારેલી હોવાથી, આ સઘલું હું નજરે નજર જોયલુ જાણું છું. હવે બોલો ભાઇ બરજોરજી, કે આજના વખતની તમારી જવાન પારસી બાઇઓ પોતાના ગરીબ જાતભાઇઓ તરફ એવુંજ દીલ બતાવે છે ?"

માણેકબાઇના ભલા ખવાશની આટલીજ વાતચીતથી બરજોરની ખાતરી થઇ, તોબી પોતાની મુંબઇગરી હાલની બેનપણીઓના બચાવ કરવા માટે બરજોરે જણાવયું, "માણેકબાઇ તમો જે બોલો છો, તે બોલે બોલ ખરૂં છે, પણ આગલા વખતના જેટલી દોલત કયાં પારસીઓ પાસે આજે છે ? આગલો વેપાર કયા પારસીઓના હાથમાં ટકી રહયો છે ? વલી આગલ કરતાં હાલ ખરચો તો વધુ કરવા પડે છે અને જેઓ બે પઇસે સુખી છે, તેઓ ઉપર જુદાં જુદાં ધરમખાતાંઓનાં હાલ આગલ કરતાં બહુ વધારે દબાંણો પડે છે."

માણેકબાઇએ જણાવયું "પણ વેપાર ગયો તેમાં વાંક કોણનો ? આગલના વખતની પારસી બાઇઓ પોતાના દીકરાઓને ચાકરી રાખવાની સામે થતી હતી અને ધંધા ધાપામાં પાડવા માગતી હતી. આજની બાઇઓ કયાં તેવી ઉલટ રાખેછે ? આજે તો સઘલી બાઇઓ પોતાના બેટાઓને બારીસટર યા ડાકટર યા ઇજનેર બનાવવાની યા તો સરકારી નોકરીએ દાખલ થયલા જોવાની, તેમજ પોતાની દીકરાઓને એવાઓજ સાથે પરણાવવાનો ખાહેશ રાખે છે. મારાં બેહેસતન માયજીએ મને વલસાડ શેહેરમાં ૭૦ રૂપયાની સરકારી નોકરીવાલા એક જવાન સાથ પરણાવવાને બદલે નાની દુકાન પોતાના બાપ સાથ ચલાવનારા મારા બેહેસતી

બાળીંદ સાથે મને પરણાવી હતી, તે ઉપરથી હું આ બોલું છું."

બરજોરે જવાબ આપયો "પણ બાઈ, તે આગલો વખત હવે વહી ગયોની? આજે તો સંખયાબંધ પારસી કુંબોના ઘરોમાં ખાવાના સાંસા તયાં ધંધોધાપો કયાં કરવા જાય?"

માણેકબાઈએ વધારે ઉલટમાં આવી જવાબ આપયો "નહી કાંય, તમો ભુલ કરો છો. જયાં મરજી હોય તયાં ઘણા મારગ નીકલી શકે. એક ગરીબ હોરાજીનો છોકરો ૧૦ યા ૧૨ કાંડીની દાબડીઓ લઈ રસતે રસતે ફરી બે પઈસા કમાઈ મોટા થઈ વધી શકે છે. ઘણા કુરમરી વેચનારાઓ પ્રમાણીક ધંધાથી બઓપતી થયા છેની? પણ આજે તો કેલવણીના કહેવાતા ચલકાતે આપણા પારસી ભાઈઓની આંખજ આંજી નાખી છેની? હું તો કહું છું કે એમાં મુખય વાંક સ્ત્રીઓનો છે અને સ્ત્રીઓનો એ વાંક હાલની અધુરી કેલવણીને લીધે છે. પણ ભાઈ, માફ કરજો હોં તમો ધારશો કે કામની વાત કરવા આવયો અને મેં તમને મારી ફીલસુફીની વાયજી સાંભલવા બેસાડયા. પણ મને આપણા બીચારા ગરીબ જાતભાઈઓનું બહુ લાગે છે અને તેથીજ મારા મનમાં દરરોજ એવી બાબદો ઢોલવાયા કરેછે. પણ વારૂં બા, ઠાકી ગયા હશો અને સાંજનો વખત થયલો હોવાથી તલબખી લાગી હશે, માટે મારે હાથની બનાવેલી ચાનું એક પયાલું લેશો?"

"જેમ તમારી મરજી, જો કે હું તો ઘરથી ચા પીનેજ આવયો છું."

"ચાના એક કપમાં શું બીસાદ?" એમ કહી માણેકબાઈએ ગરમ પાણી મંગાવયું અને ટેબલ ઉપર તઈયાર રાખેલા સામાનથી પોતાને હાથે બહુ સફાઈદાર રીતે બે કપ ચા બનાવી, એક કપ બરજોરને આપયું તથા બીજું પોતે

લીધું. બરજોરે ઉપકાર માની તે પીતાં પીતાં પોતાનાં મન સાથ ધારયું કે એવું લેહઝતદાર ચાનું કપ તેણે પોતાની જીંદગીમાં જવલેજ પીધું હશે. તે કપ પીધા પછી અંતઃકરણના હરખ સાથ તે બોલયો કે "બાઇ માણેક-બાઇ, હું પુચ્છું છું કે મારી બેહેનોબી મનજયારે હું ઠાકીને બહારથી આવું તયારે ચાનું એવુંજ લેહઝતદાર કપ બનાવી આવી મારા હાથમાં મેલે. મારી બેહેનો બહુ અચ્છી રીતે ચીતારો પાડે છે, બહુ બોલકણી છે, મારી આગલ સારી રીતે ચોપડીઓ વાંચી મન સોવડાવે છે, વજાડે છે તથા ગાય છે, પણ ચાનું એવું લેહઝતદાર કપ તેઓના હાથે મેલવવામાં તો હું એટલો ભાગ્યશાલી નથી."

"એબી આજની કેલવણીજ કેની? આગલ ચાલતાં એ કેલવણીનું પરીણામ હમણા કરતાંબી વધારે માઠું આવવાનું. આજે પારસી ચાકરો શોધયા મલતા નથી. એક સારો પારસી બાવરચી આજે સેહેલાઇથી ખાવા પીવાનું મેલવવા ઉપ્રાંત રૂ૨૦ નો પગાર મેલવી શકે છે, સરઅવસરે કપડાં ચપડાં તથા આશીરવાદ મેલવે છે, જયારે આજે તમારા એવા કેલવાયલા જવાનો રૂ ૧૫ ની નોકરી મેલવવા માટે ઢકેલા ખાય છે. છોકરીઓને આજે માબાપો રાંધતાં સીધતાં શીખવતાં નથી, ઘરના કામકાજમાં પાડતાં નથી, જેથી આગલ ચાલતાં પરીણામ કેવું માઠું આવશે, તે તો હું દીવાની જોતની માફક ખુલ્લુ જોઇ શકું છું, પણ આજના પારસીઓની આંખ તે ઉપર ઉઘડતી નથી. આજના વખતમાં ૨૫ વરસની છોકરીઓ બે વેત વીયાયા પછી બુઢી જેવી થઇ જાય છે, પણ આગલા વખતમાં—"

બરજોર બોલી ઉઠયો "અરે, એટલાં દુર કયાં જાવો છો? જુવોજી, આજના વખતમાં કેટલી જવાન છોડીઓ પેહેલીજ વેતે વીયાતાં મરણ પામે છે."

માણેકબાઈએ જવાબ આપયો "આગલ તો એવું જવલેજ બનતું અને કોઈ બીચારી જવાન છોડી જો પેહેલી વેતે વીયાતાં મરણ પામતી, તો સઘલે ઠેકાંણેથી મોટી દયા બતાવવામાં આવતી હતી. એ તમારી કેલવણીનું પરીણામ? એ કેલવણી પારસી ઘરમાં હરામખોરી, આલસાઈ, વધુ ખરચોની પીશયારી અને અનંત નાતવાની દાખલ કરે છે. પણ વારૂ બરજોરજી, એ તો પીંજીએ પીંજીએને રૂનો રૂ? તમે મને હું ધારૂં છું કે મારા બેહેસતી મુરંબી રૂપાંબાઈના કુટુંબ વીશે પુછવા આવયા છોની?"

"હા, બાઈ, તમે બરાબર તરક કરી. તમને કાંઈ અડચણ ન હોય તો બેહેસતી રૂપાંબાઈની કમનસીબ દીકરી સુનાબાઈ તથા તેણીના ખાવીંદ રૂસતમ કકલાયા વીશે કાંઈક વધુ ખબરઅંતર જાણવા હું આવયો છું."

"ખચીત, મારેથી બનશે એટલી વીગત તેઓ વીશે હું તમને આપીશ. એ આગલા દીવસો, જે બેહેસતન રૂપાંબાઈ તથા તેવણની આ કમનસીબ દીકરી સાથ બહુ ખુશ ખુશાલીમાં મેં ગુજારયા હતા, તે દીવસોની ભલી વાત કોઈનીબી આગલ કરવાને હું ખુશી છું. ઓ! ઓદા! એવાં દુ:ખ તો કોઈની ઉપરબી ના ગુજારતો! કેવાં ભલાં રૂપાંબાઈ અને તેવણના કુટુંબની આજે શું હાલત!— અરે પણ થોભો! અરે પણ થોભો! ભાઈ બરજોરજી, તમને એ અસલી ખબર અંતર જાણવાનું શું કારણ? તમારા દેખાવ ઉપરથી તો જણાય છે કે એ બીચારી કમબખત ઓરતનાં સંકટમાં કાંઈ વધારો કરવા માટે તો ન હશેજ."

બરજોરે મજબુતીથી જવાબ આપયો "કદી, કદીબી નહી. જો સુનાબાઈનો મને પતો આપો તો કેટલીક બાઈઓ તથા શેઠો તેણીને પોતાથી બનતી દરેક મદદ કરવાને આજે તઈયાર છે."

માણેકબાઈએ સવાલ કરયો " ભાઈ બરજોર, બેઅદબી માફ હોય તો હું પુછું કે " કારા બંગલા " ના હાલના માલેક મેહેબાશાહ સોબાઈના તમારા કોણ થાય! શું તમો તેવણના બેટા થાવો છો ? "

" નહી, તેવણ તો મારા બાવાના કાકાના દીકરા થાય છે. એ મેહેબાશાહ શેઠને તો ખબરબી ન હશે કે હું કરવાઈયાના કુટુંબને લગતી હાલ કેટલીક ખોજમાં રોકા-યલો છું. "

" પણ બરજોર, માનજો કે તમારી એ ખોજમાં હું તમને કાંઈ ઝાઝી મદદ કરી શકીશ નહી. હું તો ફક્ત મરનાર રૂપાબાઈ તથા તેવણની કમનસીબ દીકરી સુનાને ઓલખતી હતી. સુનાબાઈને આજ કેટલાંક વરસ થયાં તો મેં જોઈ પણ નથી. બીચારાં બેહેસતન રૂપાંબાઈના ભોલા ખવાશનો એ રૂસતમ કકલાવાએ જબરો લાભ લીધો હતો. તેના ફાંકડા દેખાવથી, ફુહલા દેખાતા જીવથી અને મીઠી જબાંની લભાસથી બેહેસતન ભોલવાઈ ગયાં હતાં અને બીચારાં સુનાબાઈ ઉપરબી તેવીજ અસર થઈ હતી. એ છોકરીબી જાણે અંજાઈ ગઈ હતી અને મારા દેખતાં મરનારને કાલાવાલા કીધા હતા કે જયારે રૂસતમ તેણી સાથે પરણવા માગે છે, તયારે તો તેવણે તેણીને તેની સાથે પર-ણાવી પોતાને માથેથી પીડા દુર કરવી. હવે બીચારાં રૂપાંબાઈ શું કરે ? પણ હું એટલી ભોલવાઈ ગઈ ન હતી. મને મજબુત શક પેઠો કે આ રૂસતમ કકલાયો કાંઈ રમત એલે છે. માટે મેં બેહેસતનને ઘણુંબી વારયાં, એવું સમજા-વીને કે મુંબઈમાં કોઈને બખીન એ કકલીયા વીશે ખબર કઢાવવી, પણ તેવણ સમજયા નહી. કમનસીબ સુના આ ઉપરથી મારી આગલ આવીને રડી પડી કે તેણીના બલાંમાં હું શા. માટે આડે આવું છું ! જેથી નારાશી સાથ હું ચુગી બેસી રહી અને બીચારી એ છોકરી પરણીને જબરી હતી."

# પ્રકરણ ૧૫.

## સુનાંની દુઃખી જીંદગી.

મજગામ ખાતે માણેકબાઈ કુમસીઆના મકાનમાં તેવણુના ભલા મલતાવડા સ્વભાવથી, ફકત એકજ કલાકની વાતચીતમાં બરજોર સોબાઈના તથા જાણે નવો જુનો ઓળખી થઈ ગયો હતો. કમનસીબ સુનાને લગતી વાતચીત આગળ ચલાવતાં માણેકબાઈએ જણાવયું કે "બદમાશ રૂસતમ કકલીઆ સાથ બીચારી એ બહુ હરખાઈને પરણી તો ગઈ, તેના સમજાવવાથી બુઢી માને છોડીને મુંબઈ ભણી ગઈ, જયાંથી કલકતાનો રસતો લીધો, પણ કલકતા ખાતે થોડાક માસ રહી તેટલામાં તો એ બદમાસની ખુબીનો સવાદ એ બાચારીએ પુરતો ચાખયો. મારાં મેહેરબાન રૂપાંબાઈ બીચારાં એ સઘલી હકીકત સાંભલી હેબતીને મરણ પામયાં અને હું એ બીચારી સુનાને મદદ કરવા માટે મારા એક નાના ભાઈ સાથ છેક કલકતે વેરબી ગઈ હતી, પણ એ બીચારીને મુંબઈ પાછી મોકલાવી દીધેલી હોવાથી, હું નીરાશ થઈ પાછી ફરી. અહીંયાં મને સુનાનો પતો ન મલવાથી આખરે હું મારા ભાઈના આ મકાનમાં ઠરીઠામ થઈ, જયારે આશરે ૨૫ વરસની વાત ઉપર મેં સુનાને દાદરના સટેશન ઉપર એક દીને જોઈ હતી. તે બીચારી બહુ નખાઈ ગઈ હતી, તોબી તેણીના ચેહેરાની ખુબસુરતી એ વધુ સંકતોથી જાણે વધારે પ્રકાશતા જણાતા હતા. તેણીએ મને જણાવયું કે "મારો ખાવીંદ બહુ બુરો નીવડયો છે અને ઉડાઉપણાંથી તેમજ દારૂ અને જુગારના વયસનથી પોતાની ખરાબી કરી મારૂં નસીબ વાલવા પામયો છે. માણેકબાઈ, મારાં બદબખત કે મેં તમારી સલાહ માની નહી. તે હરરોજ મને મારે છે, મારૂં સઘલું લુંટી લીધું છે અને મારા ઉપર ખાવાના પણ વાખા પાડે છે." એ બીચારાની આંખોમાં આંસુ આવા ભર્યાં. મેં તાબડતોબડથી તેના હાથમાં દશ રૂપીની નોટના

ચાર કટકા કમાવી દીધા, જે તેણીએ બહુ શરમાઈને લેતાં જણાવ્યું કે "જો મારા ખાવીંદને એ જણાશે તો એ રૂપયાબી મારી પાસેથી ઝુંટી લઈ બે તરણ દહાડામાં પુરા કરી આપી મારી ઉપર નવો તકાદો કરશે. જો તેને માલમ પડશે કે તમે મને આ રૂપયા આપયા છે, તો મને મારીને દરરોજ તમારી પાસે વધુ રૂપયા મેલવવાને મોકલવાનો. જો હું તમારૂં નામ ન જણાવીશ તો મારી ઉપર સેંકડો શકો લાવશે કે હું એ રૂપયા કયાંથી લાવી છું? માણેકબાઈ, તમારે ગમે તો મારાં સામેના કંગાલ મકાનનાં કોઈ દીવસે આવજો, જો કે તેમ કરવાની હું તમને ભલામણ તો કરતી નથી. એ મારો આ ભવનો દુશમન તમને એકવાર મારા મકાનમાં આવતાં જોઈ ઘડી ઘડી કંટાલો આપવા વગર રહેનાર નથી."

"આટલું છતાંબી થોડાક દીવસ રહી હું બીચારી સુનાને ઘર વધુ નાણું ગજવામાં લઈને મલવા ગઈ, પણ ખબર મલી કે તે બીચારીને તો તેણીનો ઘાતકી ખાવંદ ફકત આગલે દીવસે કેશે બહારગામ લઈ ગયો છે, પણ કયાં લઈ ગયો છે તે જણાતું નથી. બે તરણ અઠવાડયાંવેર મેં વારવાર એ મકાનની પાછી મુલાકાત લીધી, પણ ફોકટ. સુનાનો પતો મને પાછો લાગો નહી. આશરે એક વરસ પછી હું મારા ભાઈના કુટુંબ સાથે મેહેમના ઓરસમાં ફરવા ગઈ હતી તયારે મેં સુનાને કોઈ સારા દેખાવના જવાન પારસી સાથે તયાં ફરતી જોઈ. મને દુરથી જોઈને સુના જાણે બહુ ગુંચવાઈ ગયલી હોય, બહુ શરમાતી હોય, તેમ મને જણાયું. તોબી હું તો હીમત પકડીને તેણીની નજદીક ગઈ. મને સુના આગલ આવી વાત કરતી જોઈ તે પારસી જવાન સભયતા સાથ દુર થઈ ગયા. સુના સાથ એર આશીયતની વાત કરતાં તેણીએ મને જણાવ્યું કે "તમને છેલ્લી મલવા પછી મારો ખાવીંદ મને ફરજીયાત મારીને મધરાસ ભણી લઈ ગયો, જયાં કાંઈ ચીભઝડપનો દાવ કરવાં સપડાઈ જવાથી મને વીલી મેલીને તે રાતોરાત કેપે

નાશી ગયો હતો. તયાંના કેટલાક પારસીઓએ મારી દયા ખાઇ મને ખરચ આપી મુંબઇ મોકલાવી હતી અને આ પારસી ગ્રહસથ મારા કેટલાંક વરસના પાડોશી હોવાથી તેવણે મારી દયા ખાઇ હાલ બરદાસત કરવા માંડી છે. એવણના મેહેરબાનીથી હું હાલ થોડુંક સુખ મોગવું છું. મારો સુજી ધણી મને પાછો મલયોજ નથી અને હું ઇચછું છું કે મારી ઉપર વધું સીતમ ગુજારવાને તે અહીયાં આવે નહી."

માણેકબાઇએ બરજોર આગલ વાત આગલ ચલાવી કે એ સાંજના મેં સુનાને ઘણી તાલ તલાવટથી એ પારસી જવાનનું નામ પુછયું તથા તેણી હાલ કયાં રહે છે તે જાણવા માગયું, પણ તેણીએ મારા એ બે અગતના સવાલો ઉડાવવાનીજ કોશેશ કરી, જેથી મેં એ ખુલાસો જાણવાની વધારે હઠ લીધીબી નહી અને તેણીથી કેટલીક નીરાશ થઇને હું છુટી પડી. મને સુના ઉપર તે વખતે કેટલોક ગુસો લાગો, જેથી ભાર મુકીને મેં તેણીને જણાવયું કે "સુના, જયારેબી તુંને મારી મદદ યા સલાહની જરૂર પડે તયારે અચકાતી ના, પણ મજગામ ખાતે મારા ભાઇના બંગલામાં તું જરૂર આવજે અને અમો જે કટકો રોટલી ખાઇએ, તેમાંથી તુંનેબી ખુશીથી ભાગ આપીશું." મારો ઉપકાર માની તેણી તયાંથી જતી રહી અને તયારથી તે આજ વેર મેં સુનાને પાછી જોઇ નથી અથવા તેણીને માટે કાંઇ સાંભલયું નથી."

સુનાને લગતી આ વાત બરજોરે બહુ ઉલટથી સાંભલી હતી, અને તેણે જોયું હતું કે તે પુરી થતાંજ ભલાં માણેકબાઇની આંખોમાંથી છુપાં આંસુ ટપકતાં હતાં. એકાદ બે મીનીટ ચુપ બેસી રહેવા પછી બરજોરે જણાવયું "માણેકબાઇ તમે તો તેણી તરફની તમારી દરેક ફરજ બજાવી છે, જે તમને બહુ સંતોશભરયું છે, પણ તેણી સાથના એ જવાન, પારસી વીશે તમોએ કાંઇ ખયાલ બાંધયો હશેની? તેવણ માણસ કેવા જણાતા હતા?"

માણેકબાઈએ જવાબ આપયો "મને માણસોની પરખનો ઠીક અનુભવ છે અને તે ઉપરથી, મેં તો જોયું કે તે બહુ આબરૂદાર દેખાવનો આશરે ૩૦ વરસની ઉમરનો જવાન ગ્રહસ્થ હતો. તેના ચેહેરા ઉપરથી જણાતું હતું કે તે સારા, સદગુણી દયાલુ ખવાશનો પારસી હોવો જોઈયે. તેનો પોશાક સાદો પણ બહુ સફાઈદાર હતો અને સુના સાથ પુરતી સભયતાથી તેમજ ઘટતા અંદાજાથી તે ચાલતો હતો."

"પણ તયાર પછી સુના તમને પાછી મલીજ નથી કે?"

"નહી, આજની ઘડીવેર પાછી નથી મલી."

"પણ માણેકબાઈ, તમો શું ધારો છો? હાલ સુના જીવતી હશે કે મરી ગઈ હશે? આ દયાલુ લાગણીના દેખાતા આસામીની મેહેરબાનીથી સુખી હશે કે પોતાના મુજી ખાવીંદના સપાટામાં પાછી સપડાઈ દુઃખમાં રીબતી હશે?"

માણેકબાઈએ જવાબ આપયો "હું કાંઈ તદન ખાત્રીપુરવક નથી, પણ આશરે બાર વરસની વાત ઉપર વલસાડના મારા એક ઓશીએ વાત કીધી હતી કે, સુના તો કેટલોક વખતવેર હજીરા અને કુમસ ખાતે એકાંતવાસમાં રહેવા પછી મરણ પામી હતી. એ મરણની અફવા તયાર પછી બીજાં કેટલાંક મોઢેથી મેં સાંભલી હતી, અને પાછલથી તેની ખાત્રીપુરવક ખબર પણ મને મલી હતી, જોકે હજીબી હું કાંઈ એમ તદન કહી શકતી નહી કે સુના મરણજ પામી છે."

બરજોરે ઇંતેજારીથી પુછયું "કાંય કાંય, એટલે શું? તમને ખાત્રીપુરવક ખબર મલે અને તોબી કાંય નહી માનો?"

માણેકબાઈએ જવાબ આપયો "આશરે ૧૨ વરસની વાત ઉપર પેલો પારસી જવાન—મેહેમના ઓરસમાં સુના સાથે મલેલો પારસી જવાન—મને અચબુચ મારા બંગલા આગલથી પસાર થતો મલી ગયો. તેના દેખાવમાં દેખઈતો

કેટલોક ફેરફાર થયો હતો અને વરસો વીતેલાં હોવાથી ફેરફાર થવોજ જોઈયે. તે અઘોર ઉમરનો દેખાતો હતો અને તેના ચેહેરા ઉપર ફીકર ચીંતાની નીશાન જણાતી હતી. હું જોકે શરમાલ છું, બેગાના મરદો સાથ રસતે શેરીએ વાત કરતાં મને આંચકી લાગે છે, તોબી બીચારી સુનાને ખાતર મેં તેવણને મારી આગલ તેડી પુછયું કે "મારી બીચારી ગરીબ સઈ સુનાબાઈ કેમ છે?" તે કેટલોક ગુંચવાઈ ગયલો જણાયો, જાણે મને જવાબ આપવાને રાજી ન હોય તેવો તેણે ચેહેરો કરયો. આ ઉપરથી મેં તેને જણાવયું કે "બીચારી સુના અને તેણીની કમનસીબ માતા સાથ મેં મારી જીંદગીનો મોટો ભાગ ગુજારયો છે. સુનાને બાલક ઉપરથી ઉછેરી મેં મોટી કરી હતી માટે તે બચારીનું શું થયું છે, તે જાણવાની હું કાલજી રાખું તો ભાઈ તેમાં શું ખોટું છે?" તે પારસી આટલું છતાંબી પુરતો ખુલાસો કરવાને રાજી ન હતો અને બહુ ગંભીર ચેહેરો કરીને તેણે મને એટલું જણાવયું કે "બાઈ, હું દલગીર છું કે તમો તમારી એ સઈને વધુ વાર જોઈ શકશો નહી. તે તો બીચારી કયારની મરણ પામી છે." મેં તેને પુછયું કે સુના કયારે મરણ પામી અને કયાં મરણ પામી, જયારે તેણે મને ગુંચવાયલો જવાબ આપયો કે પાંચ છ મહીના થયા સુરત શેહેરમાં તેણી મરણ પામી હતી. આટલો ખુલાસો કરી તે મારેથી છુટો પડવાની કસદ કરતો હતો, તોપણ મેં તેને થોભાવીને એટલો તો સવાલ કરયો કે "બીચારી સુના જયારે મરણ પામી તયારે તેણીનો ઘાતકી ખાવીંદ તેણીની નજદીકમાં હતો કે?"

એ આસામીએ મારા સવાલનો જવાબ આપયો કે "તમે શું એમ ધારો છો? નહી, એ મુજી તે વખત હતો નહી, અને પોતાની બાયડીનાં મરણની તેને હમણાવેરબી ખબર મલી હશે કે નહી, તે હું કહી શકતો નથી." મેં

તેને વધુ અજમાવવા માટ એક વધુ સવાલ કરયો કે 'ભાઈ, એટલું તો મને જણાવો કે બીચારી સુના વધારે દુઃખી થઈને તો મરણ પામી ન હતી?" તેના ચેહેરા ઉપર કેટલોક રતાશ ચઢેલો મેં જોયો અને મને જવાબ આપવાને બદલે તેણે કાસલ પટાવવા માગી કે "બાઈ, મને મારા કામનેસર જલદીથી કોટમાં જવું છે અને તરેનને ફકત પાંચજ મીનીટ બાકી રહી છે. મને હાલ તો જવા દો અને હું કોઈ બીજે દીવસે તમારી આગલ આવી નીરાંતે સઘલી વાત કરીશ." હું તેને વધુ અટકાવું તેટલામાં રસતા ઉપરથી એક ભાડુતી બગી પસાર થતી હતી, જેમાં હું જાઉં છું એમ કહી તે ચઢી બેઠો."

બરજોરે બહુ ઈંતેજારીથી પુછ્યું "માણેકબાઈ, પણ પછી!"

માણેકબાઈએ જવાબ આપયો "તે દીવસથી તે આજવેર મેં એ પારસીનું મોઢું જોયું નથી. જો મને તેનું નામ યા ધંધો ખબર હતે તો હું પાતાલમાંથી તેને લગતી વીગત મેલવવા વગર રહેતે નહી. બીચારી સુના ખરેખરજ મરણ પામી છે કે નહી, તે બીચારી ઉપર આ પારસીએબી કાંઈ ગેરઈનસાફી ગુજારી હશે કે નહી, તે હું તેટલા માટે ખાત્રીપુરવક તમને કહેવાને સામરથવાન નથી." માણેકબાઈની આંખોમાં એમ બોલતાં આંસુઓ આવી લાગયાં હતાં.

તેવણને એ આંસુઓની રૂએ હઈડું ખાલી કરવા દઈ તેવણ પાછાં શાંત થવા બાદ બરજોરે પુછ્યું "તયારે બીચારી કમનસીબ સુનાબાઈ વીશે તમે એટલુંજ જાણો છો કે?"

"હા ભાઈ, હું તો બીચારી ખરેખરી દુઃખી અને ઘણું કરીને હાલ મરણ પામેલા સુનાબાઈ વીશે એટલુંજ જાણું છું. વારૂ હવે તમે મેહેરબાની કરી એટલું મને કહેશો, કે એ બીચારાની આ સઘલી તવારીખ જાણવાને તમો કાંય

એટલા બધા આતુરમંદ દેખાવો છો? તમોએ તો તમારા જણાવવા મુજબ એ બીચારીનો ચેહેરોબી તમારી આખી જીંદગીમાં કદી જોયોબી ન હતો."

બરજોરે જવાબ આપયો "મેહેરબાન બેહેન માણેકબાઈ, જયારે તમો આવાં ખુલ્લાં દીલથી મારી આગલ સઘલી વાત કરી છે, તયારે હુંબી તમારેથી મારો ભરમ ખાનગી રાખવા માંગતો નથી. તેમ કરતાં હું ખાત્રીપુરવક આશા રાખું છું કે તમો મારી એ છુપી વાત તમારા જીગરમાંજ રાખી મેલવાની મેહેરબાની કરશો?"

માણેકબાઈએ જવાબ આપયો "અલબત, તે તો તમારે ખાત્રીજ રાખવી જોઈયે."

"હાજી, મને ખાત્રી હોવાથીજ હું તમને ખરૂં કહી દેવાને અચકાતો નથી. વારૂં માણેકબાઈ, થોડાક માસની વાત ઉપર "કારા બંગલા" ની પાડોશના મકાનમાં બીચારા કમનસીબ નવલ દાલીશેઠનાનું ખુન થયું હતું, તે વીશે તો તમોએ કંઈ સાંભલયું હશેની?"

"હા, મેં 'જામે જમશેદ' માં તેની પુરતી વીગતો વાંચી હતી, અને વલી એ કમકમાટ ભરયા ખુને તે વખતે ઘણી હોહા કરાવી મેલેલી હોવાથી, અહીં આવતા જતા સઘલાઓ એ ખુનને લગતીજ વાતો કરતા હતા. ખચીત એ બહુ ગુંચવણભરયું ખુન હતું, અને તેનો હજી કાંઈબી પતો મલી શકયો નથી, તેથી બીચારા મરનારના કુટુંબને કેટલું બધું લાગતું હશે તેનો હું ખયાલ કરી શકું છું."

બરજોરે આગલ ચલાવયું કે "હા, બીચારી તેની વીધવાના મગજ ઉપર એનો એજ વીચાર હજી ડસી રહયો છે. તેણી તો એવોજ ખયાલ રાખે છે કે કારા બંગલાના માજી માલેક કરવઈયાના કુટુંબમાંથી કોઈએ તેણીના ખાવીંદનું ખુન કરેલું હોવું જોઈયે. એ પીરોજા અમારી આતમગની

જશી થાય છે, મારી ઉપર તેણીનો મોટો વીશવાસ છે અને મેં તેણીને કબુલાત આપી છે કે ખરો ખુની શોધી કહાડવાને હું મારેથી બનતું કરીશ. આ બોલ કરવાને વલી હું એટલા માટે અધીરો પડયો છું કે જો એનો એજ વીચાર પારોજા લાંબો વખત વેર ચાલુ રાખશે તો તે બીચારીનાં મગજ ઉપરબી ખરાબ અસર થશે. કરવઈયાના કુટુંબમાં મારી બોલ મુજબ સઘલાં આસામીઓ મરણ પામયાં હતાં, જયારે ફકત આ સુનાબાઈ એકલી જીવતી રહેલી ધારવામાં આવતી હતી. પણ આજની તમારી વાત ઉપરથી તો મને ધીરજ આવે છે કે તે બીચારી બી કેટલાં વરસ થયાં મરણ પામી છે.''

"મરણ પામી હોય કે કદાચ જીવતી બી હેય, તોપણ હું તો કદીબી માનું નહી કે સુના આવું જબુન કામ કરે! હા, કરવઈયાના કુટુંબ ઉપર જાણે કુદરતનો શ્રાપ ઉતરયો છે, મારી સુનાબી એ કુટુંબની ખાશયત મુજબ કેટલાક તીખા તમતમતા સવભાવની હતી, પણ તેણીના જેવી દુઃખમાં સંદોવાયલી સારી ખાશયત અને ખસલતની ઓરત એક તદન નીરદોશ જવાનયાનું ખુન કરવાને તઈયાર થાય તે હું કદી કદી માનું નહી."

બરજોરે ગંભીરાઈથી જવાબ આપયો "હા, તેજ ગુંચવણ છે તો! બીચારી મારી જશીના મગજ ઉપર એ ખોટો ખયાલ ઠસી ગયો છે."

માણેકબાઈએ શોકાતુર ચેહેરે જણાવયું "બીચારી ઉપર કંઈ જેવો તેવો સીતમ ગુજરયો છે! બાલવયથી જે જવાન સાથ રમીને અનંત પયારમાં પડી પરણેલી, તેવા વહાલા ખાવીંદને સાત દીવસમાં ખોવું એ કંઈ જેવો તેવો ગજબ છે? એ ગજબ ઉપરથી ખચીત વેહેમીઓ કારા બંગલાને વધારે અવર ગણયા વગર રહે નહી, પણ ગમે તો મારે નામે આ બીચારી વીધવાને ખાત્રી આપજો કે કરવઈયાનું કુટુંબ આવું જબુન કામ તો કદીબી કરે નહી."

"હા માણેકબાઈ, હું કાલને કાલ બીચારી પીરોજા સાથ આ સઘલી વાત કરીશ અને તેણીને તમારે નામેથી વધારે ખાત્રી આપીશ કે કરવઈયાના કુટુંબને લગતો ધખારો ખોટો હોવાથી તે પોતાનાં મગજમાંથી દુર કરી નાખવો."

---

## પ્રકરણ ૧૯.

### બરજોરની પીરોજા સાથ પાછી મુલાકાત.

માણેકબાઈ દુમસયાના ઘરમાંથી છુટા પડવા પછી બરજોરે પોતાના મકાનમા જવા બાદ, તેવણ સાથની આ મુલાકાત વીશે વીચાર ચલાવવા માડયો. બરજોરને આ બુઝરગ માણેકબાઈ વીશે બહુ ઉંચો ખયાલ બેઠો, તેણે ઈચ્છયું કે તેના ઘરમાં તેની બેહેનાની સોબતી તરીકે માણેકબાઈ જેવી ઉમરે પુગેલી સમજુ બાઈ હતે. વલી માણેકબાઈએ રજુ કરેલી વીગતો ઉપરથી તે નકી એવાં સેવટ ઉપર આવયો કે બીચારી કમનસીબ રૂપાંબાઈની કમનસીબ બેટી સુના જરૂર મરણ પામી છે અને હવે કારા બંગલાના માજી માલેક કરવઈયાના કુટુંબમાંથી બીજું કોઈબી બાકી રહયું નથી.

થોડાક દીવસ વીતાં બાદ કરીસટમસના તેહેવારો આવી પુગા અને એ તેહેવારોની લાબી રજા કાલેજમાં હોવાથી, મુફસીલના ઘણાખરા જવાનયાઓ પોત પોતાના માબાપને ઘર ભેટવા ગયા હતા. બરજોરબી પોતાના પીતાના મકાનમાં કરીસટમસના દીવસો ગુજારવા ગયો હતો.

ખુદ કરીસટમસના દીવસની બે દીવસ આગમજ બરજોર પોતાની માનીતી પીરોજાને તેણીના સાસરયાવાલાં મકાનમાં સાંજના ચાર કલાકે મલવા ગયો હતો. તે જાણતો હતો કે પીરોજાને તેની આ મુલાકાત બહુ આવકારદાયક થઈ પડશે, કારણ કે તેની ખોલની પુરવી વીગતો જાણવાને તેણી બહુ અધીરી થઈ હશે.

ફરીસટમસના તેહેવારો હોવાથી મેહેરમાયના મકાનમાં તેવણુની બેટીઓ સુના તથા શીરીન પોતાનાં છોકરાંઓ સાથ આવી રહી હતી. બરજોરે દીવાનખાનામાં પગ મેલતાંજ શીરીને તેને આવકાર દીધો અને બેઉ બેહેનોના ભુલકાંઓ બીચારા બરજોરની આસપાસ ફરી વલયાં.

પોતાના ફરજંદો માટે સદા ઉફણાઈ ઉફણાઈ જતી શીરીને એ છોકરાંઓમાંથી પોતાના બે છોકરાઓને આગલ એંચીને હરખાયલે ચેહેરે બરજોરને જણાવ્યું, "જુવોની બરજોરજી, આ મારો દીકરો તથા દીકરી તમને મારા માબાપના દાલીથેઠના કુટુંબ ઉપર વડેલા લાગતા નથી?" તેઓને દુર કરી બીજા બે છોકરાઓને આગલ એંચી શીરીને આગલ ચલાવ્યું કે "જુવોની, આ મારો નસલો નકરો બીજો બપાવાજ છે અને આ જીલુ તો નકરી જાણે મારા જીભરાયા જહાંગીરજીની માયજ!"

બરજોરને છોકરાંઓનો બહુ કંટાલો હતો, તેનો જીવ તો પીરોજા સાથ એકાંતમાં વાત કરવા માટે ભરાઈ રહયો હતો, તોપણ સભયતાને ખાતર પીરોજાની આ નરણ સાથ વાતે ઉભા રેહેવાને તેને ફરજ પડી અને પોતે સમજુ હોવાથી, શીરીનને હરખાવવા માટે તેને આ છોકરાંઓની વીના કારણની તારીફબી કરવી પડી હતી. તેના સારાં નસીબ તેટલામાં બુઢાં મેહેરમાય આવી પુગાં, જેવણે બરજોરને છુટતો આવકાર દઈ પીરોજાને પોતાના પીતરાઈ આવવાની ખબર આપવા માટે એક નોકરને તેણીના ઓરડામાં મોકલયો.

નોકર પાછો ફરે તયાંવેર બરજોરને તયાં દીવાનખાનામાંજ બેસવું પડયું હતું અને શીરીન પોતાનાં છોકરાંઓની કહેવાતી હુશયારીની વાતોથી પાછો કંટાલો ન આપે, માટે તેણે મેહેરમાય સાથેજ વાત ચલાવી કે "માયજી, તમો તથા પીરોજા બેઉ સારાં પણ તો હશો!"

મેહેરમાયે જવાબ આપયો "દીકરા, મુઇ સારીપેઠે હોઉ કે પેલી દુનયામાં જાઉ, તે બધું મારા મનસે સરખું છે. પણ મારી દીકરી પીરોજા સારીપઅે છે એ મને ધીરજ છે, જોકે બીચારી ઓરડામાંથી જવલેજ બહાર નીકલે છે."

શીરીને તાઉકો પુરયો "હા, બીચારી પીરોજાને કાંઇબી સોવાતુ નથી, પણ વારંવાર હું મારાં છોકરાંઓ સાથે આવું છું, જેથી એ બીચારીને થોડુંબી ચેન પડતું હશે."

શીરીનના આ બોલો પુરા થતાંજ નોકરે આવીજણાવવાથી બરજોર તેઓની રજા લઇ પીરોજાના ઓરડામાં ગયો, જયાં તે બીચારી એક મોટા કોચ ઉપર બેઠી બેઠી ભણવામાં મશગુલ હતી. થોડી મીનીટમાં ભણવાનું પુરૂં કરવા પછી પોતાના પીત્રાઇને ઘટતો આવકાર દઇ તેણી બોલી ઉઠી "બરજોર, હજી તો ગઇ કાલેજ તું તારા બાવાના મકાનમાં રહેવા આવયો, તેટલામાં મુજ કમબખતને મલવા આવવામાં તેં મને ખરેખરૂં મોટું માન આપયું છે."

બરજોરે જવાબ આપયો "પીરોજા, તને મલવા વગર મને કેમ ચેન પડે? તારાં દુઃખમાં હું ભાગ લેનારો હોવાથી હું મારી પવીત્ર ફરજ સમજું છું કે તારા જીવને થોડોબી સોવરાવવા માટે મારે વારંવાર તારી હાજરીમાં રહેવું જોઇયે."

"હા બરજોર, હું જાણું છું કે તું મારો સાચો હેતવંત મીત્ર છે અને મારો ભાઇ ન હોવાથી મારા ખરા ભાઇનીજ તું ગરજ સારે છે. ભાઇ, હવે તું પેહેલેથી માંડીને મારી આગલ વાત કર કે તેં શું શું ઓલા કરી છે અને તેં કરેલી ઓલોનું શું શું પરીણામ આવયું છે."

પીરોજા પોતાને હજી ભાઇ કહે છે, એ સાંભલી બરજોરને બહુ નીરાશી ઉપજી, પણ તે માટે પોતાનો કાંઇબી ઉભરો કાઢવાને તેનું જીગર ચાલયું નહી. વખતને પોતાના મુકદમો

સોંપવાને આ સંતોશી બરજોરે વાજબી ધારયું હતું. તેણે જવાબ આપયો કે "ભલાં માણેકબાઈ દુમસયા સાથની મારી મુલાકાત વીશે તો મેં મારાં છેલ્લાં પત્રમાં તને લખી જણાવયું છે. માણેકબાઈ સાથની લંબાણ વાતચીત પછી મારી વધારે મજબુત ખાત્રી થઈ છે કે કમનસીબ કરવઈયાનાં કુટુંબમાંથી હવે આ દુનયામાં બીજુ કોઈબી જીવતું બાકી રહી ગયલું હોય, એવું જણાતું નથી. જો તારા બાવાએ કારો બંગલો ખરીદવા માટે કોઈબી તારા બાવા ઉપર કેહેર હોય, તો બીચારાં બેહેસતન રૂપાંબાઈ તથા તેઓના બે ભાઈઓને હોવો જોઈયે. એ બે ભાઈઓ તો કુવારીજ હાલતમાં મરણ પામયા હતા. બેહેસતન રૂપાંબાઈને મરણ પામવાને વરસો વહી ગયાં છે અને તેવણની આ એકપુત્રી બેટી સુનાબી કેટલાંક વરસ થયા ખાત્રીપુરવક મરણ પામેલી જણાય છે."

માણેકબાઈ દુમસયા સાથ પોતાને થયલી સઘલી વાતચીત પીરોજાની ખાહેશથી તેણી આગલ બોલેબોલ રજુ કરવા પછી, બરજોરે પાછું મજબુતીથી પીરોજા ઉપર ઠસાવવા માગયું કે બેહેસતી નવલનું ખુન કરવઈયાના કુટુંબમાથીજ કોઈએ કરયું હશે, એવો ખયાલ હવે તેણીએ પોતાના મગજમાંથી છોડી દેવો.

પીરોજાએ જણાવયું, "હા ભાઈ, સુના તથા તેણીના બે મામાઓ વીશે હવે કાંઈબી સવાલ રહયો નથી, તેઓને મારા બેહેસતીના ખુન સાથ સેહેજબી નીસબત ન હતી, એ હું કબુલ કરૂં છું, પણ તેઓનો બાપીકો કીનો કોઈ બીજા આસામી યા આસામીઓમાં તો આવી ઉતરેલો ન હોય? બરજોર, તુંજ વીચાર કરની કે આ દુનયામાં બીજું એવું કોણ હોય કે જેને મારા બાવા ઉપર અથવા મારી ઉપર જબરો ધીકાર હોય? તું એટલું તો કબુલ કરે છેની કે મારા બેહેસતી ખાવીંદની સામે આ દુનયામાં એકબી આસામીને સેહેજબી ફરીયાદ કરવાનું કારણ ન હતું."

બરજોરે જવાબ આપયો "હા, બેહેમતી નવલનો તો કોઈ દુશમન હતોજ નહી અને તેના કોઈ દુશમને આ ખુન કરયું હોય, એમ હું ખયાલ લાવતોબી નથી. પણ મને હજુબી મોટા શક છે કે તારા બાવાની ઉપર કોઈ મુજી શખસે નીચ કીનો લેવા માટે આ જબુંન કામ કરયું હશે. એક વકીલના ઘણા દુશમનો હોય છે, તે તો આપણે જાણુયે છીયે. ઈનસાફ કરનારને તેમજ ધારાના કીમાયતીઓને વીરૂધ બાજુઓવાલા તરફથી ઘણીક ગાલો ખાવી પડે છે. કલકતાવાલા મરનાર જડજ મી૦ જમઠીસ નોરમનનું કેવું ભર કોરટમાં ખુન થયું હતું તે તો તું બરાબર જાણે છે."

"હા, બરજોર, તે હું બરાબર જાણું છું અને માણેકબાઈ સાથની તારી મુલાકાત પછી હુંબી તારાં મત તરફ કેટલીક ઢલું છું કે, મારા બાપની ઉપર વેર લેવા માટે કોઈએ આ ખુન કરયું હોય. અરે! ખોદા, શાને માટે મારા મરનાર વહાલા નવલે મારી સાથે પરણવાની ભુલ કરી! આજે મને લાગે છે કે જો નવલ મારી સાથે પરણયો ન હતે તો બીચારો આજે જીવતો રહી આ દુનયાની મોજશોખ ચાખી, પોતાની અનંત વહાલી બુઢી માતાને મોટી ટાઢક આપતો રહેતે? હું જો એ બીચારા સાથ પરણી ન હતે તો આજે આવાં સંકટમાં, આવાં માહેતમમાં એની બીચારી મા આલીને બાપલાવીનાની થઈ ગઈ ન હતે. મારા બાવાએ પોતાના ધંધાની રૂએ કોઈ માણસને ખોટી સહી કરવા માટે, ચોરી કરવા માટે, દગાઈ કરવા માટે યા નાણું ઉચાપત કરવા માટે, કેટલાક વરસનું બંધીખાનું ભોગવવા મોકલાવયો હશે, જેનાં વેર તરીકે તે માણસે બંધીખાનામાંથી આવી બીચારા નીરદોશ નવલને મારી નાખી મારા બાવાના કુટુંબનું, તેમજ તદન નીરદોશ મેહેરમાયના કુટુંબનું નખોદ વાલયું છે. એ સઘલું હું બેહેમતી નવલ સાથે પરણી તેથીજ બનયું છે. હા, બરજોર, જો આ ખુન કરવઈયાના કુટુંબમાંથી કોઈએ કરયું ન હોય, તો આવા કોઈ મુજી

બંધીવાને મારા બાપની ઉપર વેર લેવા માટે બંધીખાનામાંથી પાછા ફરીને કરયું હશે."

આ બોલો બોલતાં બીચારી પીરોજા બહુ ઉશકેરાઇ ગઇ હતી અને આ બોલો પુરા થતાંજ તેણીની આંખોમાંથી નવધાર આંસુ પડયાં. રડીને હઇડું ખુલ્લું થવા દઇ, તેણી પોતાનું માથું કોચ ઉપર નાખીને તગર તગર જોતી થતાંજ, બરજોરે દીલાસો આપયો કે "પીરોજા, હવે તું આ વીચારો દુર કરી નહી દે? તારી ઉપરનું સંકટ તદન વીસરાવવું તો મુશકેલજ છે, પણ ખોદાની મરજીને તો તુંને શરણ થવું જોઇયે છે. માટે કમભાગયની પીરોજા, એક હીમતવાન સ્ત્રી તરીકે તું આ બનાવ જેમ બને તેમ વીસરી જવાની કોશેશ કર અને તારા મરનાર ખાવીંદના ખુનીને સજા કરવાનું તે કીરતારની મુનસફી ઉપરજ મેલ. ખાત્રી રાખજે કે ખુની મોડેવહેલે ખુલ્લો થયા વગર રહેનાર નથી. જે ધણી આવું અતી કમકમાટભરયું ખુન કરે તે પાછો એવુંજ જબુન કામ કરવાને લલચાવવા વગર રહે નહી અને તયારે તે હાલની માફક જરૂર છટકી જઇ શકશે નહી. એકબારગી તે હવે બીજું એવું જબુન ખુન કરશે નહી, તોબી તેનું પાપી હઇડું ડંખયા વગર રહેનાર નથી અને એ ડંખના અચવાટમાં તે પોતાનું આ મહા પાપ ખુલ્લું કરી દેવા વગર રહેશે નહી. પીરોજા, હું તને તારા ખરા ખેરખાહ તરીકે આગ્રહ કરૂં છું કે આ કમનસીબ વાત જેમ બને તેમ તું વીસરતી જા. તારા પોતાના ભલાં માટે, તારા—તારા તારા—"

બરજોર અચકયો, તેનાથી પોતાનો વાકય પુરો કરી શકાયો નહી અને પીરોજાબી જાણે શરમાઇને નીચે જોવા લાગી. તેણી સમજી ગઇ કે તેણીની હમેલદાર હાલત વીશે બરજોરને તેની બેહેનોએ કહેલું હોવું જોઇયે. તોપણ જાણે કાંઇ સમજી ન હોય તેમ એ વીચાર તેના મગજમાંથી ઉરાડી નાખવા માટે પીરોજાને એજ વાત પાછી આગલ

ચલાવવી પડી કે "ભાઈ બરજોર, બોલવું ઘણું સેહેલું છે, પણ તે પરમાણે ચાલવું મુશકેલ થઈ પડે છે. કીના અને કપટની વીરૂધ ઘણાઓ બોલવા નીકલે છે, ખુનનો બદલો ફાંસી હોવો જોઈયે, તે નીયમને ઘણા આજે ઘણાઓ તોડવા માગે છે, પણ જયારે એક સ્ત્રી અથવા મરદના અતી વહાલાનું આજ રીતે મરણ નીપજે યા ખુન થાય, તયારેજ તેને અથવા તેણીને માલમ પડે કે દુનયાંના ભલાંને ખાતર, સંસારના મજબુત ગાંઠને ખાતર, એવા મુજી ખુનીઓને ઘટતી સજાએ પુગાડવાની ખાહેશ રાખવી એ બીજાંઓના ભલાંને ખાતર કેટલું બધું જરૂરનું છે."

બરજોરે જવાબ આપયો "પીરોજા, તે હું ના પાડતો નથી, પણ જયારે એ ખુનનો પતો ગમે એવી મેહેનત છતાં મલી ન શકે તયારે તેની ખોટી પુઠ પકડી રાખી, જીવતાંની દેહેને શું કામ નુકસાન કરવું? હા, જો થોડાબી પતો હાથ લાગે તો તેની પુઠ પકડવામાં ખોટું નથી, પણ તારા જેવી બીચારી એક નાજુક નાર શું કામ તારા કમનસીબ ભવનેબી તદન બાલી નાખે છે?"

પીરોજાએ કાંઈ જવાબ આપયો નહી, પણ પોતાના ભલા ખશીને તેથી અપમાન ન થાય માટે એકાદ બે મીનીટ તગરતગર આસમાન ગમી જોયા પછી તેણી બોલી ઉઠી "બરજોર, તમને મારા બાવાએ પોતાનાં મકાનમા બે તરણ દીવસ પોતાની સાથે ગુજારવાને ઈજન દીધું છેની?"

"હા, આવતાં અઠવાડયામાં હું ત્રણ દીવસ તારા બંગલામાં ગુજારનાર છું. એક બીના જાણવાજોગ છે અને તે એ કે ગોવાલયા તલાવ ઉપર જે ઓરડામાં હું રહું છું, તેજ ઓરડામાં તારા પીતાજીએ કાલેજનો અભયાસ કરયો હતો અને એ અભયાસથી જ તેવણ આવા ફતેહમંદ વકીલ થયા હતા. એ તરણ દીવસમાં હું મારા મેહેરબાન મેહેલાશાહ શેઠને પુછીને તેવણુના કાલેજને લગતી તેમજ

એ રહેવાનાં મકાનને લગતી, તેવણના આગલા ગોઠયાઓને લગતી તથા તે વખતના તેવણના મીતરોની રમુજને લગતી, સઘલી વીગતોથી વાકેફ થઈશ."

પીરોજાએ ખરેખરી ભીતરની લાગણીથી જણાવયું "બરજોર, હું અંતઃકરણથી દુવા ગુજારૂં છું કે તું બી મારા બાવાની માફક તેવણનાજ જેવા ફતેહમંદ વકીલ નીવડે. સગન તો તેવાજ દેખાય છે. પણ બરજોર તારી એ વાતચીતમાં મેહેરબાની કરીને મારૂં કામ ભુલી જતો ના. તેવણને પુછી જોજે કે તેવણે કોઈને પોતાની જીંદગીમાં હરકતો ચતરૂ કરયો હતો કે? તેવણથી જાણવા માગજે કે વકીલ તરીકેની પોતાની મોહોટી ચરાકીના દરમયાનમા કોઈ એવા વીરૂધ બાજુના શખસ તેવણને મલયો હોય, કે જે તેવણ સામે મોટો કેહેર ચલાવતો હોયકે ભાઈ, હું વારંવાર મારા બાવાને એવા સવાલો કરૂં છું, પણ તેવણ તો એ વાતજ ઉડાવી નાખે છે, એવા બાહનાથી કે હું એ ગમખાર બનાવોમાંથી મારૂં ચીત દુર કરી નાખું. પણ તું જો વાત કરશ તો તેવણ તારી આગલ તો જરૂર ખુલ્લાં દીલથી ખુલાસો કરશે.

તેમ કરવાને કબુલાત આપવા પછી એકની એકજ વાતમાંથી તેણીનું ચીત દુર કરવા માટે બરજોરે બીજી વાતો ચલાવવા માંડી. તેણે સવાલ કરયો કે "પીરોજા, બીચારા મેહેરમાય તારી આગલ હોવાથી તુંને મોટો દીલાસો મલતો હશે?"

"અલબતાં! મેહેરમાય છે તો મારૂં આટલું જીવતરબી છે. તેવણની હાજરી મને મારા વહાલા બાવીંદની યાદ દેવડાવે છે અને તેની યાદમાંજ મારી બાકીની જીંદગી સમાયલી છે. વલી અમારી બેઉની ગમગીની એકજ ચીજ માટે હોવાથી એકમેકતરફ વધારે દાલસોજી હોવીજ જોઈયે."

"હા, પીરોજા, તું બરાબર કહે છે. મેહેરમાયનોજ હું તુંને દાખલો આપવા માગું છું. જો, મેહેરમાય પોતાની

ઉપરનું આવું મહા સંકટ કેવી ધીરજથી સેહેવે છે. તું બી કાંય નહી તેનુંજ પગલે ચાલે?"

પીરોજાએ જવાબ આપ્યો "પણ મહેરમાયને તો પોતાની દીકરીઓ તથા તેઓના ફરજંદોની હાજરી કેટલાક ટાઢક આપે છે, જે સગવડ મને ક્યાં છે? મહેરમાયને છોકરાંઓ દીલાસા સમાન થઈ પડે છે, મને તેઓની મસતી તોફા મોટા કંટાળા સમાન લાગે છે. વળી મને સવપનાઓ દરરોજ મારા વહાલાની યાદ આપે છે. બેહસ્તાને હું દરરોજ સવપનામા જોઉં છું, પણ તેની સાથે થોડીક વાત કરવા જાઉં છું એટલામાં તો મારી આંખ ઉઘડી જાય છે અને હું પોતાને વધારે નીરાશ થયલી જોઉં છું. એ આંખ ઉઘડયા પછી મને મારૂં રાંડવાપણું વધારે પજવનારૂં લાગે છે! મને તયારેજ લાગે છે કે હું તો દુનયામાં એકલી અટુલી થઈ પડી છું! બરજોર, ખોદા કોઈને એવું દુઃખ નહી બતાવે અને તું તો એવી હાલતમા કદી નહી આવે, એવી મારા અંતઃકરણની દુવા છે."

પાછા ટીકો અજમાવી જોવાની બરજોરને ટેક મળવાથી તે બોલી ઉઠયા "પણ હું કાંઈ મલતું તો મને તે ખોવાની નીરાશી ઉપજે કની? જેમ જેમ વરસો જતાં જાય છે, તેમ તેમ હું પોતાને વધારેને વધારે મજબુતાઈવાળો કુમારીકા હાલતમા ચીવટ થયલો જોઉં છું. કુમારીઓને સંસાર સુખનો સવાદ લાગેલોજ નહી, એટલે તેઓને કાંઈ ખોવા માટે તારા જેટલું તો લાગેજ નહી!"

પીરોજાએ જવાબ આપ્યો "પણ બરજોર કાંઈ સઘલા દહાડા સરખા જાય છે? તારો બી દહાડો આવશે કે જયારે તું ન જાણે તેમ પયારનો દેવ તારા જીગરમાં ઘુસી જશે અને તે દેવ પોતા સીવાય તારૂં ચીત કોઈબી બીજી ચીજ ઉપર લાગવા દેવાનો નથી."

મોટો નીસાસો મેલી બરજોર બોલયા "નહીં પીરોજા, કદી નહીં. પણ મારા બદબખતની વાતો તારી આગલ

કરીને હું તને વધારે કંટાળો આપવાને રાજી નથી. તેં મને તારી મોટી મીત્રાચારીનું માન આપયું છે અને હું તેનેજ લાયક થવાની કોશીશ કરીશ, પણ મેહેરબાની કરીને મારાં ભવીશની મારી આશા માટે તો બોલતીજ ના. ભવીશ મારૂં સુખી તો જથીજ નહી. હા, કદાચ ફતેહમંદ વકીલ તરીકે હું મારૂં નામ કાઢું ખરો, પણ સુખી જીગર વગર, મનની મોરાદનાં સુખો વગર, એ મોટી ફતેહબી કામની શું? વલી વકીલ થવા પછી મોહોલી બરાકી મેલવવાને બદલે જો હું માખ મારતો બેઠો, તો મારૂં ભવીશ તદન કચડાયલું સમજવું. એવી હાલતમાં હું દુઃખી જીંદગી કાઢું છું અને બાકીની જીંદગીબી તેમજ કાઢવાની નીરાશી ઉપજાવનારી વકીમાં છું."

---

## પ્રકરણ ૧૭.

## બરજોર અને પીરોજા પાછાં.

બરજોરે પીરોજા આગલ પોતાની શોકાતુર જીંદગી વીશે તક મલયાથી ઉભરો કહાડી પોતાનું હઈડું ખાલી કરતાંજ તેને યાદ આવયાથી એકદમ બોલી ઉઠયો કે "પીરોજા, હું છેલ્લો કામને માટે બે દીવસ પુને જઈ આવયો તયારે હું ખાત્રીપુરવક માનું છું કે તારા બાવાના પેલા માનીતા પાડોશી ગુસતાદના દીકરા કાવસને મેં તયાં એક દીને સાંજના ભવાનીપેટમાં જોયો હતો. તે આગળના જેવોજ દેખાવલો ખુબસુરત છે, પણ મને બહુ નખાઈ ગયલો લાગો. તેની સાથ વાત કરીને તેની હાલત વગેરેને માટે બોલ કરવાની મારી બહુ ખાહેશ હોવાથી મેં તેને બહુ હાંક મારયો, પણ પાછું ફરીને જોવાને બદલે, તે વધારે ઝડપથી આગલ વધવાને લીધે મેં તેને મલવાની વધુ દરકાર રાખી નહીં, કારણ કે મેં ધારયું કે તે મને મલવાને ખુશીજ નથી."

પીરોજાએ બહુ ઉભરા સાથ જણાવયું "બરજોર, હું પુચ્છું છું કે તેનાં મકાનનો કોઈબી તરફથી પતો મેળવી તું તેને મળી આવયો હતે, કે જેથી તેની ખરી હાલત વીશે જાણવાને જોગવાઈ મળતે. જો તે તંગ હાલતમાં હોય તો હું પોતે તેને બનતી મદદ કરવાને તઈયાર છું, કારણ કે મને એ બીચારા જવાન માટે બહુ દયા લાગે છે. મા વગરના એ એકલા અતુલા દીકરાએ પોતાના બાપના ઘરમાં કાંઈબી સુખ જોયું ન હતું. કેવો સુંદર હલક તે ધરાવતો હતો! વાજીંતરો ઉપર પણ તેનો કેવો સારો કાબુ હતો? તેને ગાતાં તથા વજાડતાં સાંભળવામાં મને તો સદા ઘણી મજાહ મળતી હતી. ગુસતાદ માટે મારા બાવાનું ગમે એવું મત હોય, તેની હાલત માટે મારા બાવાને ગમે એટલી દયા લાગતી હોય, પણ એ ગુસતાદની પોતાના આવા એકપુરા સારા લાયકીવાળા દીકરા તરફની ખરાબ વરતણુંક માટે મન તો બહુ અણગમો છે."

બરજોરે સવાલ કરયો "પણ ગુસતાદ આવો જુઠો ખમ થવા આવયો છે તોબી પોતાની એકાંતવાસ જુલ્ફતી હાલતમાંબી પોતાના સારા એકપુરા દીકરાને ગલે લગાડી પોતાની પાસેજ રાખવાની સેહેજ પણ દરકાર રાખતો નથી તેનો સબબ શો?"

પીરોજાએ જવાબ આપયો "મારીબી એજ ગુંચવણ છે. એવો અકુદરતી બાપ તો મેં બીજો કોઈબી જોયો નથી. ગુસતાદ આટલો બધો ભણનાર ગણનાર છે અને તોપણ આવાં સખત હઈડાંનો હોવાથી મને વધારે ગુંચવણ લાગે છે."

બરજોર બોલયો "પણ તારા બાવા શા માટે એ બાપ દીકરા વચે સમજુતી નથી કરાવતા?"

પીરોજાએ જણાવયું "બાવા તો એમજ કહે છે કે એ બીચારા દુઃખી માણસની એ ખાંમી છે, દીકરાનું નામ

સાંભલતાંજ તે ઉલટો ઉશકેરાઈ જાય છે, માટે એ વાત તેને યાદ દેવડાવીને નકામો શું કામ બળાપો કરાવવો જોઈયે? તેમાં ફાયદો તો કાંઈજ નથી."

કેટલીક બીજી વધુ વાતચીત કરી. મરનાર નવલના ખુનને લગતો પોતાથી બનતો વધુ પતો મેલવવાની પીરોજાને કબુલાત આપી, તક મલતાંજ તેણીને પાછો મેટવા આવવાને જણાવી, નવલ તેણીથી છુટો પડયો.

ક્રીસટમસના તેહેવારો પોતાના પીતા તથા ભાઈ બેહેનો સાથ ગુજારયા પછી કાલેજના અભયાસમાં પાછો રોકાવા અગાઉ આપેલી કબુલાત મુજબ, રજા પુરી થયાને ત્રણ દીવસ આગમજ બરજોર નાયગામ ખાતે શેઠ મેહેબાશાહના મકાનમાં રહેવા ગયો હતો.

મેહેબાશાહનાં મકાનમાં પેહેલે દીવસે સાંજના ચાહ પીતાં પીતાં નાજ઼ંમાયે બરજોરને પ્રતેજારીથી સવાલ કરયો કે "બરજોર, તું તો પીરોજાને બરાબર મલી આવયો છે, તેણી સાથે લાંબો વખતવેર વાત કરી છે, માટે મને બરાબર જણાવશે કે મારી બીચારી એ દીકરી પોતાની ઉપરનો મોટો ગજબ વીસરી જશે કે નહી?"

બરજોર એટલોજ જવાબ આપી શકયો કે "હું ઈચ્છું છું કે પીરોજા આ ગમખાર બનાવ થોડા દીવસોમાં વીસરી જાય.

"હા, મારી બી એવીજ ઉમેદ છે, પણ તે દીવસ આવે એવું મને તો જણાતું નથી. બીચારી બહુ જુવાન છે અને જીંદગીની શરૂઆતમાંજ બીચારીની ઉમેદો એવી તો ભરશટ થઈ છે કે જો એ બનાવ તેણી ભુલી જાશે નહી, તો મને મારી એ દીકરીની જીંદગી માટે મોટી ચીંતા રહે છે. દુનયામાં મોત અને જીવન તો હોયજ તો. નવલ અમને બી વહાલો હતો, પણ જયારે ખોદાયજીએ તેને બોલાવી લીધો તયારે આપણુ તેના બંદાનો શો ચારો? જુવાન જીંદગી

શું બાલીને ભસમ કરવાની હશે? મને તો ઘણી હોંસ થાય છે કે મારી એ દીકરી બેહેસતી નવજાનીજ માફક કોઈ બીજાને વહાલી થાય કે જેથી એ બીચારીની જુવાની પાછી બીલી નીકલે અને અમો માબાપને અમારી એ એકપુરી દીકરીની જીંદગી માટે હાલના જેટલી મોટી ફીકર અને ચીંતા રહે નહી. મેં બી દુનયામાં ઘણું જોયું છે, તેથી મને એટલી તો આશા રહે છે કે એક બે વરસ વીતાં આ બાબદ વીસરાઈ જવાશે અને પીરોજા પાછી પરણી હસતી રમતી થશે. પણ હું માનું છું કે જો પીરોજા પાછી પરણશે તો કોઈ એવાજ જવાનયા સાથ પરણશે કે જેને તેની આગલી જીંદગી સાથ કાંઈબી સંબંધ ન હોય."

કાકી નાજાંમાયનો આ અભીપ્રાય બીચારા બરજોરની આશાને વધારે ફટકો લગાડનારો હતો, પણ તે ધીરજવાલો હોવાથી નાજાંમાયનો આ વીચાર સાંભલીને તેણે પોતાની લાગણી સેહેજબી બહાર પાડી નહી.

રાતના ખાણું લીધા પછી બરજોર અને મેહેલાશાહને પેટ ભરી એકેક સાથ વાત કરવાની પુરતી અવકાશ મલી. બરજોરે પોતાના એ મુરબ્બી તરફથી તેવણના અભયાસને લગતી આગલી વીગતો જાણવાને ખાહેશ બતાવી હતી, જે ખાહેશ મેહેલાશાહે પુરતી પાર પાડવા પછી, તેવણે બરજોરને સલાહ આપવા માંગી કે "વકીલના ધંધામા હજી સારો લુમકો છે ખરો, પણ તે કાંઈ સહલાંઓથી મેલવાતો નથી. તે મેલવવા માટે બહુ સબુરી અખતયાર કરવી જોઈયે છે, પણ ઘણાઓ તેવી સબુરી રાખતાં કંટાલી જાય છે. મારા દીકરા તરીકે હું તો તને સલાહ આપું છું કે પુખત અભયાસ કરી પરીક્ષામાં પસાર થવા પછી, તારી ચેમબરમાં સવારથી તે સાંજવેર હંમેશ બેસી રહેજે અને કદીબી કામ ન હોય તોપણ બહાર જતો ના. સઘલા મુકદમાઓ ચાપીચાપીને વાંચજે, ધારાનેલગતાં ચોપાનયાઓનો ચાલુ અભયાસ રાખજે અને જયારે નસીબદેવી તારૂં

બારણું ઠોકી તને ચાંડલો કરવા આવે તયારે મોઢું ધોવા જતો ના. એટલે દીકરા બરજોર તને નાનામાં નાની ફીના મુકદમાબી જો મલે તો કાંઇબી ફીશયારી વગર તુરત બાપજી કરજે. નાની ફીવાલા મુકદમા ઉપરબી ખરી પ્રમાણીક લાગણીથી મેહેનત કરી ફતેહ મેલવવાનીજ નેમ રાખજે અને જો તું એ પ્રમાણેજ વરતશે તો હું તને ખાત્રી આપું છું કે તું બહુ ફતેહમંદ નીવડવાનો. પણ પેહેલાં મને જણાવ કે વકીલના ધંધાનો તને ખરેખરો ભીતરનો શોખ છે કે?"

"હા મેહેલાશાહ, મને એ ધંધાનો ખરેખરો ભીતરનો શોખ છે અને મારી નબલાઇબી જાણાતી હઉં છું કે એ ધંધામા મને મોટું નામ કાઢવા ગમે છે."

"તયારે બરજોર, તું જરૂર ફાવશે. મધયમ કાબેલીયતનો જેબી માણસ એક ધંધા યા કામમાં પડી તેની તરફ અંતઃકરણની ઉલટ રાખે, તો તેમાં તે ફાવવો જોઇયે. તું તો સારાં નસીબે મધયમ કાબેલીયત કરતાંબી વધારે ચઢતું મગજ ધરાવે છે."

વકીલના ધંધાને લગતી પેટ ભરી વાત કરી રહેવા પછી જયારે તે વીશે વધુ વાત કરવાનું કાંઇ બાકી રહયું નહીં અને જયારે તેઓ એકાદ મીનીટ બેસી રહયા, તયારે બરજોરને પીરોજાને આપેલી કબુલાત યાદ આવી જવાથી તેણે નવી વાત છેડી કે "મેહેરવાની નવલના ખુન વીશે મેં વારંવાર મારૂં મગજ બહુ ફેરવ્યું છે, પણ એ છુપાઇ ગયલા ભરમનો કાંઇબી પરદો હજી હું ખોલી કાઢી શકતો નથી. મેહેલાશાહજી, તમારા બોહોલા અનુભવ ઉપરથી આ ખુની વીશે તમો શું અનુમાન કરો છો?"

"બરજોર, હું તો કાંઇ અનુમાન કરતો નથી અને અનુમાન કરવા માટે આપણી પાસે કાંઇબી સાધન પડેલાં નથી. ડીટકટીવખાતાંના કાબેલ ખાનસાહેબ એવું અનુમાન

કરી ગયા છે કે બેહેસતીને હાથે કાંઈ ગેરઈનસાફી થયલી ધારી કોઈએ આ જખુન કામ કરયું હશે, પણ હું જયાં વેર જાણું છું તયાંવેર તો મરનારની જીંદગી તદન સવચ્છ હતી અને કાંઈબી કાલું ધાબું એ નીરદોશ જીંદગી ઉપર પડયું હોય એવું હું માનતો નથી. કોઈ ઓરત સાથેબી બીચારા બેહેસતી નવલે બાતકી વરતણુંક વાપરી હોય એમ હું માનીજ શકું નહી, કારણકે તેની બાલવયથીજ હું તેના અતલગના સંબંધમાં આવયો હતો."

બરજોરે દલીલ રજુ કરવા માગી કે તયારે બેહેસતીના કોઈ દુશમને એ જખુન કામ કરયું હોય એ વીચાર તો તદન તયાગ કરવો જોઈયે, પણ તયારે બીજો સવાલ ઉભો થાય છે અને તે એકે કોઈ તમારા દુશમને તો તમારી ઉપર કીનો લેવા માટે તમારા આ બીચારા નીરદોશ જમાઈને આવો રેહેંસી નાખયો નહી હોય? મોહોલા ઘરાકીવાલા પેહેલા દરજજના વકીલ તરીકે ઘણા બદમાશોને તમોએ તમારા દુશમન કરેલા હોવા જોઈયે?"

"હા, જે આસામીઓને તેઓની બુરી ચાલ માટે મારા કુલોને નુકસાન કરવા માટે હું બંધીખાને મોકલાવવાને ફતેહમંદ નીવડયો હોઉં, તેઓ મારી તરફ સારી લાગણી ધરાવતા ન હોય એ તો સવભાવીકજ છે. પણ ગમે એવો મુજી માણસબી તેટલાંને માટે શું આવા એક નીરદોશ આસામી ઉપર જખુન કીનો લેવાને તઈયાર થાય? નહી, તે તો હું નથી માનતો."

"કાં મેહેબાશાહ શેઠ, બીચારા કલકતાવાલા મી૦ જસટીસ નોરમનને એક મુંજી તોહોમતદારે એવાજ ખયાલથી રેહેંસી નાખયો હતો કેની?"

"પણ બરજોર, તે તો એક ઝનુની ફેરાવન પઠાણ હતો, કે જે એક બીજા ધરમવાલાને મારી નાખવામાં બેહેસતમાં જવા જેવું સમજતો હતો. પણ આપણે તો પારસી છીયે

અને ગમ એવા ઝનુની પારસીથી આવું મુજી કામ તો કરે નહી."

બરજોરે એવી દલીલ રજુ કરી કે "ખુની પારસી નહી હોય, પણ હીંદુ યા મુસલમાન યા ગોવેનીસ હોય અને તેની મતલબ કાંઇ નવજને મારી નાખવાની ન હોય, પણ ભુલમાં તમને ધારીને તેણે નવજને મારી નાખયો હોય?"

"ખુની બીજી જાતવાલો હોય, એ હું કબુલ કરૂં પણ મને મારવાની તો તેની નેમ હોયજ નહી, કારણકે હું કાંઇ તે મકાનમાં રહેતો ન હતો. અને જો મનેજ મારવા આવયો હોય તો તેને ખબર હોવીજ જોઇયે કે તે વખતે હું કાંઇ મુંબઇમાં ન હતો. તોપણ હું કબુલ કરૂં છું કે આ દુનયામાં એવી કોઇબી ચીજ નથી કે જે નહીજ બની શકે એમ આપણે ખાત્રીપુરવક કહી શકયે. પણ આ બાબદ તો બહુ બહુ ગુંચવણમાં વીતલાઇ ગયલી છે અને તે ઉપર હવે વધુ મગજ કસવામાં કાંઇ સાર નથી. સઘલાંનાં ભલાં માટે તે જલદીથી વીસરાઇ જવી જોઇયે. કદાચ ૧૦ વરસેબી પાપ ખુલયા વગર રહેશે નહી અને તયારે એ મુજી ખુની પોતાના ઘટતે ફેજે પુગશે."

બરજોરે નીસાસા સાથ જણાવયું "પણ પીરોજા તો એમ કહે છેની કે બેહેસતીના ખુનનો કીનો લેવાયલો જોવા વગર તેણી જંપીને બેસનાર નથી."

મેહેબાશાહે ટીકા કરયા "મરાઠા લોકનો ખવાશ તેણીમાંબી કેટલોક ઉતરેલો લાગે છે, કારણ કે તેણીના ઘમાવાના કુટુંબે દખણમાં ઘણા વરસો ગુજારયાં હતાં. એક મુંબઇગરો પોતાના અનંત દુ:ખ વખતે તે દુ:ખ સીવાય બીજી કાંઇબી ચીજને યાદ કરે નહી, જયારે મારી આ કમનસીબ દીકરી પોતાના આવા મોટા ગમમાંબી કીના માટે તલપે છે! એ દખણના પાણીની ખાંમી ન હોય! મારી બીચારી પીરોજાની એવી હાલત મને વધારે દુ:ખી બનાવે છે, જેથી

તેણીનો દુઃખી ચેહેરો મારાથી લાંબો વખતવેર જોવાઇ શકાતો નથી. હું ઇચ્છું છું કે હવે ગઇ ગુજરી ભુલી જઇ દુનયાના ચાલતા આવેલા નીયમ પ્રમાણે ઘટતો વખત આવે તયારે પીરોજા પાછી સંસારમાં પડવાને તઇયાર થાય. તેણી આટલી જવાન જીંદગીમાંથીજ દુનયાદારીના સુખથી દુર રહે તે વીચારજ મારેથી તામોસ થઇ શકતો નથા. તેણીની ખુબસુરતી તથા પાંચ પઇસાની સુખી હાલત મુજબ તો મોટે ઠેકાણે તેણી પાછો સંબંધ કરી શકશે. બરજોર, આવા વીચારો જાહેર કરવા માટે તું કાંઇ મનમાં મારે માટે બુરૂં લાવતો ના, કારણકે દરેક સમજુ માબાપની ફરજ પોતાનાં ફરઝંદોને સુખી જોવાની તથા સુખી કરવાની હોય છે."

બરજોરે મેહેલાશાહના ઉપલા સખુનો ઉપરથી સપશટ જોયું કે તેની જીંદગીની એકલી ઉમેદ એ શેઠ તરફથી તો કદીબી પાર પડે નહી, કારણકે તેવણ તો પોતાના પઇસાના કઉવતને લીધે વધારે ઉંચા કુલનો લોભ રાખે છે. પણ જયારે પીરોજા પોતેજ કાંઇ મચક આપે નહી તયારે મેહેલાશાહની મરજીયા ના મરજી કામનીબી શું? પીરોજા તરફનો ઉમેદનો એક નાનો કતરોબી માબાપની ગમે એવી મેહેરબાની કરતાં બહુ વધારે ફાયદાકારક અને આશાવંત થઇ પડે. તેના મનની મોટી ઉમેદનો એકલો આધાર પીરોજા ઉપર હતો, પીરોજા એકલીજ જો ચાહે તો તેને સુખી કરી યા સદાની નીરાશીમાં રાખી શકે.

બરજોર જે દીને મેહેલાશાહની પરોણાગત ચાખી પોતાના કાલેજના અભયાસમાં પાછો રોકાવા જનાર હતો, તેને આગલે દીને સાંજના "કારા બંગલા" ના કમપાઉંડમાં નાજાંમાય સાથ ફરતા ફરતાં દુરથી ગુસતાદને પોતાના મકાનના બાગમાં એક ખુરશી ઉપર વાચતાં બેઠેલો જોઇ તેણે નાજાંમાયને સવાલ કરયો કે "આ ગુસતાદના દીકરાને હું ખાત્રીપુરવક ધારૂં છું કે મેં પુના ખાતે જોયો છે અને

કેવું અચરતીભરયું કે પોતાનો ઓવાયલો દીકરો પોતાથી આટલો નજદીક રહેવા છતાં તેને પાછો મેલવવાની એ ગુમતાદ સેઠજીની દરકાર રાખતો નથી! નાજાંમાય, મેહેરબાની કરીને તમો એ ગુમતાદને જણાવો નહી કે તેનો દીકરો મને પુને મલયો હતો? જો એ ગુમતાદ કહે તો હું પાછો પુને જઈ એ દીકરાના વધુ પતો મેલવી આવું.”

નાજાંમાયે જવાબ આપયો “એ બીચારો કમનસીબ ગુમતાદ પોતાના બીજાં સંકટોથી એટલો તો સખત હઈડાંનો થઈ ગયલો દીસે છે કે, પોતાના એકપુરા ઓવાઈ ગયલા દીકરા માટે સેઠજેણી દરકાર રાખતો નથી.”

“પણ તમો કાંઈ એ ગુમતાદની આગલી તવારીખ જાણતાં હશોની?”

“દીકરા, હું તો ફક્ત એટલુંજ જાણું છું કે એ ગુમતાદને પોતાની બાયડી સાથે કાંઈ ઝાઝું સારૂં હતું નહી અને બાયડી દુઃખી જીગરે આશરે ૧૫ યા ૧૬ વરસની વાત ઉપર મરણ પામી તયારે એ ગુમતાદ પોતાના એકપુરા નાના દીકરા સાથ બહુ લાચાર હાલતમાં આવવાથી મારા ઉભરાયા મેહેલાશાહે આગલી ઓલખાણ પીછાણથી દયા કરીને આ સામેનું મકાન એને મુફત રહેવા આપયું છે, તથા બીજી નાણાં સબંધી પણ મદદ કરે છે. એ ગુમતાદ બહુ કુંજરો છે, કોઈની સાથ ભેલાતો નથી અને આખો વખત મકાનમાં ભરાઈ રહીને વાંચયા કરે છે યા લખે છે.”

બરજોરે ઉલટમાં આવી સવાલ કરયો “હું એ ગુમતાદને જઈને મલીને તાલ તલાવતથી તેના એ દીકરા વીશે વાત કરી આવું તો તમને કાંઈ અડચણ તો નથીની?”

“બરજોર, એમાં અડચણ શું હોય? બાપ અને દીકરા વચે પાછો સંબંધ બંધાય, તો હું બહુ ખુશી થાવું, કારણકે આ દુનયામાં દીકરા સીવાય બીજું કોણ વધારે

કામ જાણવાનું હતું ? પણ હું નહી ધારતી કે એ ગુમસ્તાદ તુંને કાંઈબી મચક આપે. તું તેમાં અપમાન ના ગણતો, હ?"

"અરે એમાં અપમાન શાનું ? આપણી નેમ સારી હોય તો અપમાનબી થાય તેમાં શું મુજબો?"

બીજી કેટલીક વાતચીત કરવા પછી ઘરમાં કાંઈ કામ હોવાથી નાજમાય બંગલામાં ગયા અને બરજોર કપડાં પેહેરીને ફરવા નીકલી પડયો. ગુમસ્તાદના મકાન આગલથી પસાર થતાં તેને હજી બાગમાં ખુરસી ઉપર બેસીને વાંચતો જોઈ બરજોર ધીમે પગલે બાગમાં દાખલ થયો અને સભ્યતાથી સલામ કરી જણાવયું કે "સાહેબ મેહેરબાન ગુમસ્તાદજી શેઠ, કેમ છો, સારી પેઠે તો બરા ?"

ગુમસ્તાદે વરતમાનપત્રમાંથી પોતાની નજર બહાર કાઢી અચરત થઈ આ નવા આવનાર સામે જોઈ જાણે તેની હાજરી પોતાને બહુ અણગમતી હોય એવો ખુલ્લો દેખાવ કરી ટુંકો જવાબ આપયો કે "સાહેબજી."

બરજોર એવો કાંઈ હઠયો નહી અને ગુમસ્તાદને વાતમાં પાડવા માટે આગલ ચલાવયું કે "હું ધારૂં છું કે તમો મને ભુલી ગયા હશો ? હું મનજીભાઈ સોલાઈનાનો વડો દીકરો થાઉં છું. તમારા મકાન આગલથી મારા કાકાજીના "કારા બંગલા" માં જતા તમોએ મને વારંવાર જોયો હશે ? વલી મેહેલાશાહ શેઠેબી કદાચ મારે વીશે તમારા સાથ વાત કરી હશે ?"

ગુમસ્તાદે દેખાઈતી કેટલાક તુંડાઈભરયો જવાબ આપયો કે "મારા ઘર આગળથી જેઓ પસાર થાય તેઓની તપાસ રાખવાનો મારો નીયમ નથી. મેહેલશાહ શેઠ મેહેરબાની કરી મને આ મકાન વાપરવા આપયું છે, માટે હું તેવણનો આભારી છું, પણ તેથી કાંઈ એવું ઠડતું નથી કે તેવણના જે પરોણાઓ આવે તેઓને બેઠા બેઠા હું જોયા કરૂં."

બરજોર આ અપમાન બરાબર સમજી ગયો પણ તેણે કાંઈ તેની પરવાહ કરી નહી. તેણે એટલુંજ જણાવયું કે "તયારે તો ગુસતાદજી, તમારા મકાનમાં તમને કંટાલો આપવા માટે આવવા થકી હું ક્ષમા માગું છું. પણ હું તો એક બહુ નાજુક બાબદ ઉપર તમારી સાથે વાત કરવા આવયો હતો અને તે વાત કરતાં જો એક જુનો થયલો ઘા પાછો દુઃખાય તો હું ધારૂં છું કે તમો મને માફ કરશો."

ગુસતાદ ચેતી ગયો, તેણે વધારે "જોલાબી" મોહું કરયું અને વધારે ખુલ્લા અણગમાના દેખાવ સાથ તુંડાઈભરયો જવાબ આપયો "જુના થયલા ઘા વીશે કોઈની સાથ તકરાર કરવાની મારી ખાહેશ નથી. એ મારા ઘા અને મારાં સંકટો મારી પોતાની મીલકત સમાન છે, જેમાં કોઈ બીજાએ શું કામ આડે આવવું જોઈયે છે?"

બરજોરેબી આવું જોઈ ચમટો અમરાવયો કે "પણ ગુસતાદજી, તમારા પોતાનાજ ઘાની આ કાંઈ વાત નથી, ખરેખર હું તો એક બીજા આસામી વીશે તમારી સાથે વાત કરવા આવયો છું, કે જે આસામી તમને ખચીત તમારી જીંદગીના જેટલોજ વહાલો હોવો જોઈયે."

"મને બીજા કોઈબી આસામી સાથે કાંઈબી લાગતું વલગતું નથી."

બરજોરે ઘંતેજારીથી ગુસતાદના મોઢાં તરફ નીહાલીને સવાલ કરયો "શું તમારા એકપુરા દીકરાની જીંદગી સાથેબી તમને કાંઈ નીસબત નથી?"

તુચછકાર સાથનો જવાબ મલયો કે "એકપુરા દીકરા સાથેબી મને કાંઈ લાગતુંવલગતું નથી. એ દીકરો પોતાની મરજીથી મને છોડી ગયો અને તે દીવસથી મારો તેની સાથનો સંબંધ પુરો થયો. આ દુનયામાં હું એકલોજ વસ્તુ છું—હા, આ દુનયામાં મારૂં બીજું કોઈબી નથી."

"તયારે તમારૂં એકલાપણું દુર કરવા માટે જો હું તમને જણાવું કે તમારા એ દીકરાને મેં પુના શેહેરમાં જોયો છે, સુકાયલી સોરાયલી હાલતમાં જોયો છે, તો તમારૂં જીગર તેની તરફ પાછું પીગલે કે?"

"નહી! મેં તમને કહયું છે કે આ દુનયામાં કોઈબી એશી સાથે હવે મારો સંબંધ નથી. હું એકલો અટુલોજ મારા કુટુંબમાં બાકી રહયો છું."

આ બોલો બોલીને ગુસતાદે નયુસપેપરને વાલીને બદયાનના ગજવામાં મેલયું અને પોતાના મકાન તરફ નજર કરી જાણે તયાં જવાની તલપ કરી, જેથી બરજોરને રૂખસદ લેવા સીવાય કાંઈ છુટકો રહયો નહી.

તોપણ તે બોલયો કે "સાહેબ મેહેરબાન, તયારે તો હું જાઉં છું."

ફકટ જવાબ મલયો કે "સાહેબજી" અને ગુસતાદ પોતેજ પોતાના ઘરનો રસતો પકડયો, જેથી બરજોરને દુઃખી હઈડે તયાંથી રૂખસદ લેવાની ફરજ પડી.

જતાં જતાં બરજોરે ગુસતાદ વીશે શું વીચાર બાંધયો તે જણાવવાની કાંઈ જરૂર નથી.

---

## પ્રકરણ ૧૮.

## સોરાબ અને તેહેમીના—તેહેમીનાએ ફોડેલો ભરમ.

મનજીભાઈ મેનાભાઈ સોલાઈનાનો નાનો દીકરો સોરાબ પોતાના પીતાની કાપડની પેઢી ઉપર તેવણના મદદનીશ તરીકે કામકાજમાં બહુ ઉલટથી મંડી ગયો હતો.

મનજીભાઈએ પોતાના એ નાના દીકરાને પેઢીમાં દાખલ કરતી વખતે તેની એવી ઉલટની આશા રાખીજ ન હતી, પણ એ દીકરાનેબી પોતાને આવી સરસ રીતે મદદ કરતો જોઈ

હરખાઈ જઈને મનજીભાઈએ એક સવારના નાસતા ઉપર જણાવયું કે "સોરાબ, ખરૂં કહું છું કે મેં તો તારે માટે એવી આશા રાખીજ ન હતી. હું તો ધારતો હતો કે તું તથા તારી બેહેનો મોટી મોટી ચોપડીઓ વાંચવામાં અને તે ઉપર તકરાર કરવામાં એટલાં બધાં રોકાયલાં રહેવા માંગો છો, કે જીંદગીનાં જરૂરજોગાં કામકાજમાં તમો કોઈ દીવસેબી ફતેહમંદ નીવડો નહી. દીકરા, હું ખુશી છું કે મારી એ અટકલ ખોટી પડી છે."

"બાવાજી, એક ઉદયોગી પરમાણીક વેપારીનો બેટા જો પોતાના બાપને એવો કામ ન લાગે તો તેનું જીવતરજ બલયું. હું જલદીથી પેઢીમાં તમારો જમણો હાથ થઈ પડવા માગું છું." આવો જવાબ પોતાના પીતાને આપતાં સોરાબનાં મનની એવી મુરાદ હતી કે જો પેઢી ઉપર તે ખરેખરો જમણો હાથ થઈ પડે, તો પોતાની માનીતી તેહેમીનાની સાથ પરણવાની પોતાની ખાહેશ બાવાજી આગળ રજુ કરી દઈ તેવણની નાખુશી હોય તોબી મંજુરયાત મલવી દીયે.

પણ તે વાત કરવાનો હાલ વખત ન હતો—પેહેલો તો સબબ એ કે તેહેમીનાએ તેની પાસે કબુલાત કરી લીધી હતી કે, એક વરસ વેર તેમના અદરાવાની વાત બીજા કોઈનાબી આગલ જણાવવી નહી, અને બીજું તો એ કે તે પોતાના પીતાની પેઢીમાં તે એટલોબધો પગભર થયો ન હતો.

પણ સોરાબનો એખલો જીવ તેહેમીનામાંજ હતો. તે પોતાનાં ઘરની આગલી ફરજો વીસરતો ગયો હતો, અને તક મલતાંજ તેહેમીનાનાં મકાનમાં પોતાના કહેવાતા અનંત વહાલા મીત્ર જમશેદજી સુકલપને મલવાને મસે જયા કરતો. બરજોરની વીદાયગીરી પછી આ નાનો ભાઈબી હવે તો સાથે ફરવા હરવા જવા માટે કામમાં આવતો નથી, એવી ફરીયાદ સોરાબની બેહેનો વારંવાર કડવાસથી કરતી હતી. સોરાબ સુંદર હલક ધરાવતો હતો, તેમજ વાયોલીન અને

હારમોનીયમ વજાડવામાં અચ્છો ગણાતો હોવાથી, તેની બેહેનોને પોતાના ઓળખાણવાલા મીત્ર કુટુંબોને તયાં સોરાબની સાથે જવામાં વધારે આવકાર મલતો હતો, જેથી તેની ગેરહાજરી એ બેહેનોને વધારે પજવનારી થઈ પડી હતી.

મારચ માસની આખેરીના એક રવીવારે બપોરથી સોરાબ પોતાના મીત્ર જમશેદને મલવાને મસે તેહેમીનાનાં મકાનમાં ગયો હતો. તેહેમીનાનાં માતાજી આસોબાઈ દરરોજ બપોરના બે કલાક ઉંઘ ખેંચી કહાડતાં હતાં, જયારે તે દીને તેણીની બેહેન મનીજેહ કોઈ બેશીને તયાં સવારથી ગઈ હતી. બંગલામાં જમશેદ તથા તેહેમીના એખલાંજ હતાં અને જમશેદને બાગબાનીનો ખુબ સારો શોખ હોવાથી, તેની માંગણીથી પાછલા પોહોરના ત્રણ કલાકે એ ત્રણે જણા બાગમાં ગયાં. જમશેદ માલી સાથ નવા નવા કયારા બનાવવાના કામમાં મશગુલ થઈ ગયો, જયારે થોડેક દુરથી એક મોટાં ઝાડના છાંયા તલે મેલેલા બાજટ ઉપર કોઈ ન સાંભલે તેમ નીરાંતે બેસી વાત કરવાની તેહેમીના તથા સોરાબને સારી તક મલી.

તેહેમીનાએ સોરાબને પેહેલાં તો બહુ ચોંકાવનારી ખબર આપી કે "મારાં માયના મામી સુતરીઆના સુનાબાઈ પોતાના કુટુંબ સાથ રાબેતા મુજબ ગરમીની મોહોસમ ગુજારવા માટે મહાબલેશવર ખાતે પોતાના બંગલામાં પધારયાં છે અને મારાં માયજીનાં કુટુંબને પણ તયાં આવવાનું નોતરૂં થયાથી, હું આવતા બુધવારે મારી બેહેન મનીજેહ સાથ મહાબલેશ્વર જનાર છું."

બહુ નીરાશ થઈ જઈ સોરાબે સવાલ કરયો "તેહેમીના, મહાબલેશ્વરથી કયારે પાછાં ફરશો? હું ઇચ્છું છું કે મહાબલેશ્વરમાં એકુ પારસી હોટેલ હતે, કે જેથી હુંબી મારી બીગડી ગયલી તનદરોસતીના સુધારા ખાતર મારા બાવાજીની રજા લઈ બે ત્રણ અઠવાડયાં મહાબલેશ્વરની હવા ખોરવા આવતે."

તેહેમીનાએ જવાબ આપયો "બે માસ તયાં રહી અમો જુન માસની શરૂઆતમાં મુંબઈ પાછાં ફરશું. હા બરજોર, તમે જો કોઈ મીત્રને તયાંબી મહાબલેશ્વર આવશો તો મારાં મોટાં મામીજી સાથ એકજ વખત તમને ઓળખાણ કરાવયાથી, સુનાબાઈ જરૂર તમોને અમારાં બંગલામાં તેડયા વીના રહેનાર નથી. સુનાબાઈનો એકપુરો દીકરો હાલીબી ઘણો ભિસરાઉ છે."

વધારે નીરાશ થઈ સોરાબે જવાબ આપયો "પણ કોણ મીત્રને તયાં આવું? એક હોટલ હતે તો પછી કાંઈ ફીકરજ ન હતી."

તેહેમીનાએ બહુ હશીને જવાબ આપયો "સોરાબ, તમો કેવા નબળા! માટીડાએ તો હીમત રાખવી જોઈયે! જયાં મરજી હોય તયાં ૫૦ મારગ નીકલી શકે!"

સોરાબે ઢાવકા મોહાં સાથ જવાબ આપયો "હા તેહેમીના, એ કહેવત તો ખરી, પણ બંધીખાનાના બંધીવાનો બહુ ખાહેશ રાખે છે કે બંધીખાનામાંથી નીસરી જવું, પરંતુ તેઓની એવી અંતઃકરણની મરજી છતાં બંધીખાનામાંથી નીકલી જવા માટે ૫૦ ને બદલે તેઓને એકબી મારગ જડતો નથી!"

તેહેમીનાએ હસતે મુખડે જણાવયું "વારૂ તયારે હું મહાબલેશ્વર જઈને તમોને લખી જણાવીશ કે તયાં આવવાની તમારે માટે કેમ ગોઠવણ થઈ શકે? મોટાં મામીજી સુનાબાઈ સાથ એકવાર તમારી પીછાણ થશે, તયારેજ તમોને જણાશે કે તેવણ કેટલા બધા બોલકણાં તથા હસમુખાં છે. તમારૂં એક વખત ગાયન સાંભલયા પછી મારી ખાત્રીજ છેકે સુનાબાઈ તમોને આગ્રહબી કરશે કે અમારાજ બંગલામાં થોડાક દીવસ સાથે રહેવું."

સોરાબે હરખાઈને જવાબ આપયો "તયારે તો તારાં મામીજીને વધુ હરખાવા માટે હું જરૂર સરસ ગાયનો ગાઈશ."

આ સઘલી વાતચીત વખતે તેહેમીના પોતાનાં ગજવાંમાંથી સોપારીના કટકાઓ કહાડીને ખાતી હોવાથી, સોરાબે જરા વધુ હીમતવાન થઈ જણાવયું "વહાલી તેહેમીના, જો તું સોપારી ખાવાનું રફતે રફતે છોડી દીયે તો મને કેટલો બધો વધુ હરખ ઉપજે!"

"કાંય! સોપારી ખાવી શું એક ઓરતનો સણગાર નથી?"

સોરાબે અચરત થઈ પુછયું "તયારે આજના વખતની છોકરીઓ સોપારીના ડુચાને ડુચા મોંહમાં દાબે છે, તે શું એક ફેશનએબલ સણગાર તરીકે કે? તેહેમીના, કોમલ સ્ત્રીઓની તનદરોસતીને આ સોપારી કેવું નુકશાન કરે છે તેનો તને કાંઈ ખયાલ છે? મારા એક તબીબ મીતરે તો એક વખત મને એટલાં વેર કહયું હતું કે સોપારી તો એક જાતના લાકડાંના કટકા છે અને આપણી સ્ત્રીઓમાં ખહીના બુરા રોગનો વધારો કરવા માટે એ લાકડાના કટકાઓ બહુ ઉપયોગી થઈ પડે છે."

તેહેમીનાએ હશીને જવાબ આપયો "તયારે જમાનાઓ થયા હીંદુ અને પારસી બઈરાંઓ સોપારી ખાતાં આવમાં છે, તેઓ સઘલાંજ ખહીથી પીડાય છે કે! મારાં માયજી પોતાની જુવાનીમાં બહુ સોપારી ખાતાં હતાં, જયારે મામી સુનાબાઈ તો હમણાવેર પુશકલ સોપારી ખાય છે અને તોપણ તેવણ બાવલની ગાંઠ જેવાં જોરાવર છે! સોરાબ, ખાધા પીધાથી કોઈબી સીક પડતું નથી, એતો ઓટો ધખારો છે. જેઓની દેહ નબલી હોય તેઓને માંદા પડવા માટે એ ફકત બહાનાજ તો!"

સોરાબે વધારે હીંમત પકડી જણાવયું "પણ હું તો મારી માહોરદારને વધુ સોપારી ખાતી જોઇ ગભરાયા વીના રહું નહી."

વધારે હસતે મુખડે તેહેમીનાએ નખરાં કરી જણાવયું "અને જયારે હું મીસીસ સોરાબ સોલાઈના થાઉં, તયારે હું ધારૂં છું કે તમો તો મારો સોપારીનો લવાજમ એકદમ બંધ કરી નાખશો!"

"નહી તેહેમીના, હું મારાં ભણીશનાં ઘરમાં જુલમી થવાનો વીચારજ રાખતો નથી, પણ એટલું તો ખરૂં કે મારી મોહિરદારને પટાવીસટાવી કાલાવાલા કરી, એ બુરી ટેવ છોડાવવાની મારાથી બનતી મેહેનત કરૂં ખરો."

"તે તો હવે પછી જોવાનું છે!"

પણ તેહેમીનાના એટલાં બધા નખરાં તથા સોરાબની સાથ રાખેતા કરતાં વધારે હસીને તેને વધારે "મોમ" કરવાનો સબબ શું? તે સબબ જલદીથી જણાઈ ગયો. બીલાડી કોઠલામાંથી જલદીથી બાહેર નીકલી પડી!

તેહેમીનાએ નખરાં વધારે ચાલુ રાખીને સોરાબને જણાવયું "સોરાબ, મહાબલેશ્વર જવા પછી થોડા દીવસમાં હરીદામ થવા બાદ હું જયારે તમોને લખીને જણાવું તયારે મારા સમ જો, તયાં આવવાને ભુલતા ના. આપણને તયાં કેવી સારી મજાહ પડશે, તેનો વીચારજ મને બહુ હરખાવે છે, પણ ફકત એકજ બીજા વીચારથી મારો જીવ સદાનો ઉદાસને ઉદાસ રહે છે."

સોરાબે બહુ બેતેજારીથી સવાલ કરયો "તેહેમીના, તુંને શાની ઉદાસી હોય? મને જણાવી દે અને તે દુર કરવા માટે મારાથી બનતું કરવાને હું કદી ચુકાશ નહી."

તેહેમીનાએ તક આવેલી જોઈ ઠરે પેટ ખુલાસો કરયો કે "સોરાબ, હું મારૂં નાણાં સંબંધી બજેટ તમારી સનમુખ આજે ખુલ્લું કરવા માગું છું. જો બજેટમાં આવલું પાસું હોય તો તમો મને મદદ કરશો કેની? હા, મારૂં બજેટ મોટી રકમની ખોટ બતાવે છે અને તે કોણ પુરે?"

બહુ અચરત થઈ સોરાબ બોલી ઉઠયો "તેહેમીના, તું કરજમાં!"

"હા, કમનસીબે હું કરજમાં છું, એ તમુને કદાચ અચરતી ભરયું લાગતું હશે. નહી કાંય અચરતીભરયું લાગે, જયારે કેટલાકો કહે છે કે પાન સોપારીનો મખવાસ તથા નાણાં સંબંધી કરજ એ તો ફકત મરદોનીજ બદીઓ હોવી જોઈયે! હા, અમો સ્ત્રીઓ કયાં વેપાર કરયે કે વેપલામાં ખોટ આવે? પણ આજના વખત પ્રમાણે કુટુંબના નામનો ટેક રાખવા, તમારા જેવા એક જવાનને સુંદર બાયડી માટે વધુ મગરૂર કરવા, બીજા જવાનોની અદેખાઈમાં લાવવા માટે કપડાં ચપડાં ઉપર મોટા ખરચ કરવો પડે છેની? આજે ચીનાઈ કાપડના ભાવ કોણ પુછે છે? વેલાતી કાપડ ઉપર વધુ મારો અને હુંડયામણને લીધે કાપડ કેટલું મોંધું થઈ ગયું છે, તે કાંઈ તારાથી છુપી વાત છે? મારની આગલ પૂંડાં ચીતરવાની જરૂર શી? જોની સોરાબ, મારા બેહેસતી બાવાજીના વશયતનામાની રૂએ તેવણની રોકડ પુંજીનાં વયાજ તથા મીલકતના ભાડાંમાંથી મારાં માયજીને દર મહીને રૂ૫૦૦ મલે છે, જયારે બાકીની આવક મારા ભાઈ લે છે. ભાઈ ઘરના ખરચમાં તો કાંઈ ફાલો આપતા નથી, જેથી બીચારાં માયજીને આખું ઘર ચલાવવું પડે છે અને તેવણે એવો નીયમ રાખયો છે કે અમો બેઉ બેહેનોને દર મહીને પચાશ પચાશ રૂપયા આપવા, જેમાંથી અમોએ અમારાં કપડાં ચપડા વગેરેનું સઘલું કાઢી લેવું."

સોરાબે દુઃખી હઈડે સવાલ કર્યો "તયારે તેહેમીના, આ તારૂં કરજ કપડાં ચપડાંને લીધેજ વધી ગયું હશે?"

"હા, કપડાં ચપડાં, બુટ અને એવી બીજી એક ફરનાર હરનાર છોકરીને મંડલીમાં ટકાવી રાખવા માટે જરૂરની સંખયાબંધ ચીજોની ખરીદીથીજ તો. હા, હું કબુલ કરૂં છું કે કમનસીબે મેં એવી ખરીદીઓ બહુ ઉડાઉ ધોરણે

ઉપર કરી હતી, પણ હવે મહાબલેશ્વરની આ છેલ્લી મોજ માટે જરૂરનાં કેટલાંક નવાં કપડાં ખરીદવા પછી હું ખચીત મારા માસીક લવાજમમાંથી સારી રકમ બચાવતી રહીશ અને પરણ્યા પછી એવો ખરચ તો બહુ જુજ થવાનો. મહાબલેશ્વર જઈયે અને ગવરનરની પારટીમાં યા કોઈ મોટ ખાંચરેની પારટીમાં જવું પડે, તો નવાં કપડાં વગર બહુ નબોજું તો જરૂરજ લાગે!"

પોતાની ભવીશની કહેવાતી મોહોરદારના એશકી ફાંકડાં કપડાંઓ માટેના આવા વીચારો જાણવાથી દેખઈતા દુઃખી થયલા સોરાબે સવાલ કરયો "મારી મદદ કેવા પરકારની તુંને જોઈયે છે?"

"વલી કેહેવા પ્રકારની! જો તમારાથી બની શકે તો રૂ૫૦૦ ની એક રકમ મને ધીરો અને દર ત્રણ ત્રણ મહીને હું રૂ૧૦૦ ના હફતામાં તે પાછી વાલીશ."

બીચારા સોરાબની પોતાની નાણાં સંબંધી હાલતબી કમાં ચઢતી હતી? તેહેમીનાને ભેટો આપવા માટે તથા તેણીને ખુશી રાખવા માટેના બીજા જરૂરજોગા ખરચ માટે, તેના માસીક દરમાયા ઉપર મોટી કાતર ચાલતી હતી અને વલી તેણીના ભાઈ પાસેથી ખરીદેલા ઘોડાનું નાણું તો હજી પગાર કરવાનું હતું. બીચારા સોરાબ પાસે આ ઘોડાનું નાણું પાછું પગાર કરવા ઠરી બચાવી બચાવી સંઘરેલા ફક્ત રૂ૪૦૦જ હતા અને બાકીના રૂ૧૦૦ તે કયાંથી લાવે? તેણે વીચાર કરયો કે તેહેમીનાએ આ પેહેલીજ માંગણી કરી છે અને જો ના પાડશું તો સઘલો ભરમ દુર થઈ જશે, એટલે તેહેમીનાના મનમાં આવશે કે રૂ૫૦૦ ની નાની રકમબી તે ધરાવતો નથી. રૂ૫૦૦ની રકમ તો તેણીને આપવીજ જોઈયે પછી રૂ૧૦૦ ની બાકીની રકમ કાલા ચોરને તયાંથીબી તુરત મેલવવી.

બીચારા ગભરાયલા સોરાબે તેણીને જવાબ આપયો કે "તેહેમીના તારી હાલની હાજત માટે રૂ૫૦૦ ની રકમ હું ખુશીથી કાલ પરમ દીને તુંને આપીશ, પણ હું પુચ્છું છું કે હવે તું તારો ખરચ ઘટતી કરકસરથી ચલાવે."

તેહેમીનાએ જણાવયું "કરકસરના ભાશાંણ કરતાં તો ઘણાઓને આવડે છે પણ કોઇ મારગ બતાવી શકતું નથી. વારૂ હું ભવીશ માટે વધારે સંભાલ રાખીશ, પણ આ જરૂરની રૂ૫૦૦ ની રકમ આવતી કાલેજ મને આપે તો ઠીક."

"હા બનતાંવેર હું કાલેજ તુંને આપીશ."

આ અણગમતી વાત આગલ વધે તેટલામાં તો જમશેદનું કામ પુરૂં થવાથી તે તયાં આવી પુગો અને એ વાત અહીયાંજ અટકી. બીજી કેટલીક વાતચીતમાં વખત ગુજારવા પછી સાંજના ૬ કલાકે સોરાબ તયાંથી નીકલી પોતાને ઘર ગયો. જે હરખ અને ખુશાલ વીચારો સાથ તે બપોરના પોતાને ઘરથી આવયો હતો, તે કરતાં જુદાજ મામલા સાથ તેણે ઘર પાછું જવા માંડયુ હતું. પોતાના પીતાની અછી તાલીમથી કરજને નામેજ તેને મોટી ધાસતી હતી અને એક ઘોડો ઉછીકો ખરીદવા માટે દરરોજ ચીંતાતુર રહી તે પસતાતો હતો. એ કરજ જલદીથી ભરી દેવાને તે તલપી રહયો હતો તેટલામાં તો તેહેમીનાએ તેને નવા કરજમાં પડવાની માગણી કરી હતી.

પોતાની ભવીશની બાયડીના આવા લખલુટ ખરચથી ભવીશ કેમ જશે તેને લગતા કેટલાક ખયાલોથી તે ગુંચવાઇ ગયો હતો, પણ તેને વધારે ફીકર લાગતી હતી તે એ હતી કે આ બાકીના રૂ૧૦૦ કયાંથી લાવું. વલી થોડા દીવસ રહી ગોઠવણ મુજબ જમશેદ પોતાના વેચેલા ઘોડાના પઇસા માગશે તો તેનું કેમ? આવા ગુંચવાયલા વીચારોમાં તે બહુ દુઃખી હઇડે પોતાને ઘેર આવી પુગો.

દુ:ખ ઉપર ડાહમ રાતના ખાણા ઉપર તેની બેહેનોએ તેહેમીનાના બંગલામાં આખી બપોર કેમ ગુજારી તેને લગતી વાતો ચલાવવા માડી. આ વાત તો જેમ તેમ ટુંકમાં પતાવી કાઢી, તયારે મોટી બેહેન ગુલાંએ બાવાનું ધયાન ખેંચયું કે "બાવાજી, ભાઈ તો હરખ સાથે દોસતદારને ઘર બપોરથી ગયા પણ દોસતદારની બેહેનોએ તો રાતના ખાઈને જવાનું જુઠાઈએ નોતરૂં દીધેલુંબી લાગતું નથી!"

આ ચેસટાથી સોરાબનું બહુ પાકી આવયું, પણ કરે શું? તે એટલોજ જવાબ આપી શકયો કે, "બેહેન, તું કેમ જાણે કે તેઓએ મને નોતરૂં દીધું નહી? હું તો બાવા તથા બેહેનોની સાથે ઘરમા ભેગુ ખાણું લેવાને વધુ પસંદ કરીને આવયો, પણ મને એવી ખબર ન હતી કે વડી બેહેનના આવા ચેસટાનો ભોગ થઈ પડીશ."

તેટલામાં તો મનજીભાઈએ દીકરાને સલાહ આપવાને વાજબી ધારયું કે "સોરાબ, તું સુકલયાના કુટુંબમાં બહુ વધારે ઘરોબરા રાખે છે તે મને વધારે પસંદ પડતું નથી. જમશેદ સુકલયાની સાથે તારી ઘણી મીત્રાચારી હોય તે તારા ભવીશને માટે હું કાંઈ સારૂં પગલું ગણું નહી."

સોરાબે જવાબ આપયો "પણ બાવાજી, તમો ભુલી જાવો છો કે હું અને જમશેદ શાલામાં તેમજ કાલેજમાં નાનપણથીજ સાથે હતા અને તયારથીજ અમુને એક એકના વધુ પડોશ પડયો હતો."

બાવાએ ચીમકી લગાવી કે "હા દીકરા, એવા જો નાનપણથીજ તેં મીત્રાચારી કીધી ન હતે તો આજે તું ગરાડયુએટ થઈને બહાર પડયો હતે કેની? એ જમશેદની મીત્રાચારીમાં તો તું કાલેજનો અભયાસ ભુલી ગયો."

સોરાબે જવાબ આપયો કે "બાવાજી, ગરાડયુએટ નહી થયો તે સારૂંજ કેની, કે તમારી પેહેડીમાં જોડાઈ વેપાર વણજમાં પડી વધારે સારૂં ભવીશ જોવાની આશામાં છું!"

બાવાએ ખુશી થઈને જવાબ આપયો "હા, વેપારી થવાની બાહેશ છે તે તો બહુ સારૂં, પણ સારો વેપારી થવા માટે તો સઘલું ધયાન કામકાજમાંજ રોકાવું જોઈયે. દીકરા, એ જમશેદ સુકલયાને તયાં તું જા, પણ નજદીક દરરોજ જવાનું છોડી દે અને એટલીબી સંભાલ રાખજે કે પેલી છકેલ તેહેમીના તુંને મુરખ નહી બનાવે."

સોરાબનું બહુ પાકી આવયું, પણ કરે શું? તે હમણા તો નાચાર હતો. તેટલાંમાં વલી નાની બેહેન ખતીએ વધારે પાકવી પલેથર કરયું કે "બાવાજી, તેની તો કાંઈ ધાસતીજ ના રાખો. સુકલયાની તેહેમીના એક કાપડયાના દીકરાને કદીબી પસંદ કરવાની નથી. એ છોકરી પોતાને માટે મોટું મત રાખે છે અને બહુ મોટ ખાંચરે પરણી જવાની ઉમેદમાં તલપેલી છે. માટે તમે કાંઈ ભાઈ વીશે નકામી ચીંતા ના રાખતાં."

---

## પ્રકરણ ૧૯.

### તેહેમીનાના શોખો.

મનજીભાઈ સોલાઈનાના મકાનમાં એ રવીવારે રાતનાં ખાણાં ઉપર સોરાબનું તેની બેહેનોએ સુકલીઆની તેહેમીનાના બાબમાં પુરતું પાકવયા પછી, એ વાત ઉડાવવા માટે મનજીભાઈએ પોતાની નાની દીકરી ખતીને જણાવયું કે આગલા દીવસના વરતમાનપતરો બરાબર વાંચેલાં ન હોવાથી તેમના ઓરડામાં એક સારૂં મુન લાવવાની તસદી લેવી. આ ફરમાશ કરતાં મનજીભાઈએ ટીકા કરયા કે "દીકરી ખતી, ખોદા ખાતર પેલા ચીનામનવાલાં મુનામાંનું એકુ લાવવાની તસદી લેતી ના, કારણકે દીવસના જોવા માટે તે સારાં શોભાનાં ગાંઠયા જેવાં છે, પણ રાતના વાંચતી વખતે તો તે મને તદન નકામાં માલમ પડે છે."

પોતાની બ્હેનો ઉપર થોડોક કીનો લેવાની આ અચ્છી ટક મલેલી ધારી, સોરાબે બાવાનાં મતને સ્વીકારી વધુ ટીકા કરવા માંડયા કે "એ ચીત્રામનનાં મુનો માટે તો બાવાજી ગાલોજ ના! હું અચરત થાવું છું કે એ હરામમાં પઈસા નાખી દેવાની કોણે બેવકુફાઈ કરી હશે!"

ઠંડે પેટ ગુલાંએ તાહુકો મેલયો કે "હા ભાઈ, મને પણ હવે તેમજ લાગે છે. બચીત તારી તેજ વખતે સલાહ લેવી જોઈતી હતી. સુકલીઆની તેહેમીનાએ દરરોજ માથું ખાઈ જઈને એમાંનાં અરધી ડજન મુન ખરીદવાને જાણે અમોને ફરજ પાડી હતી. તેહેનીનાએ એ મુનાની તારીફપર તારીફ કરી હતી. સુનરીઆનાં સુનાબાઈના બંગલામાં એ મુનો દીવાનખાનાંની કેવી રોણક વધારે છે, તેનાં પીજણસરખાં ભાશાંણો કરયાં હતાં, તે સાંભળવાને ભાઈ, તું બી હાજર હતે, એવું હું હવે ઇચ્છું છું."

સોરાબને બરડે પાણી ઉતરયું અને તે ઓરડામાંથી ચાલીજ ગયો. પણ પોતાના ઓરડામાં જતાંજ પોતાની બ્હેનો તથા બાવા સાથના આ છેલ્લો "દેખાવ" તો તે તદન વીસરીજ ગયો અને માનીતી તેહેમીનાએ જે મોટી રકમ ઉછીકી માંગી હતી, તે રકમ પુરી કરી આપવા માટે, જે રૂ૧૦૦નો ખાડો પડતો હતો, તે ખાડો કયાંથી પુરવો તેના વીચારમાં મશગુલ થઈ ગયો.

આખરે બે કલાકવેર વીચાર કરયા પછી તે એવાં સેવટ ઉપર આવયો કે તેના બાવાની પેઢીમાં નરભેરામ મેહેતાજી છે અને જેવણુ પાસે બે પઈસાની નાની પુંજી સંગરેલી કહેવાય છે, તેની પાસે બીજે દીને સવારના જઈ આટલી રકમ ઉછીકી માગવી.

આ નરભેરામ મેહેતાજી ભુલેશ્વરની જુની મારકેટની સામેના એક માળામાં રેહેતા હતા. બીજે દીને સવારનાં પોતાના કેડાવની રૂએ સોરાબ નરભેરામના માળામાં ગયો.

નરભેરામ તુરતનાજ સનાન કરી પોતાનાં કપાળ ઉપર બેઠા બેઠા ચાંદલો કરતા હતા. પોતાના શેઠના દીકરાને જોઈ નરભેરામ ખુશ ખુશ થઈ ગયા અને પોતાનાં મકાનમાં જે એકજ ખુરસી હતી, તે સોરાબને બેસવા આપી કાંઈ અહીંયાંવેર તસદી લઈ પોતાના માલાને પવીત્ર કરવાનાં માનનું કારણ સોરાબને પુછયું.

સોરાબે જાણે તદન બેદરકાર હોય તેમ જવાબ આપયો "અરે મેહેતાજી, કારણ શું હોય? કાંઈજ નહી તો. જરા અહીંયાંથી પસાર થતો હતો તે શોખ થઈ આવયો કે નરભેરામના માલા ઉપરબી જઈ જરા તેને ગભરાવી તો આઉં!"

"અરે સોરાબજી શેઠ, ગભરાય કાંય? તમારાં પગલાં કોણનાં ઘરમાં છે? મારૂં શાક અને રોટલી તો તમને નહી ખપે, પણ જરા પાનસોપારી તો લેશો." એમ કહી મખવાસની એક અતી સફાઈદાર ડાબી તેવણે સોરાબ સનમુખ ધરી.

સોરાબે જવાબ આપયો "ચાલો બા, કાંઈ સારૂં સારૂં બાસુદીપુરી જમાડતા નહીં તો તમારી મરજી, પણ મેહેતાજી તમારાજ હાથે એક મજાહની જેવી પાનની પતી બનાવી આપો."

મેહેતાજી પાનની પતી બનાવવામાં રોકાયા તયારે સોરાબે પોતાનો ખરો ભરમ ખોલી દેવાની તક લીધી. તે બોલી ઉઠયો કે જુઓની નરભેરામ, હું કાંઈ તદન અમસ્યો નથી આવયો. હું તો તમારી પાસે એક મેહેરબાની માંગવા આવયો છું."

મેહેતાજીએ જવાબ આપયો "અરે બોલોરે સોરાબજી શેઠ, તમારૂં કામ શું છે? જો મારાથી બની શકતું હશે તો જે કહેશો તે કામ અબ ઘડી બજાવી આવીશ."

"કામ કાંઈ ઘણું મોટું નથી. તમારે મનસે તો તે બહુ નીરજીવ ગણાશે. ફકત એટલુંજ કે મારો આવતો

પગાર થાય ત્યાંવેર એક નાની રકમ મને તમારી કનેથી ઉછીની જોઈયે છે. બાવાજી મને જે લવાજમ આપે છે તે આ વખતે જુદા જુદા ઘણાક ખરચમાં તદન ખરચાઈ ગયલો હોવાથી અને એક અવી સુંદર કીંમતી ઘડીયાલ પાણીને મુલે મલતું હોવાથી, હીયાંવેર આવેલો હોવાથી તમારી પાસે ફકત હું રૂ૧૫૦ની એક રકમ લેવાને આવયો છું. કેમ નરભેરામ, બોલો તમારાથી બની શકશે કે? નહીં બને તો કાંઈ મુજાકો નહીં. પેઢી પરથી ઉપાડું, પણ બાવા પાસે માંગતા મને શરમ લાગે છે. તેવણ કહેશે કે આટલાં બધાં ઘડીયાલ છે અને હજી વધુ ઘડીયાલનું ચેટક! માટે નરભેરામ, બાવા આગલ તો બોલશીજના છું!"

નરભેરામે જવાબ આપયો "અરે તમો ના કહો છો તો મોહોડામાંથી એક હરફ પણ નીકલશે નહીં. લેવાની શેઠ, ૩૧૫૦ ને બદલે ૩૨૦૦ જોઈતા હોય તો તેબી લેવો. એટલી રકમ તમારા પગ આગલ ધરવાને તમારો ગરીબ મેહેતો તઈયાર છે. હું જાણું છું કે મનજીભાઈ શેઠના બેટા પોતાનો કોલ કદીબી તોડશે નહીં; તેમજ કદીબી ભુલી જશે નહીં કે એક બુઢા મેહેતાના નાના પગારમાંથી જીવ બાલીને એકઠા કરેલા થોડાક રૂપયા એ મેહેતાની બુઢી નાતવાન વય વખતે હાથીના પગ જેવા કામના છે."

જોઈતું નાણું આવું સેહેલાઈથી મલે છે તે જોઈ મનમાં બહુ હરખાઈને સોરાબે જવાબ આપયો કે "શાબાશ નરભેરામ, તમો મારી ગરજ સારો છો તે હું કદીબી ભુલવાનો છું? ત્રણ મહીનામાં દર મહીને પચાશ પચાશ રૂપયાના હફતામાં હું તમારૂં નાણું પાછું વાલી દઈશ."

મેહેતાજીએ પેટી ઉંઘાડી જુદી જુદી નાની નાની પેટીઓમાં બહુ સંતાડીને પાંચ પરની અંદર વાંતાલેલું નોટાનું એક બંડલ કહાડી તેમાંથી પચાશ પચાશની ત્રણ નોટા કાહડી આપી જણાવયું "લેવો સોરાબજી શેઠ, મારી ખાત્રીજ

છે કે તમો ત્રણ મહીનામાં મારા આ સઘળાઈના પઈસા પાછા વાલીજ આપશો. પણ તમો મનમાં કાંઈ નહી લાવો તો તમારો હું ગરીબ નીમક ખાનાર નોકર મારા લાંબા અનુભવ ઉપરથી સુચના કરવાની રજા લઉં છું કે, જુવાનીમાં પઈસા પાણીના મુલે ખરચી નાખવા કરતાં સંગરી રાખેલા મોટી ઉમરે બહુ ઉપયોગી થઈ પડે છે."

સોરાબે નોટો પોતાના ગજવામાં ઠસાવી જણાવયું કે "નરભેરામ, સલાહ આપવાનો હાલ વખત નથી, તોપણ યાદ રાખજે કે તારાજ વીચારો જેવા મારાબી વીચારો છે. થોડોક ઠરીઠામ થવા પછી એમજ કરીશ."

સોરાબે પોતાના મેહેતાના મકાનમાંથી રૂખસદ લીધી અને જતાં જતાં તેને પોતાની વરતણુંક માટે પોતે બહુ સરમાવાનું કારણ જોયું. કોઈનુંબી કરજ કદીબી ન કરવાની પીતાની હમેંસની સલાહ તે જાણતો હતો, જેથી તે બહુ સરમાયો કે એક ખરચાલુ છોકડીના શોખને ખાતર તેણે પોતાના પીતાની જાણ વગર એક મીત્રનું કરજ કરવા ઉપ્રાંત પીતાની પેહેડીના એક મેહેતાનું વટીક કરજ કરવાની બેઅદબી કરી હતી અને તેને વધારે લાજ લાગી કે તેના પીતાની જાણમાં એ સઘલી બેઅદબી આવશે, તો તેવણ બહુ બહુ દુઃખી થશે અને તેહેમીનાના સાથ પરણવાની આશા વધારે ઓછી થશે.

આ વીચારો તેના મનમાં બે ત્રણ કલાકવેર ઘોલાયા ખરા, પણ પેહેડીમાં જવા પછી, તે સાંજ કયારે પડે તેની વીરમાં પડયો અને પોતાની માનીતી તેહેમીનાના હાથમાં આ જોઈતું નાણું મેલવાથી તેણી કેટલી બધી હરખાઈ જશે, તે હરખ જોવાની ઉલટમાં આ ઉપલો ખેદ તો તે તદન વીસરી ગયો. આખરે સાંજ પડી અને તે રોજેતા કરતાં વધારે હરખાયલાં હઈડાં સાથ તેહેમીનાના મકાનમાં ગયો. બુઢાં આસીબાઈ કોઈ બેસીને તયાં મલવા ગયાં હતાં, જેથી તેહેમીના સાથ નીરાંતે વાત કરવાની સોરાબને

વધારે તક મળી હતી. એ સાંજના તેહેમીનાએ વધારે નખરાં કરી પોતાને હાથે ચાહનું એક સુંદર કપ બનાવી તેવાજ નખરાં સાથ સોરાબના હાથમાં મેલી જણાવયું કે "તમારે માટેજ મેં ખાશ મેહેનત લઈ આ ચાહ બનાવી છે, જે હું ધારૂં છું કે તમો બહુ હરખ સાથ લેહેઝત લઈ પીશો."

સોરાબે બહુ ઉપકાર માની તે કપ લીધું અને પીતાં પીતાં તેહેમીના તરફથી નાણાંની માંગણી થવાની બેતેજારીથી વાટ જોવા લાગયો. બીજી તરફથી તેહેમીના ધારતી હતી કે સોરાબ પોતેજ એ વાત છેડે તો સારૂં, માટે કેટલોક વખતવેર તેનો કાંઈ ઇસારો કરયો નહી. જયારે સોરાબે તો તે વાત છેડીજ નહી તયારે રખે મા આવી જાય તો આ બાબદ પડતીજ રહી જાય, માટે અધીરી થઈ તેણીએ સોરાબના હાથમાંથી ખાલી કપ પાછું લેતાં રમતાના નખરાં સાથ જણાવયું "સોરાબ, કાલે જે તમોએ મને માયાભરી કબુલાત આપી હતી, તે તમને આજે યાદ રહી હતી કે?"

સોરાબે ધ્રુજતે હાથે પોતાના બદીયાનના ગજવામાંથી એક પડીકું કાઢી તેહેમીનાના હાથમાં મેલતાં જણાવયું "યાદ નહી રહે! તારો કાંઈબી હુકમ હું તો તુરતજ બજાવવાને તલપેલો રહું છું."

આ નોટાનું પડીકું જલદીથી પોતાના પોલકાના ગજવાંમાં ઠસાવી દઈ તેહેમીના બોલી "તમો કેટલા બધા મારી ઉપર માયાલુ છો! ખરેખર આએ તો તમોએ મારી બહુ મોટી મુશકેલી ટાલી છે. પણ આ રૂપયા મને આપતાં તમને તો કાંઈ અડચણ ખમવી પડતી નહી હોય?"

બીચારા ભોલા સોરાબે જવાબ આપયો કે "તેહેમીના તારો હું ગુલામ હોવાથી તારી દરેક ખાહેશ પાર પાડવાની મારી ફરજ છે!" આવો જવાબ આપતાં સોરાબ મનમાં તો હરખાયો હતો કે તેહેમીના તેની ઉપર વધારે ફીદા થશે,

પણ આ જવાબથી તો તેહેમીનાએ પોતાના મનમાં ધારયું કે "એ બીચારોબી મારા જેવો કરકો લાગે છે, કારણ કે જો એની પાસે નાણાંની સગવડ હોય તો એ એવો જવાબ આપતે કે "એટલી શું, પણ એથી પચાશ ઘણી રકમ તેહેમીના તારી ઉપર કુરબાન કરી નાખું !"

ગરીબ બીચારો સોરાબ !

તેહેમીનાનો ખરચાલુ શોખ પુરો પાડવા માટે પરણવા અગાઉ પોતાના ગજા ઉપ્રાંત આ રકમ કાઢી આપવા પછી સોરાબે તેહેમીનાને જણાવયું કે "હું બહુ ઇચ્છું છું કે તું માહાબલેશ્વર જવાને બદલે મુંબઈજ રેહેતે !"

"હા, હુંબી ઇચ્છું છું કે તમોને હું છોડી જાઉં નહી. પણ ગરમીના દહાડામાં મારી નાજુક દેહ મુંબઈમાં વધારે લથડી જાય છે, માટે આવી સુંદર ટેકડીની લેહેકીઓ ભોગવી વધારે કઉવત મેળવવાની આવી તક છોડી દેવાબી ગમતી નથી. આવા મકાનમાં સુવું રેહેવા કયાં ગમે છે ?"

સોરાબે સવાલ કરયો "કાંય તેહેમીના, આવો સારો બંગલોબી તુંને ગમતો નહી કે ?"

"શાનો સારો બંગલો ! મુઈ દરરોજ એકજ જાતની જીંદગી અને કાંઈ બીજી ઘરમાં રમતગમત નહી. જો મારા આટલા બધા દોસત આસનાઓ તથા ખેશીઓના કુટુંબમાં જવા આવવાનો માહાવરો નહી હતે કેની, તો હું એકુ દીને આવી જાતની જીંદગી ગુજારવા કરતાં તો કાંઈ ખાઈને મારો આંકો લાવી મેલતે !"

તેહેમીનાના આવા ભયભરયા બોલવાથી સોરાબને પોતાના ભવીશ માટે વધારે ગંભીર વીચાર થોડોક વખત આવયો, પણ આવી અતી ખુબસુરત, સીધા સરોવર જેવા કદની નારના નખરાં આગળ તે એટલો તો ફીદા થયલો હતો કે, કાંઈ ગંભીર વીચાર કરવા માટે તેનું મગજ ખાલી રેહેતું નહી. સોરાબે સવાલ કરયો "તમો કયારે જાઓ છો?"

"આવતી કાલે બપોરની મધરાસ મેલ તરેનમાં. તમારી હમણાંની મેહેરબાનીથી મારી સઘલી મુશકેલી દુર થઈ ગઈ છે."

"વારૂ, જેમ બને તેમ જલદી પાછાં ફરજો." તેઓ છુટાં પડયાં અને તેહેમીનાની જુદાઈ બીજેજ દીવસથી સોરાબને ન ખમાય તેવી લાગી.

તેહેમીના તરફથી જે કાગલો મહાબલેશ્વરથી થોડે થોડે દીવસે આવવાં લાગા તેમાં એ મોજીલી છોકડી પોતાને તયાં મળતી મઝાના ઘણા રસીલા હેવાલો લખતી હતી. કેટલીક સહીઓ તથા બીજા દોસતો સાથ તેણીને જીંદગી તયાં બહુ લેહેઝતદાર લાગતી હતી, એવું વાંચતાં વાંચતાં સોરાબને બીચારાને બલાપો વઢીક થવા લાગો. આથી આખરે મેં માસની અધવચમાં એક અઠવાડયાંની રજા લઈ તે મહાબલેશ્વર ગયો અને તયાંનાં પારસી હોટેલમાં ઉતારો લીધો. બીજેજ દીને તેને સુતરીયાના સુનાબાઈ તરફથી વલતે દીને તેવણનાં બંગલામાં ખાણું લેવાને હાજર થવાને નોતરૂં થયું.

એ આખો દીવસ સોરાબે બહુ ઈંતેજારીથી અને અનંત ઉલટ સાથ પસાર કરયો હતો. સાંજના પાંચ વાગાથી ત્રોમત્રાક થવા માંડી બરાબર ૭ કલાકે—નોતરાંની ચીઠીમાં લખેલા વખતે—તે સુનાબાઈના બંગલામાં જઈ પુગો. પોતાની હાજરીથી તેણે જતાંને વારજ તેહેમીનાને જાણીતી કરી હતી, પણ તેની આ માનીતી રમતયાલ છોકડી બીઝીકની રમતમાં બીજા દોસતઆસનાઓ સાથ એટલી બધી તો રોકાઈ ગઈ હતી કે ૧૫ મીનીટથી વધુવાર બીચારા સોરાબને બહાર બેસી રહેવું પડયું. આખરે એક બીજા નોકરે પાછી યાદ આપયા પછી તેહેમીના સોરાબને લેવા માટે બહાર આવી અને અંદર સોરાબને લઈ જતાં જણાવયું

"મરે રે, હું તો તદ્દન રમતમાં ભુલીજ ગઈ માફ કરજો હું: સોરાબ કે તમને આટલો વખતવેર ઓઠી થવું પડયું હશે."

બીચારા સોરાબને કેવું લાગયું હશે, તેનો વાંચનાર પુરતો વીચાર કરી શકશે. અંદર જવા પછી તેહેમીનાએ બંગલાના માલેક સુતરીયાના સુનાબાઈ સાથ આ નવા પરોણાની મુલાકાત કરાવી.

સુનાબાઈ એક વીધવા બાઈ હતાં અને પોતાનાં નાનાં કુટુંબ સાથ ચાર પઈસાનું કઉવત હોવાથી, બહુ સારી સુખવાસી મોજીલી જીંદગી ગુજારતાં હતાં. તેવણ વરસમાં ૬ યા ૭ માસ પુને, મહાબલેશ્વર તથા માથેરાન તો જતાંજ જતાં અને એ સઘલી વખત દોસતઆસનાઓનું સરઘસ પણ જતું. સુનાબાઈ માટેલાં ઉંચાં કદનાં ખુબસુરત દેખાવનાં આશરે ૬૦ વરસની ઉમરના ઓલાદનાં વીધવા હતાં. તેવણની વાતચીતમાં કોઈનેબી મજાહ મલતી, તેમ તેવણ બીજાઓની વાતચીતમાં પુરતી મજાહ લેતાં.

સોરાબ સાથ પોતાની ઓલખાણ થતાંજ સુનાબાઈએ અસલી ઓલખ કાઢી કે "દીકરા, તું તો મને ઓલખતો ન હશે, પણ તારા બાપ બપાવાના કુટુંબને વરસો થયાં હું ઓલખું છું. મારા બપાવાને ગરમીના દીવસ દુમસ ખાતે ગુજારવા બહુ ગમતા હતા અને હમેંશ તેવણ તારા બેહેસતી બપાવા મેનાભાઈનો દુમસનો બંગલો હઈ તયાં બે ત્રણ મહીના રહેવા જતા. મારા બપાવાની સાથે અમોબી જતાં હતાં અને બેહેસતી મેનાભાઈ હસવાના ભાવેભાવ પડાવતા હતા. તારા બાવાબી અમારી સાથ હમેંશ રમતા હતા. પણ આજે આશરે ૨૦ વરસ થયાં મેં તારા બાવાને જોયાબી નથી, જો કે તમારી દુકાન ઉપરથી અમારે તયાં ઘણું કાપડ આવે છે તથા મારૂં મોટું ખાતું તમારે તયાં ચાલયુંજ જાય છે."

સોરાબે જવાબ આપયો "માયજી, એવીજ મેહેરબાની અમારી પેહેડી ઉપર કાયમ રાખજો."

તેટલાંમાં બાવરચીએ ખાણું તઈયાર છે એવું બાઈ સાહેબના કાનમાં જણાવવાથી બાઈ સાહેબે ખાણું કાઢવાનો હુકમ કરયો અને તુરતજ સઘલી રમત ગમત બંધ પડી.

સઘલાઓએ ખાણાંના મોટા હાલ તરફ રૂખસદ લેવા માંડી, જયારે એક બહુ એસકી ફાંકડા જવાને તેહેમીના આગલ આવી તેણીની સાથ બહુ હસી હસીને વાતો કરવા માંડી. સોરાબનું તો પાકી પલેથર થયું હતું, પણ કરે શું? તેનાં સારાં ભાયગે ખાણાં ઉપર તેહેમીનાએ તેની પાસેજ બેઠક લીધી હતી, નહી તો બચારો બલીને તદન ખાખ થઈ જતે.

ખાણાં ઉપર બેઠા પછી સોરાબે તેહેમીનાને પેહેલો સવાલ એજ કરયો કે "જે ત્રીમત્રાક એસકી ફાંકડા જવાન સાથ હમણા તું હસીહસીને વાત કરતી હતી તે વારૂં કોણ? કોઈ હમણાંજ વેલાતથી બારીસટર પાલીસટર થઈ આવયોચ કે?"

તેહેમીનાએ બેદરકારીથી જવાબ આપયો "એ તો પલા પેશાવરવાલા પેશોતન પસતાકયાનો દીકરો દાનપાર. બારીસટર તો હજી થયો નથી, પણ એની ખાહેશ બહુ છે કે બાવા વેલાત મોકલે તો તયાં કાંઈ નવું જુનું કરી આવે ખરો."

સોરાબનું પાકી આવયું હતું માટે તેનાથી ચેસટા થોભાવી નહી શકાયા જેથી તે બોલયો કે "સારૂં થયું કે હજી વેલાત જતો નથી, નહી તો બચારા વકીલ બારીસટરોના બાર વાગી જાત! જો એ વેલાત જાય તો મારા ભાઈ બરજોરને તો હું પેહેલી ભલામણ કરૂં કે હવે વકીલ થવાનાં ફાંફાં મેલી દે!"

તેહેમીનાએ જવાબ આપયો "ઠીક છે તયારે હું દીનીયારને એ સઘલું કહીશ, જેથી બાંહોંસનો મારયો એ

બારીસટર થવાને બદલે વલાતી કાપડની એક મોટી દુકાન કહાડશે ખરો !"

સોરાબે મહાબલેશ્વરી પટેટાને પુરતો ઇનસાફ આપ્યો પછી બીજો સવાલ કરયો કે "વાહ તારા દીનીયારજીને તો આપણે તેની પેલી બીજી સહી સાથ હસતો બોલતો મેલી દઇયે અને હવે હું તને પુછું કે તું અહીંયાં હજી કેટલો વખત રહેવાની છે ?"

હસીને બતકની ટાંગ કાપતાં તેહેમીનાએ જવાબ આપયો "આ બંગલામાંનું સુંદર ફરનીચર, પેલા દીવાનખાના, આ ખાણાંના ઓરડાનો ભપકો, આવી સવાદીશટ વાણીઓ અને છેલ્લું તથા સઉથી અગતનું આવી બોલકની તથા મારાજ જેવી મોજીલી સહીમીતીઓ અને દાસતો વગેરે સાથ મુંબઇના અમારા બંગલાનો શોકાતુર દેખાવ અને સુતરા ખાણાંપીણા સાથ સોરાબ તમોજ મુકાબલો કરો અને પછી તમોજ બોલો કે વહાલાં સુકલયાના સુનાબાઇનો આવો નાદર બંગલો છોડીને કોઇનેબી ગોવાલયા તલાવના બંગલામાં જવાની ઉતાવલ હશે કે ! મને તો બા પુરતો વરસાદ અહીંયાં પડવા પછી બુઢાં સુનાબાઇ મુંબઇ ભણીનો રસતો પકડે નહી તયાંવેર પગ કાઢવાબી ગમે નહી જો ! આ વખત વરસાદજ નહી પડે અને છેક જુલાઇ માસની આખેરીવેર હાલનાજ જેવી ગરમી ચાલુ રહે તો કહેવું સારૂ !"

આટલું છતાંબી પોતાની માનીતી તેહેમીનાના વીશે સોરાબને કાંઇ બીજો ખયાલ આવયો નહી, જોકે "છેલ્લું અને સઉથી અગતનું" એવા તેહેમીનાના બોલોથી તેને જબરો ચટકો લાગો હતો ખરો.

---

## પ્રકરણ ૨૦.

## તેહેમીના અને દીનીયાર પસતાકયાના અચબુચ લગન—દીનીયારનો આપઘાત.

સુતરયાનાં સુનાબાઈના મહાબલેશ્વર ખાતેના બંગલામાં સોરાબને જે રાતના ખાણાં ઉપર નોતરયો હતો, તે ખાણું પુરૂં થયા પછી સઘલાંઓ પાછાં રમતગમતમાં રોકાઈ ગયાં હતાં. આ રમતગમતમાં આગેવાન ભાગ લેનાર તરીકે સોરાબને તેની મોટી નીરાશી વચે તેની માનીતી તેહેમીના તથા પેશાવરવાલા પેશોતન પસતાકયાનો દીકરો દીનીયાર જણાયાં. એક કોચ ઉપર બેઠાં બેઠાં સોરાબ અંતઃકરણથી પુચછવા લાગયો કે આ દીનયાર આ દુનયામાં અવતરયોજ ન હતે અથવા તો તેના બાપે તેને પેશાવર ખાતેજ રાખી મેલવાનું ડાહપણ વાપરયું હતે.

રમતગમતની ધુંધમાં તથા બીજી સહીમીતીઓ સાથ વાતચીતમાં તેહેમીના એટલી બધી તો રોકાઈ ગઈ હતી કે, બીચારા સોરાબ તરફ તેણીએ આડી નજર પણ ફેંકી ન હતી. સુતરયાનાં સુનાબાઈની સાથેજ બીચારો કોચ ઉપર બેસીને ગામસીમની તથા કુટુંબપરીવારની વાત કરયા કરતો હતો. સુનાબાઈ બુઝરગ હોવાથી ખાણાં પછી ૦ા કલાકમાં તો મધરાત વેર એક ઉંઘ ખેંચી કહાડવાને પોતાના ઓરડામાં ગયાં અને બાપડો સોરાબ તદન એખલો પડી ગયો.

આખરે તેહેમીનાને તેની હાજરી યાદ આવી ગઈ, જેથી પોતાના માનીતા મીતરોને થોડોક વખત છોડી તેણી સોરાબની જોડમાં આવીને બેઠી. આવતાંનેવાર તેણીએ ટીકા કરયા કે ઓ વાય સોરાબ, સુખું એખલું તે કેમ બેસી રહેવા ગમ છે? જયારે આવા દોસત આસનાઓની વગે હોઈયે તયારે તો હું પાંચ મીનીટ સુંગી બેસી રહેવું તો મારૂં મોઢું ગંધ મારયા વીના રહે નહી. એકજ જણની સાથ

વાત કરયા કરવામાં મઝા શું ? તમોને આવી સરસ કંપની નહી ગમે તો પછી તમારો જીવ કેમ વેરાતો હશે !"

બીચારા દુઃખી સોરાબે જવાબ આપયો કે "એ તો માણસ માણસનો શોખ ! કોઈને કેવી સંગત ગમે અને કોઈની ટીક્ષણ જીભલીનો કેવો પટપટારો હોય ! હું ધારૂં છું તેહેમીના, તુંને આ ઘેરમાં સવાદીષ્ટ પકવાનોના ત્રણ ત્રણ વારના ખાણાં કરતાં આ મીતરોની સંગતમાં વધારે મજાહ મલતી હશે."

"અલબતતાં ! છોડીઓને જયાં સહીમીતીઓ અને દોસત આસનાઓની સંગત મલી, તયાં ગમે એવાં સવાદીષ્ટ પકવાનો શું બીસાદમાં ? અહીંયાં જેવા હું દીવસ ગુજારૂં છું, તેવાજ જો દરરોજ ગુજારવાના હોય, તો હું ખરૂં કહું છું કે મને દરરોજ જો ફક્ત એકજ વખત ખાણું આપવામાં આવે તોબી હું ખુશી થાઉં."

સોરાબનું હવે બહુ પાકી આવયું, જેથી તે હીંમત પકડી બોલયો "તેહેમીના, જો તું ગુસસે ન થાય તથા મનમાં નકામું ખોટું ન લાવે, તો હું તને ખુલ્લું કહું કે આવી સંગતમાં તું દીવસો વેર રહે તે મને તો નથી ગમતું. પુરતી ખાત્રી વીનાના બાહેરથી ઘોતાધાતા દેખાવના આસામીઓ સાથ ગમે તેવી છુટથી હસવું બોલવું, તે કોઈબી દુનયાનો વાજબી ડર રાખનારી છોકરીને છાજે નહી."

"દુનયાનો દર ! સોરાબ તુંબી આવું 'નોનસનસ' બોલે ! આપણ દેશીઓ શું હજી જંગલી છીયે કે એવા સાંકડા વીચાર રાખયે ? ખાવું પીવું, પેહેરવું, ફરવું હરવું તે સઘલું પોતપોતાની મરજીનું હોવું જોઈયે ! બસ હઈયું પાક હોય, દીલમાં દગો ન હોય, તો પછી દુનયાનો દર શાનો રાખવાનો જો !"

વધારે દુઃખી થયલા સોરાબે જવાબ આપયો "આ તો હું આજે તદન નવી ફીલસુફી શીખયો ! તું એવી ફીલસુફી ધરાવે છે એવો મને આગલ ...... ન હતો."

તેહેમીનાએ તનકો ફરી જવાબ આપયો "હં! તમો મને શું એવું જણાવવા માગો છો કે નહી તો તમો મારી સાથ અદરાતે નહી! લેવાની કાલ ભાંજતા હોવો તો આજેજ ભાંજો!"

બચીત આ તો એવી હદ આવેલી હતી કે તે કાજ તોડવામાં સોરાબે પોતાનો લાભ જોયો હતો, પણ તેહેમીનાના એ તનકામાં એવી લેહેઝત હતી, તેણીની ખુબસુરતી એ તનકા સાથ એવી વધારે ખીરાજતી હતી, કે સોરાબના જીગરમાં તેણી સાથ પરણવા માટે હવે પછી મોટા ભોગો આપવાનો જોખમ એડવો કે નહી એડવો તેની મજબુત લડાઈ ચાલતી હતી. એ લડાઈનું એવું સેવટ આવયું કે હજી થોડો વધુ વખત થોભવું.

પાછી દોસતી કરી નાખવા માટે સોરાબે તેહેમીનાને પટાવા માડી કે "તેહેમીના, મારો એવો કાંઈબી ખયાલ નથી, હું તારી સાથ હશું નહી તો કોણની સાથ હશું? મને કોઈ કોઈ વલા તારૂં પાકવવા ગમે છે, કારણ કે જયારે તું થોડીક ખીજવાયચ કેની તયારે તારો ચેહેરો વધારે દીપી નીકલે છે. વારૂ આ દીનયારજી પસતાકયાનું કુટુંબ પણ અહીંયાંજ રહે છે કે?"

"નહી, એના માબાપ તો પેશાવર ખાતે છે, જયારે મહાબલેશ્વરમાં એ પોતાના મામાને તયાં થોડાક દીવસ ગુજારવા આવયો છે. દર વરસ એનેબી માથેરાન મહાબલેશ્વર જવા વીના ચાલતું નથી. બીચારો દુઃખી હોવાથી એનેબી એમ ટેકડીઓપર રહેવાથીજ સોહાવાય છે. એના માએ એની બાલવયમાં મોટી ભુલ કરી હતી. ભલાં મનીએ બીચારાને સુરત ખાતે વસતી પોતાની એક બેહેનની દીકરી સાથ જયારે એ ૧૦ વરસનો હતો તયારે અદરાવયો હતો. એ છોકરીને કાંઈ લખતાં વાંચતાં આવડે નહી, સુધરેલી મંડલીમાં ફરેલી નહીં, માટે સાવધ જેવી રહી ગઈ છે

અને તેવી બાપડી કાંઈ આવા ફાંકડા જવાનને પરવડે? કુટુંબમાં મોટી ખટપટ ચાલે છે, છોકરીની માય કહે છે કે જો તેણીની એકપુતરી દીકરીનું કારજ તોડવામાં આવશે તો તેણી કુવો પુરી મરી જશે અને દીનયારની માય કહે છે કે 'જો તું મારી બેહેનનાં કુટુંબને એવું ખરાબ લગાડશે તો કોઈ દીવસે પણ અમો તારૂં મોહોડું જોઈશું નહીં અને તને ઘરમાંથી હાંકી મેલશું.' બીચારો દીનયાર સુડી વચે સુપારીના જેવી હાલતમા આવી પડયો છે અને તેથીજ પોતાના માબાપથી તેમજ સુરતી માસીના કુટુંબથી દુરનો દુર બને તેમ ફરતો ફરે છે. જોયો તમારો પારસી સંસાર!"

કેટલીક વધુ વાતચીત કરયા પછી મેલાવડો વીખરાવા માંડયો અને સોરાબે પણ તયાંથી રૂખશદ લીધી. જતી વેલાએ એવી ગોઠવણ થઈ હતી કે બીજે દીવસે સુતરચાનાં સુનાબાઈએ પંચગણી ખાતે જે મોટી પીકનીક કરી છે, તે માટે સવારના ૬ વાગામાં સોરાબે હાજર થવું.

બીજે દીવસે આ પીકનીકમા સોરાબ હાજર થયો હતો, જયાં એક મોટી ટોલી એકઠી થઈ હતી. ખાણાપીણા ઉપ્રાંત ગાયન વગેરેની લેહેઝત તયાં ચલાવવામા આવી હતી. સુનાબાઈની માંગણીથી સોરાબે કેટલાંક ગાયન ગાયાં હતાં અને તેના અતી સુંદર સરોદથી આખી ટોલી ઉપર મોટી અસર થઈ હતી. સઘળાઓ સોરાબને આવો સુંદર સરોદ ધરાવવા માટે મુબારકબાદી આપવા લાગા અને તેહેમોનાનો ઘણાંઓ ઉપકાર માનવા લાગા કે આવા સારા મીત્રને સુનાબાઈના બંગલામાં દાખલ કરી તેણીએ ઉપકાર કરયો છે. પારટી સાંજના પુરી થયા બાદ મહાબલેશ્વર ભણી પાછાં ફરતાં જે ટાંગામાં સોરાબ બીજા બે રાંક જવાનયાઓ સાથ બેઠા હતો તે ટાંગાના ટટુઆએ મસતી કીધાથી ટાંગો ભાંગી ગયો. એ માતરો જલદીથી ઉતરી પડયા પછી તેઓ તદ્દન બચી ગયા હતા, જયારે ઘોડાવાલો બહુ સખત ઘાયલ થયો હતો. સોરાબનો જમણો પગ

જબરો ઠબકાયો હતો, પણ થોડા વખતમાં કલતર નરમ પડી અને તે પોતાના મકાનમાં બીજી ગાડીમાં જવા પામયો. રાતના કલતર બહુ વધયાથી તબીબને બોલાવવામાં આવયો, જેને ધાસતી આપી કે હાડકું મારયાયું છે અને હાડવઈદની વધારે જરૂર ધારવામાં આવે છે.

બીચારા સોરાબને બીજે દીને સવારનો સવાર મુંબઈ મોકલાવી દેવો પડયો હતો. જતી વેલાએ તેની છેલ્લી સારવાર કરવાને યાતો તેને મીઠા સખુંનથી દીલાસો દેવાને તેહેમીનાએ દરકાર વઠીક રાખી નહીં.

સોરાબ પોતાના પીતાના મકાનમાં આ પગની અડચણથી બે માસવેર બીછાંણે પડયો અને સાહાજો થઈ બાહેર નીકલી શકે તેટલાંમા તો તેને ખબર મલી કે તેહેમીના સુનાબાઈ સુતરયાના કુટુંબ સાથ પુને રહેતી હતી. જયાં તેહેમીનાના માય પણ પોતાના છોકરાંઓ સહીત જઈ રહયાં હતાં.

એક રવીવારની સવારના વરતમાનપત્ર વાંચતાં લગનની ટીપમાં નીચલાં જોડાંનાં લગન વાંચી સોરાબ ગાફેલ જેવો બની ગયો હતો :—

" રોજ ૭ મો, માહા ૧૦ મો, તા૦ ૨૯ મી આગસટ.

" દીનીયાર પેશુતન પમતાકીયા (ઉમર વરસ ૨૭) તે તેહેમીના સોરાબજી સુકલથા સાથ (ઉમર વરસ ૨૪.)"

કેવી દગલબાજ છોકરી! જે છોકરી ઉપર તેણે પોતાનું જીગર ફીદા કીધેલું, જે છોકરીએ તેની સાથ પરણવાને કબુલાત આપેલી, જે છોકરીએ તેની પાસેથી એક રકમ ઉછીકી લાધેલી, જે છોકરીએ હમણાંવેર તેને પોતાના ભવીશના ખાવીંદ તરીકે ગણેલો, તે છોકરી તેને કાંઈબી જણાવવા વગર અચબુચ બીજા સાથે પરણી ગઈ!

વરતમાનપત્રમાં આ લગન વાચતાંજ સોરાબની આંખોમાં આંસુ આવી ગયાં, પણ રડી રહેવા પછી તેનું હઈડું

પુરતું ખુલ્લું થવા બાદ આ બાબદ ઉપર તેને પુખ્ત વીચાર કરતાં જણાયું કે જે ખરાબ થયું છે તે સારાને કાજેજ થયું છે. હવે તેને લાગ્યું કે એવી ઉછાછળી છકેલી છોડી સાથ પરણવામાં તે પોતાના માબાપના શતરૂ થવા ઉપ્રાંત પોતાનું નખોદ પોતેજ વાળતે. તેણે બારેહકતાલાનો પાડ માનયો કે એવી ઓરતથી તેનો આટલો જલદીથી તેમજ સેહેલાઇથી છુટકો થયો. તેણે વધુ સુકરગુજારી એટલાં માટે કરી કે તેહેલીના સાથ તેના અહદાવવાની બીના સારાં નસીબે બીજા કોઇનબી ખબર ન હતી, નહીં તો કે તે જગના જબરી હસીમા આવયો હતે.

નાસ્તા ઉપર બેસતાં તેણે પોતાની વડી બેહેન ગુલાંને તેજ અઠવાડીક પત્ર વાંચતી જોઇ. થોડા વખતમાં ગુલાનું ધયાન તેજ પ્રગટ થયલાં લગન ઉપર ખેંચાયું, જે તેણીએ બહુ હસીનપોતાના પીતા તથા બેહેન આગલ વાચી સંભલાવયા.

ગુલા એ લગન વાચી રહી એટલે ખતા બોલી ઉઠી કે "એ બીચારો દીનાવાર પસતાકયો ખરેખરો કમનસીબ!"

ગુલાએ તાહુકો મુકયો કે "બેહેન, તું કેમ ધારે છે કે તે કમનસીબ હશે? કાય નહી હું સુવાને લાયે કોણ અને હું સુઇને દીયે કોણ એવો બનાવ નહી હોય?"

મનછુભાઇ આ સઘલી રમુજ સાભલયા કરતા હતા અને આખર તેવણે આ વાત બંધ કરવા માટે સેવટનો ચુકાદો આપયો કે "જે હોય તે ખરૂં! આપણને તેમાં શું? હું એટલાં માટે ખુશી છું કે બીચારા વધુ જવાનો ફસતા તેમજ વધુ નીરદોશ છોડીઓ એવી ઉછાછલી સંગતમા બીગડતાં અટકી."

જેમ તેમ નાસતો પુરો કરીને સોરાબ પોતાના પીતાના ઓરડામાં ગયો અને તે ઓરડાનું બારણું અંદરથી બંધ કરી તેવણ પાસે માફ માંગી બહુ હેપત.વનારો ખુલાસો કરી દેવા માંગયો. તેણે આંખોમાં આંસુ લાવી જણાવયું

કે "મેહેરબાન બાવાજી, તમુને એક કરતાં ત્રણ બાબદમાં ઠગવા માટે હું બરેબર લજવાઉં છું, પણ આજે તે સઘલો ખુલાસો કરી દઈ, મારૂં હઈડું ખુલ્લું કરી નાખી, તમારી પાસ માફ માગું છું. આ દગલબાજ તેહેમીનાની સાથ હું છુપી રીતે અહદરાવલો હતો. તેણીએજ મારી પાસેથી આવ નસીબે કબુલાત લીધી હતી કે બે વરસ વેર અમારા અહદરાવાની બીના કોઈનબી જણાવવી નહી. મારાં નસીબે આ કબુલાત મેં આપી, જેથી ડુનવાની હરીનાથી હું આજે છટકી ગયો છું. તેહમીના પરણી ગયતા હોવાથી એવી ખરાબ છોકરીથી બાબુકલા છુટો થઈ જવા માટે હું તે કીરતારનો પાડ માનું છું. જે ઘોડા મેં તેણીના ભાઈ પાસેથી ખરીદયો હતો, એવું મેં તમારા આગલ કહયું હતું, તે સરાસર જુઠું હતું, કારણકે હજી મેં તેના પઈસા હજી તેને આપયા નથી. એ ઘોડો કશા કામનો પણ નથી અને હું વેચી નાખીશ. ત્રીજી નાચ વરતણુંક જે મેં ચલાવી છે તે આપણી પેહેડીના નરીમાન મહતાજી પાસેથી રૂ૧૫૦ ની રકમ ઉછીની લવાની છે. એ કરજથી મેં આ ખરાબ છોકરીને ખાતર કરેલું હતું અને તેનાથી હું આજે પસતાવો કરૂં છું. મેહેરબાન બાવાજી, મને મારા આ ખરાબ ચાલ માટ માફ કરવાની કરૂપા કરો અને હું તમુને આજથી પવીત્ર કબુલાત આપુ છું કે એવી બદચાલચુંક હવેથી હું કદી કદાબી ચલાવીશ નહીં અને મનજીભાઈ સોલાઈનાના સારા નામને જેબ આપે તેવો હું તેવણનો દીકરો નીવડીશ."

સોરાબની આંખોમાં પાછાં આંસુ આવી ગયાં, તે પોતાના પીતાને પગે પડયો અને કાચ ઉપર બેસી જઈ માથું પોતાના હાથોમાં સંતાડી રડવા લાગો.

મનજીભાઈ જાણતા હતા કે તેવણનો આ દીકરો સોરાબ સારો ખવાસ ધરાવે છે, પણ એક હુલડ છોકરીના પયારની ગરમીમાંજ તેણે એવી ભુલો કરી હવી. તેના પસતાવો

પણ અંતઃકરણનો છે એવું માની તેવણે બહુ ગંભીર ચેહેરે જણાવયું "સોરાબ, તારી આ વરતણુક તુંને બહુ ખરાબ મારગે લઈ જતે અને તારૂં ભવીશ સદાનું ખરાબ થવા ઉપ્રાંત તારા બાપના કુટુંબના સારાં નામની હીણું લાગતે. એ બદનામીમાંથી આપણો છુટકો થયો છે, માટે તે બારે હકતાલાને હું હજારો હજાર નમન કરૂં છું. દીકરા, તું જેવી કબુલાત મને આજે આપે છે, તેવીજ તું જરૂર પાલજે અને હું આ બનાવો ત્યારેજ વીસરી જઈશ. હું તારૂં આ સઘલું કરજ ફીટાડું છું, પણ મારી સલાહ પાછી યાદ રાખજે કે કદી કદીબી કરજ કરતો ના. જા હવે મને તુંને કાંઈબી વધારે કહેવું નથી અને એટલાંથીજ તું પુરતો બોધ લેજે."

હા, એ તદન પુરતો બોધ હતો. સોરાબ તેહેમીનાનો ખયાલજ તદન ભુલી ગયો હતો અને બહુ ઉલટથી પોતાના બાવાની પેહેડીના કામમા વલગી જઈ પોતાની માહેના તથા પીતા સાથે ફુરસદના વખત ગુજારવા લાગો. તેને કામમાં બહુ ઉલટથી મંડી ગયલો જોઈ, ત્રણ વરસ રહી મનજીભાઈએ પોતાની પેહેડીમા પોતાના ભાગયા તરીકે દાખલ કરયો હતો.

ભાગયો થવા પછી એક દીને પોતાનાં બંગલામાંથી પોતાના પીતા સાથ ગારીમાં પેહેડીએ જતાં સોરાબ "જામે જમશેદ" વાંચવામા રોકાયો હતો. મહાન ભણી આવી પુગતા એ પત્રમાં પ્રગટ થયલા નાચલાફકરા ઉપર તેનું ધયાન ખેંચાયું:—

"**એક પારસી જવાનનો આપઘાત**—કારોનરે ગઈ કાલે બાબુલાના તલાવ આગલ કોઈ દીનયાર પેશુતન પસતાકીયા નામના પારસી જવાનની લાસ ઉપર જુરી ભરી હતી. મરનાર આગલા રાતના અસુરેથી આ તલાવમાં પડયો હતો, જે પડવાનો ધપકારો સંભલાતાંજ કેટલાક રાહદારીઓએ દોડી આવી તેને કાઢવાની કોશેશ કરી હતી.

કેટલીક મેહેનતે લાશ કાઢવામાં આવી તો તેનો પ્રાણ તદન ગયલો જણાયો. કોરોનર સનમુખ પડેલી જબાની ઉપરથી જણાય છે કે મરનાર બહુ કરજદાર હાલતમાં હતો અને પોતાની બાયડી તેહેમીના સાથ હમેંશ મારામારી કરયા કરતો હતો. તે કડવી ફરયાદ કરતો કે તેણીના બખ્ખલુટ ખરચથી તે ખુવાર થાય છે, પણ બાયડીનાંજ કસુરથી તે ગરીબ હાલતમાં આવયો હતો. એવી કાંઈબી જબાની જ્યુરી સનમુખ પડી ન હતી. જ્યુરીએ અભીપરાય આપયો કે પોતાના માંગનારાઓના તગાદા તથા બાયડી સાથની ખટપટથી કંટાલી મરનારે તલાવમાં નખાવીને આપઘાત કરયો છે."

સોરાબે એ ફકરો બે વાર વાંચયો અને પછી એક હરફબી બોલવા વગર એ વરતમાનપત્ર પોતાના પીતાના હાથમાં આપી, એ ફકરો વાંચવાની એલતેમાશ કરી.

મનજીભાઈએ આ આપઘાતનો ફકરો વાંચવા પછી એટલુંજ જણાવયું કે "તેહેમટન બાત ખરાબ!"

તેટલાંમાં ગાડી વેહેડીના દરવાજા આગલ આવી પુગી અને આ બનાવ વીસરી જવામાં આવયો.

એ બનાવ સાથ આપણી વારતામાંથી સુકલવાલાના કુટુંબની કાંઈ હજી આખેરી આવતી નથી. એ કુટુંબના સંબંધમાં એક બીજો વધારે અગતનો બનાવ હવે પછી આપણી વારતામાં જોવામાં આવશે.

---

## પ્રકરણ ૨૧.

### જમશેદ અવાસયા.

ખીસટી નવું વરસ મેહેબાશાહના મકાનમાં ગુજારવા પછી બરજોર સોબાઈના પોતાની કાલેજના અભયાસમાં

પાછો ઉમંગથી મંડી ગયો. પોતાના મકાનમાંથી કાલેજમાં જવા સીવાય તે જવલેજ બહાર નીકળતો હતો. પીરોજાને આપેલી કબુલાતવાળું કામ પાર પાડવાને તે બહુ ખાહેશમંદ હતો પણ કાંઈબી નવી વીગત તેને નવાં વરસ પછી મળેલી ન હોવાથી એપ્રેલ માસમાં કાલેજનું વેકેશન પાછું આવયું તયાં વેર અભયાસ સીવાય બીજી કોઈબી બાબદ ઉપર તેનું ધયાન રોકાયલું ન હતું.

તે જેમ બને તેમ જલદીથી એમ. એ. થઈ એલ. એલ. બી. ની પરીક્ષામાંથી પસાર થવાની કાળજી રાખતો હતો અને તેના ગોઠીયાઓ અને ઉસતાદોને ખાત્રી હતી કે બરજોર માનવંત પદવીઓ સાથ એ પરીક્ષામાંથી બાહેર પડશે. તેનું ધયાન એ મુજબ અભયાસમાં રોકાયું હતું, તોપણ પોતાની માનીતી પીરોજાને તે કોઈ દીવસે ભુલી જતો ન હતો. તે હરરોજ બળાપો કરતો કે પીરોજા ઉપરના તેના અનંત સવચ્છ પયારના તેવાજ જવાબ મળે એવી તેને વકી વધારે અને વધારે ઓછી લાગે છે. અનુભવી નાજાંમાયે તો ધસારો વટીક કરયો હતો કે પીરોજા જો કદીબી પાછી પરણવાને તઈયાર થાય તો પોતાની આગલી જીંદગીમાં કોઈ દીવસબી સંબંધમાં ન આવેલા કોઈ બાહોશ સારા કુલના ઉંચી નીતીના જવાનથા કેડેજ પરણવાની. વળી મહેલાશાહના જોનાર પણ તેણે જાણી લીધો હતો કે તેવણ પોતાની દીકરીને તેણીની મોટી દોલતને અનુસરતી રીતે કોઈ પેહેલા પંકતીના બહુ કુલવંત કુટુંબમાં પાછી પરણેલી જોવા ઇચ્છતા હતા. વળી પીરોજાબી ફાંટાવાળી બાઈ હતી. તેણીએ પોતાનું ચીત પોતાના મરનાર પતીના ખુનીને શોધી કહાડવામાજ રોકયું હતું, જે કામ બરજોરથી પાર પડેલું તેણી જોવા ઇચ્છતી હતી, પણ એ કામમાં બરજોરે હજી ફતેહ મેળવેલી ન હોવાથી પીરોજા તેની તરફ આગળ કરતા કાંઈ વધારે પ્રીતની નજરથી જોય એમ તેને લાગું નહી.

બરજોર એ મુજબ પોતાનાં ભવીશ માટે કાંઈબી સારી ઉમેદ વગર અભયાસમાંજ દુ:ખી હઈડે રોકાયલો હોવાથી, તેને તેની જીંદગી વધારે કડવાશવાલી લાગવા માંડી.

એક રવીવારે સવારના તે ખુલ્લી હવામાં ફરવા જતો હતો, એટલામાં તેનો કદીમ ઈસટ મીત્ર જમશેદ અવાસયો મલી ગયો. આ બે મીતરો આશરે બે વરસે અચ્યુચ પાછા મલેલા હોવાથી એકમેકને જોઈ તેઓ બહુ હરખાઈ ગયા હતા અને બરજોર મોહોસ કરી આખો દીવસ વાત કરવા માટે તેને પોતાના મકાનમાં તેડી ગયો.

આ જમશેદ અવાસયો આશરે ૩૦ વરસની ઉમરનો, અતી ખુબસુરત દેખાવનો, સારા કુલનો, અનંત ચાલાક જવાનયો હતો અને બે વરસ થયાં તબીબ થઈને સારૂં નામ કહાડયું હતું. મેડીકલ કાલેજમાંજ તેણે પોતાના ઉંચા અભયાસથી પોતાના ઉસતાદો તથા બીજાઓનો એવો તો મોટો વીશ્વાસ મેલવયો હતો કે જો તે તબીબના ધંધામાં પડયો હતે તો થોડાજ વખતમાં બહુ મોટી ઘરાકી મેલવતો થયો હતે. એમ માનવાને બહુ મજબુત કારણો હતાં.

પણ જમશેદ અવાસયો પૈસાની પુંજી કરવા કરતાં વીદયાની પુંજી કરવાનો વધારે શોખ ધરાવતો હતો. તે પોતાનાં માબાપનો એકપુરો દીકરો હતો, અને માબાપ પાંચ પૈસે સુખી હોવાથી, તેની સઘલી હાજતો સરતી હોવાથી પૈસા કમાવાની તેને પોતાને લાલચ થઈ ન હતી.

તેનો એકલો શોખ તબીબી વીદયામાં વધારે કુશલતા બતાવી નામ કહાડવાનો હતો, કાલેરા, બળી, રગતપીત, ખરાબ દાસ વગેરેના અકસીર ઉપાયો શોધી કહાડવાનું જાણે તેને ચેટક લાગું હતું. તબીબી બાબદોને લગતાં યુરોપયન પુસતકોના અર્થને અભયાસ કરવા પાછલ તે મંડલો રહેવા ઉપ્રાંત કાબેલ દેશી હકીમો તથા વઈદો સાથ

સભાઇ જઇ તેઓના નુસકાઓ વગેરે જાણી લેતો અને ગોસાંઇઓ વગેરેમાંથી ફરી તેઓની જડીબુટીની દવાઓની ખાશયતો જાણવાની કાળજી રાખતો.

જમશેદ અવાસયો ખરેખર એક વીદવાનજ બનવા માંગતો હતો અને તેવી તેનામાં કાબેલીયત હતી. તેનાં માતપીતા વલસાડ ખાતે રહેતાં હતાં. જવાન વયમાં તે અભયાસ અરથે મુંબઇ એક એશીનાં મકાનમાં આવયો હતો અને તે તથા બરજોર સાથેજ કાલેજમાં જોડાયા હતા. બેઉને એકમેક સાથ બહુ માત્રાચારી બાઝી અને થોડા વખત પછી જો કે જમશેદ મેડીકલ કાલેજમાં જવાથી તેઓ છુટા પડયા હતા, પણ તક મલતાંજ એકમેકને મલતા હતા યા તો કાગલપતરોનો વેહેવાર ચલાવતા હતા.

જમશેદના પીતા સાથ વાંચનારને આગલ ઓલખાણ કરાવી હતી. એક વખત કીમટમસને ટાંકણે મરનાર રૂપાંબાઇ તથા તેવણની દીકરી સુનાને લગતી વીગત મેલવવાની ખાહેશથી બરજોર પોતાના મીત્રની સાથ વલસાડ ગયો હતો, જયારે પોતાના દીકરાના આ ઇસટ મીત્રને જમશેદના બાપ સોરાબજી અવાસયાએ રૂપાંબાઇને લગતી પોતાને જણાયલી સઘલી વાગતો પુરી પાડી હતા, તે વાંચનારને યાદ હશે.

ઉપર જણાવયું છે તેમ આ જમશેદ સોરાબજી અવાસયો બહુ દેખાવલો તથા ખુબસુરત હતો. તેનું કદ લાંબું હતું, તે શરીરે બહુ મજબુત હતો, અને જો કે પોશાકને માટે બહુ બેદરકાર રહેતો હતો તોબી તેના દેખાવથી તે કોઇનબી પોતા તરફ ખેંચવા વગર રહેતો ન હતો. દુનયાદારીની યા પોશાકની જાણે તેને કાંઇબી દરકાર ન હતી. તેનું સઘલું ધયાન તબીબી વીદયાના વધારા પાછલ લાગેલું હતું, એવી ઉમેદથી કે માણસ જાતનાં નબોદયાં મોટાં દરદોના કાઇ વધારે સુતરા ઉપાયો શોધી કાઢી આ દુનયામાં નામ કાઢી જવું.

એવી તારીફલાયક મોટી ઉમેદોવાળો આપણો આ નવો મીત્ર જમશેદજી સોરાબજી અવાસયા છે.

બેઉ મીતરો કેટલીક મુદત પછી પાછા મળવાથી બહુ હરખાઈ ગયા હતા અને એકમેકને લગતી જુદી જુદી વાતો સાંભળવામાં તે રવીવારનો બરબોબરશ દીવસ નીકલી ગયો હતો. બરજોરના ઓરડાની સફાઈદાર હાલત, તયાં ગોઠવેલાં સુતરાં ફરનીચર માટેનો તેનો ટેસ્ટ, પશ્ચીમ બાજુ ખુલ્લી હોવાથી તયાં આવતી સુંદર લેહેરીઓ વગેરેથી હરખાઈ જઈ જમશેદ તેનાં આ મકાનની બહુ તારીફ કરવા માંડી. બરજોરે ઉપકાર માનતાં જણાવયું "જમશેદ, મને હરખ ઉપજે છે કે મારા અભયાસ માટે રાખેલો આ ઓરડો તને એટલો બધો ભાવે છે."

"ભાવે છે એટલુંજ નહી, પણ જાણે હું તારી અદેખાઈ એવા સારા શાંત ઓરડામાં રહેવા માટે કરૂં છું. નીરાંતે અભયાસ કરવા માટે તો ખરેખર એવાજ ઓરડા જોઈયે. કોણ જાણે શું હશે કે અમો તબીબોની સરકતમાં એવાં સુંદર મકાનોમાં રહેવાનું હોતું નથી, જયારે હું જોવું છું કે બારીસટરો યા વકીલોનાં મકાનો એવાંજ સારાં ટેસ્ટવાલાં હોય છે."

બરજોરે જવાબ વાલયો "દોસત જમશેદ, તું ગમે તેમ બોલતો હોય, પણ એટલું તો ખરૂં કે મારા કાકાજી મેહેલાશાહ સોલાઈના પણ એજ ઓરડામાં રેહેતા હતા અને તેવણે જેમ ફરનીચર ગોઠવયું હતું, તેમજ ગોઠવવાની મને આ ઉલટ થઈ. મને લોભ થયો કે મેહેલાશાહ વકીલના ધંધામાં આટલા બધા ફાવી જશાપતા થયા, તો હું કાં નહી તેમજ ફાવવાની કોશેશ કરૂં? પણ દોસત, બીજા કેટલાક મીતરો મલે છે, તેઓ તો કહે છે કે હવે વકીલના ધંધામાં રહયું છે શું?"

જમશેદે જવાબ વાલયો "એવું બોલનારાઓ મોટી ભુલ કરે છે. હા, એક ધંધામાં કાંઈ સઘળાઓજ ફાવે નહી.

કેટલાકો ફાવેલી અને બીજા કેટલાકો નીશફલ થાય, અને એ તો દરેક કામકાજ અને ધંધાધાપાના ચાલતો આવેલો નીયમ છે. એક માણસની ફતેહનો આધાર તેની પોતાની ઉપરજ રહે છે. આપણે કાલેજમાં સાથે હતા તયારનુંજ મેં મત બાંધયું હતું કે તું જેઓ કામમાં પડશે ને કામમાં ફાવવાનો, કારણકે આ જીંદગીમાં ફતેહ માટે શાંત ખુલ્લું મગજ અને મકમ ઠરાવ જરૂરના આગેવાન સાધના ગણાય છે. તારામા એ સાધના મેં તેજ વખતથી જોયાં હતા અને તેથી તારી ફતેહ માટે હું આવો આત્રીપુરવક છું."

બીજી કેટલાક વાતચીત કરવા પછી જમશેદે સવલ કરયો "તયારે શું પેલા લખોપતી વકીલ મેહેલાશાહ સોલાપ્રનાબી આજ ઓરડામાં રહીને અભયાસ કરતા હતા કે? લોકો કહે છે કે એ વકીલ બહુ બાહોશ છે, તેમ નવાબ દેશીલીમી સારી પ્રસંતા ધરાવે છે. વારૂં એવણનાજ મકાનમાં આશરે નવ દશ માસની વાત ઉપર પેલું મોટી ચરચા ઉઠાવેલું ખુન થયું હતુંની!"

હા, તેવણનાજ એક મકાનમાં એ ખુન થયું હતું અને તેવણની એકપુરી દીકરી પરણ્યા પછી તેણીના નીરદોશ બાવીંદનું માત્ર સાતમે દીવસે એ ખુન થયું હતું."

ખુરચીયેર ઉપર લાંબો થઇ અલેટાઇને જમશેદે બેદરકારીથી સવાલ કરયો "બરજોર, તું તો એ ખુનની સઘલી વીગતથી જાણીતો હશે, માટે જરા વાત તો કર કે હુંબી જાણું કે તે એવું ને શું ગુંચવણભરયું ખુન હતું કે તેણે આખાં મુંબઇ શેહેરમાં તેમજ અમારાં ગુજરાતના ગામોમાંબી મોટી ચરચા કરી મેલી હતી. મેંબી તેની કેટલાક વાગતો તે વખતે સાંભલી હતી ખરી, પણ તે તો "સેકંડહેંડ" વીગત હતી!"

બરજોરે આ અરજ સ્વીકારીને મેહેરાતા નવલનાં ખુનને લગતી માંડીને પેહેલેથી તે છેલ્લે વર સઘલા વાગતો પોતાના મીત્રને કહી સંભલાવી. ચોધી ચોધીન આ વાત

કરવામાં બરજોરની ઉમેદ એ હતી કે તેનો આ કાએદ ગાંઠ ખુલીને ખોલી કાઢવા માટે કાંઈ નવા ઉપાયો સુઝી શકે.

સઘલું સાંભલી રહેવા પછી જમશેદે સવાલ કરયો "અને આશરે ૧૦ માસ થવા આવેલા છતાં ખુનનો કાંઈબી પતો હજી મલી શકયો નથી કે?"

"કાંયબી નહી!"

કેટલોક ગંભીર વીચાર કરી જમશેદ બોલયો "ખચીત આતો બીચારા મેહેલાશાહને માટે ચીંતાતુર મામલો ગણાય. જો તમો લોકો માનો છો તેમ મેહેલાશાહના કોઈ દુશમને તેવણની ઉપર કીનો લેવા માટે તેવણના આ વહાલા જમાઈનું ખુન કરયું હોય, તો હું અનુમાન કરૂં છું કે તે મુંજી શખશના કીનો એટલામાંજ અટકવાનો નહી. એવા ઝનુની કીનો વધુ ભોગો લેવા વગર સંતોશ પામે નહી, ને કીનાના સપાટામા હવે પછી કદાચ મેહેલાશાહ પોતેબી આવી જાય અથવા તો તેવણની આ એકપુરી ખુબસુરત વીધવા બેટી પીરોજાબી આવે! પણ બરજોર, એટલીબી ખાત્રી રાખજે કે કાંઈ બહુ મજબુત કારણ વગર કોઈ શખસ આટલો બધો કીનાખોર થાય નહી. કોઈ અતીશય મોટી ગેરઈનસાફી વગર દુશમનાઈ આવી મોટી પ્રકારના વેરમાં બદલાઈ જાય નહી."

બરજોરે એટલીજ ગંભીરાઈથી જવાબ આપયો "જમશેદ, હુંબી એવુંજ મત ધરાવું છું, પણ આવા સખત કીનાનું મુલ શું હશે તે હજી અમો ખોલી કાઢી શકયા નથી. આખરે નીરાશ થઈને મેં તો એ ભરમ ખુલ્લો થવાની સઘલી આશા છોડી દીધી છે."

જમશેદે પોતાના મીત્રને સલાહ આપવા માંગી કે "તું જણાવે છ તેમ મરનાર નવલ તો એક ફરેસતા સમાનજ નીરદોશ જવાનયો હતો, તો આ જબુન કામ મેહેલાશાહનાજ કોઈ વેરીએ કરેલું હોવું જોઈયે, જેથી મેહેલાશાહ, તેવણનાં

મોહોરદાર તથા તારા જણાવવા મુજબ તેવણની આ અતી ખુબસુરત જવાન વીધવા છોકરી પીરોજા ખુનીની તલવાર ઉપરજ જાણે હજી લટકતાં રહયાં છે એમ હું માનું છું. તેવણને બહુ સંભાળથી રહેવાની ભલામણ કરજે."

બીજી કેટલીક વાતચીત થવા પછી જલદીથી તક મલતાંજ પાછા મલવાની ઉમેદ આપીને જમશેદ અવાઝયો તે રવીવારે સાંજના પોતાના મીત્ર બરજોરથી છુટો પડયો.

બીજે દીને સવારનાં બરજોરને પોતાના પીતા તરફથી એક પત્ર મલયો કે પીરોજાએ આગલી સાંજના એક બેટાનો જનમ આપયો છે અને મા તથા કુમળ બાલક બંને જણ સારી તંદરોસતીમાં છે. વલી આ ચીઠીમાં એટલું વધારવામાં આવયું હતું કે પીરોજાએ તરતજ પોતાના વહાલા દીકરાનું નામ પાડી દીધું છે અને તે નામ બરજોર કરી છે.

આ ખબરથી બરજોરની આંખોમાં હરખનાં આંસુઓ આવી ગયાં. એ હરખનાં આંસુઓના બે સબબ હતા. પેહેલો સબબ તો એ કે પીરોજાએ પોતાનો દીકરો જનમતાંજ તેને બરજોર નામ આપવાની કાલજી રાખી હતી, તેજ તેની તરફનો તેણીનો સારો વીચાર બતાવે છે. બીજો સબબ તો એ કે બીચારી એકલી અટુલી પડેલી પીરોજાને તયાં એક બેટાની વરધી થયલી હોવાથી પોતાના વહાલા મરહુંમ પતીની એક બીજી જીવતી સુરતી તરીકે એ બચાંના પયારમાં પીરોજા પોતાનું મોટું દુઃખ રફતે રફતે હવે વીસરતી જશે, એવી તેને વધારે આશા લાગી.

પીરોજાને તયાં એક ફરજંદની વરધી થવાથી તેટલોજ હરખ બીચારાં બહુ દુઃખી બુઢાં મેહેરમાયને પણ ઉપજયો હતો. એ મેહેરમાયે પોતાનાં મન સાથ એવો સંતોશ લીધો કે તેવણનો દીકરોજ જાણે પાછો આવયો છે અને એ બાલકને ઉછેરવામાં તેવણની બુઢી જીદગીના બાકીના દીવસો

વધારે સારી રીતે ગુજરશે એવો સંતોષ લઈ, આ નવાજેશ માટે તેવણે તે કીરતારની અંતઃકરણથી બંદગી કરી, પોતાની બીજી ધરમ સંબંધી ફરજો બજાવી. પણ પીરોજાને તયાં થયલી આ ફરજંદની વરધીથી, જહાંગીર અવાસયો એકલોજ બહુ ખીજવાઈ ગયો હતો. બેહેસતી નવજાના આ નાના બંનેવાને આ ખબર સાંભળીને આડાં ને ઉભાં થઈ આવયાં હતાં. મરનારનાં વસીયતનામાં મુજબ પીરોજાને તયાં જો કાંઈ ફરજંદની વરધી ન હોય, તો મરનારનો મોટો બગીચો તેવણની નાની માનીતી બેહેન શીરીન જહાંગીર અવાસયાના વડા દીકરાને મળવો જોઇયે. બંધો જહાંગીર અવાસયો તો એ માલકત મેળવવા માટે તલપી રહેલો હતો, પણ જાણે કુદરત તેની આડે આવી.

"મારા બચાંના મખમમાંથી આવી મોટી માલકત ગઈ છે" એવા મોટા બબાખામાં જહાંગીર અવાસયો પડયો હતો અને જયારે તેની નીરદોશ ભોલી બાયડી શીરીને પીરોજાને જોઈ આવયા પછી ખબર આપી કે "જી ભરાયો બુચો તથા પીરોજા બેઉ બહુ સારી પેંડ છે," તયારે આ જહાંગીર અવાસજીએ પોતાની બાયડી આગલ ઉભરો કાઢયો. તે બોલયો કે "જા અભાગણી ઘેલી, આપણા દીકરાનું તો તને કાંઈ લાગતુંજ નથી. જે સુંદર બગીચો આપણો મંચો મોટો થઈ વાપરતે, તે તેના મોઢાંમાથી છીનવી લેવાયો છે અને તોબી તું આટલી બધી બેદરકાર!"

શીરીન છછણી પડી અને બોલી ઉઠી કે "જા બા જહાંગીરજી, તમે એમ શું ડોલા બાલો છો! મારા દીકરાનાં નસીબ તેની સાથે. બીચારી પીરોજાને કેટલો હરખ ઉપજયો છે તેનો તો વીચાર કરો? મારાં માબને આજે ૯ મહીના પછીજ મેં થોડાંબી સુખી જોયા છે."

જહાંગીર અવાસયાએ જણાવયું "અરે એ છોકરાને જીવવા તો દે. બચાને મોટું કરતાં લોહીનું પાણી થાય છે. બાપ વગરનાં છોકરાઓ કોઈજ જીવે છે."

શીરીને ઉશકેરાઈ જઈ જણાવયું " જાઓ જાઓ તમે તો એવાજ રહી ગયા છો! મારાં માયજીના આ નવા દીકરાના બાપ નથી, તો ઓહાઓજીબી તેન માથે છે કેની? મરૂં રે મરૂં મારો જી ભરાયો બરજોર નરોજી દોતીશેઠના તો ૧૦૦ વરસના ઉવા સાથે લેતો આવગો છે. મરૂં રે મરૂં એની ઉપરથી!" એટલું બોલી એવગણા લઈ શીરીન ઓરડામાંથી ચાલી ગઈ. જહાંગીર અવાસયો બબાપામાજ બેઠા કે એના જેવી મુરખ બાયડી બીજી કોઈબી ન હશે!

આ બનાવને આશરે ૧।। માસ વીતા પછી બરજોર પીરોજાની મુલાકાત તેણીના મકાનમાં ગયો હતો. પીરોજા હજી બીમાર હતી, પણ આગલ કરતાં દેખઈતી વધારે સંતોશી જણાતી હતી. તે પોતાનાં દુધમલ બાલકને રમાડવામાં મસગુલ થએલી હતી. બરજોરને જોતાંજ તેણીએ પોતાના આ બેટાને તેની નજદીક ધરી હરખાયલે ચેહરે જણાવયું "ભાઈ બરજોર, મારા નાના બરજોર ઉપર તારો હાથ ફેરવ કે એબી તારા જેવો હુશયાર તથા ભલો નીવડે."

બરજોરે ખુશીથી આ દોઢ માસનાં નાનાં બાલકને પોતાની ગોદમાં લઈ રમાડયો, અને ટીકી ટીકીને જોવા પછી અભીપરાય આપયો કે પોતાના બેહેસતી બાપના જેવોજ નીકલવાનો. આ બાલકની તંનદરોસતી જાલવવાને લગતી કેટલીક સારી સુચનાઓ બરજોર તરફથી સાંભલવા પછી પીરોજાએ પાછો આગલો મુદ્દો કહાડયો કે "કેમ ભાઈ, પેલા બાબદ ઉપર કાંઈ વધારે સાંભલયું કે? કાંઈ વધારે નવી ભાલ થઈ શકી કે નહી?"

બરજોરે દુઃખી ચેહેરો કરી જવાબ આપયો "પીરોજા, કાંઈ નહી, એમ મને લાગે છે કે હવે કાંઈબી ભાલ કરવા જેવું બાકી રહયું નથી. કરવઈયાનાં કુટુંબ વીશે આપણી ભાલ હવે પુરી થઈ એટલે પછી હવે પતો મેલવવાનું કાંઈ બાકી રહયું નહી." પીરોજાએ મોહું કમલાવીને જવાબ આપયો "બરજોર મને તો તારા ઉપર બહુ મોટી મોટી

આશા હતી, પણ તેં તો તદન નીરાશી આપી. ડીટેકટીવ ખાતાંના અમલદારોને તો બહુ બહુ કામ પડયું, તેઓનું ધયાન તો આ મુકદમા ઉપરથી પેલા મુકદમા અને પેલા મુકદમા ઉપરથી ઓલા મુકદમામાં રોકાય, જેથી તેઓ તો ઝાઝી દરકાર ગણે નહી, પણ મારી આ આફતમાં તારી તરફથી હું આશા નહી રાખું તો કોણ તરફથી રાખું? ખેર એમ તો એમ."

બરજોરે રડમસ જેવો થઈ જવાબ આપયો, "પીરોજા, તું જાણતી હોવી જોઈયે કે તારે ખાતર જો મારો જમણો હાથબી કાપી આપવો પડે તો તેમબી કરવાને હું તઈયાર થાવું. એટલું છતાં હું શું તારૂં એટલું કામ ન્હી કરૂં? મેં તો મારાથી બનતું સઘલું કરયું છે અને જયારે બીજો કાંઈ મારગ જોતો નથી તયારેજ મેં તને આ જવાબ આપયો છે."

પીરોજા પાછી ઉશકેરાઈ ગઈ અને તે ઉશકેરણીમાં બોલી ઉઠી કે "બરજોર, તને કયાં ખબર છે કે મારા મેહેરવાનનું ખુન વગર સજા થવે પસાર થયું છે તયાંવેર મને નીરાંત મલતી નથી. મેહેરવાનને મારેથી ખુંચી લેવામાં આવે અને તેવાણુંનો મુજી ખુની આ દુનયામાં નીરાંતે ફરે તે વીચાર રાતની મારી ઉંઘબી છીનવી લે છે."

એવા પ્રકારનો કેટલોક ઉભરો કાઢવા પછી બચ્ચાંને વધારે રમાડવાને મસે બરજોરે વાત વીસરાવા માંડી અને બચ્ચાં સાથ તેણીને પાછી રમતમાં નાખી, તેણે તયાંથી રૂખશદ લીધી.

બંગલામાંથી નીકલવા અગાઉ બરજોર મેહેરમાયને તેવણના ઓરડામાં મલવા ગયો હતો. તેવણને મલવાનો સબબ એ કે પોતાના ઈસટ મીત્ર જમશેદે આપેલી ચીંતાથી પીરોજાના બાસુને જાણીતી કરવાને તેણે વાજબી ધારયું. તેણે મેહેરમાયને જણાવયું કે "માયજી, મારો મીત્ર માણસ

જાતના ખવાશની પરીક્ષામાં બહુ કુશલ છે, માટે તેની ધાાસતીમાં વજુદ હોવી જોઇયે કે ખુની જો જીવતો હશે તો નીરદોશ પીરોજા, યા તેણીનાં દુધમલ બાલક ઉપરબી કીનો લેવાને ઘણું કરીને તલપેલો હોવો જોઇયે."

મેહેરમાયનબી આ ધાાસતીમાં દરખઇતી વજુદ લાગી, જેથી તેવણે જણાવયું કે "મારા મકાનના સઘલા નોકરો બહુ વફાદાર છે અને તેવણને ખાનગી ચેતવણી આપીશ કે પીરોજા યા તેણીનાં બાલકને કદીબી વીલાં નહી રાખે. બેહેસતીની વરસી જવા પછી મારો જીવ નથી ચાહતો તોબી પીરોજાને લઇને હવાના ફેરફારને મસે ખંડાલે બે માસ રહી ચોમાસાના દીવસો તેણી સાથ પુના ખાતેના મારા કાકાના દીકરાના બંગલામાં ગાલી કાઢીશ. તેટલાંમાં ખુની પકડાઇ જાય તો ખોદાની બહુ મેહેરબાની."

---

## પ્રકરણ—૨૨.

## મેહેલાશાહ શેઠની આગલી કારકીરદી વીશે બોલ—બે.લો દાલો.

પોતાના મીત્ર જમશેદ ખવાસીયાએ જે ધાાસતી આપી હતી, તે બરજોરના મગજ ઉપર બહુ મજબુતીથી ઠસી ગઇ હતી કે, જો બેહેસતી નવલનું ખુન અનંત કપટ તથા ધીક્કારની અગનમાં કોઇ બદમાસે કરયું હશે તો તે બદમાસ હજી વધુ ખુન કરવા વગર સંતોશ પામનાર નથી. પોતાના કાબેલ તબીબ મીતરે આપેલી એ ધાાસતીથી બરજોર ગભરાટમાં પડયો કે રખે કોઇ દીવસે બીચારી પીરોજા યા તેનાં દુધમલ બાલકનુંબી ખુન થાય.

એ ધાાસતીને લીધેજ બરજોર પાછો વધારે ઉલટથી મરનાર નવલના ખુનીનો પતો મેલવવાના કામમા અભયાસમાંથી સેહેજબી ફુરસદ મલતાં પડયો.

ડીટેકટીવખાતાંના ખાનસાહેબ સાથે તેને સારી મીત્રાચારી આ ખુનીની ખોજના સંબંધમાંજ પડી હતી, જેથી એક રવીવારે સાંજના તેણે ખાનસાહેબને પોતાના અભયાસના મકાનમાં ચાહનું એક કપ લેવા તથા પાનસોપારી લેવાને નોતરૂં કીધું હતું. ખાનસાહેબને બહુ લેહેઝતદાર ચાહનું કપ પાવા પછી, દુનયાદારીની ખબર અંતર વીશે કેટલીક વાતચીત કરવા બાદ બરજોરે જુની વાત પાછી કાઢી. ખાનસાહેબે તો પાકો પોતાનો મજબુત શક રજુ કરયો કે આ કરપીન ખુનના ભીત્રમાં એક ઓરતનો હાથ તો સીધો અથવા આડકતરી રીતેબી હોવોજ જોઇએ.

બરજોરે સવાલ કરયો "તયારે ખાનસાહેબ, શું તમો એમ ધારો છો કે એક ઓરતે પોતે બેહેરામજી નવલના જીગરમાં પેલી છરી ખોસી દીધી હતી?"

જવાબ મળયો કે "નહી, ઓરતે તો તે છરી ભોંકી નથી, પણ કોઇ ઓરતને ખાતર આ જબુન કામ થયું હતું. ઓરતો પોતાની ગેરઇનસાફીના બદલા લેવા માટે પોતાના હાથ લોહીમાં ખરડતી નથી, પણ તેઓ મરદોને બયભીત ગુનાહો સાહેબતની ધુંધમાં કરવાને ઉશ્કેરે છે. ઓરત મારેની સાહેબત અને અદેખાઇ એ બેને ભાઇબંધ તરીકે અમો ડીટેકટીવો જાણીયે છીયે અને હું એમ ધારૂં છું કે તમારા એશીનું ખુનબી કોઈ એવી અદેખાઇને લીધેજ થયલું હોવું જોઇએ. બીચારા બેહેરામજી જવાને કદાચ નાની વયમાં કાંઇ ભુલ કરી હોય, તેપરથી આવો માહેતમભરયો બનાવ બનેલો લાગે છે."

બરજોરે અભીપ્રાય આપયો કે "ખાનસાહેબ, તમો એવી બાબદમાં મારા કરતાં બહુ બહુ લાંબો અનુભવ ધરાવો છો, પણ મારે તમને ખાત્રી આપવી જોઇએ કે બેહેરામજી નવલની જવાની તદન નીરદોશપણામાં ગુજરી હતી. મારો એશી પીરોજા સાથ તે બાલવયથીજ પયારમાં પડયો હતો અને

એક બીજા ઉપર તેઓનો એવો તો સ્વચ્છ પયાર હતો, કાહાંણી કીસામાં દરશાવવામાં આવે છે તેવો પયાર હતો, કે એવા પયારમાં ચકચુર થયલો એક નીતીમાન સારી ખસલતનો જવાનયો કોઈ બીજી ઓરત ઉપર નજરબી ફેકે એ કેમ આપણે માની શકીયે ?"

ખાનસાહેબે જવાબ આપયો "મરનાર જવાન માટે તમો તથા મેહેલાશાહ શેઠબી એવીજ ઉંચી સરટીફીકેટ આપો છો, તયારે તો મારે એટલુંજ કહેવું જોઈયે કે તે બીચારો તદન નીરદોશ હશે અને આ ખુન મેહેલાશાહ શેઠ ઉપરજ કીનો લેવાની મતલબથી થયલું હોવું જોઈયે. નવલને એવી નેમથી મારી નાખેલો લાગે છે કે પીરોજા વીધવા થઈ ઘેલી ગાંડી જેવી થઈ જાય તો તેના બાપને દુઃખમાં ગીરફતાર થયલો જોઈ ખુની તેની ઉપરનું પોતાનું વેર વલેલું ગણે. એ સીવાય આ ખુનની નેમ વીશે હું બીજી કાંઈબી વધુ અટકલ કરી શકતો નથી અને હવે પછી કરૂં એવી સેહેજબી આશા લાગતી નથી."

બીજી કેટલીક વાતચીત કરવા પછી પાન સોપારી લઈ ખાનસાહેબ વીદાય થયા, અને બરજોરે ખાત્રીપુરવક માનયું કે આ ખુન નવલના કોઈ દુશમને નહી, પણ મેહેલાશાહ શેઠનાજ કોઈ દુશમને કરયું છે. વલી ખાનસાહેબે કહેલી વાતબી તેની ઉપર મજબુત ઠસી હતી કે કોઈ ઓરતને ખાતરજ આ ખુન થયું છે, જેથી બરજોરે એવો ખયાલબી શકમંદ ગણયો કે મેહેલાશાહે વકીલના ધંધામાં કોઈ બંધવાને સખત સજા કરાવી હશે, તેણે આ કીનો લીધો હોય.

આ ખુનનો પટો મેલવવા માટે તેટલા માટે બરજોરે એવો નીશ્ચય કરયો કે મેહેલાશાહના આગલા જીંદગીમા કોઈ કમનસીબ બનાવ બનયા હતા કે નહી, કોઈ ઓરતને તેવણની સાથ ખટપટમાં પડવાનું કારણ મલયું હતું કે નહી તેની શોધ કરવી.

મેહેબાશાહ સોલાઈના પોતાના સવદેશ સુરતથી વકીલના ધંધાની કેલવણી લેવા માટે, તેમજ એલફીનસટન યુનસટીટયુશનમાં ચઢતી કેલવણી લેવા માટે મુંબઈ આવયા તયારે, બરજોર ગોવાલયા તલાવ ઉપર જે મકાનમા હાલ અભયાસ કરવા માટે રહેતો હતો તેજ મકાનમાં, બલકે તેજ ઓરડામાં વરસોવેર રહયા હતા. માણેક પોંચારો યાને મતલો નામનો એક પારસી માણુસ બરજોરને તેમજ એ મકાનમાં રહેતા બીજા વીદયારથીઓને ખાવા પીવાનું વગેરે તઈયાર કરી આપતો હતો અને બરજોરે સાંભલયું હતું કે મતલાનો બાપબી અગાઉ એજ કામ કરતો હતો. રાતના મતલો ખાણું લાવયો તયારે બરજોરે વાત છેડી કે "મતલા, તું તો બુઢો થતો જાય છે તોબી બાવરના ગાઠ જેવો રહયો છે હં!"

મતલાએ જવાબ આપયો "હા શેઠ, એમ તો છે ખરૂં! અમો ગરીબ મનીખના હાડકાં નાની વયથીજ કામકાજમાં રગડાયલાં, તેથીજ મોટી ઉમરેબી અમો આવો ઘસડબોડો કરી શકયે. મારો બાપ દોલો મારી અગાઉ અહીંના આશરે ૩૦ વરસવેર શીખવા આવતા છોકરાઓને તેમજ આસપાસના રહેવાસીઓને રાંધીસીધી ખાણું પુરૂં પાડતો, તેમજ તેઓના ઓરડા સાફસુફ રાખતો હતો. દોલાએ મન બચું હતો તયારથીજ એ કામમાં પાડયો, અને બીચારો જયારે દેહ ન સાલવાથી અને પગે તદ્દન અડી જવાથી ખાટલે પડયો તયારેજ આ કામકાજ છોડી દઈ સઘલું મને સોંપી ગયો છે.".

બરજોરે હસીને સવાલ કરયો "મતલા, તારો ઢાંખરો હજી જીવ છે કે?"

મતલાએ મગરૂરી સાથ જવાબ આપયો "હા શેઠ, જીવે છે અને જો તાંટીયા બાધરા હોય તો ચાર માર વેર હાંડાઓ ઘસડી જાય એવો હજી સારો બાંધો ધરાવે છે. મારા

બાપને તમો ઓળખતા નથી, પણ તે તો તમારા ખાનદાનવાળા મેહેલાશાહ વકીલ શેઠની હંમેશાં જાબજા તારીફ કરે છે. તે કહે છે કે મેહેલાશાહ શેઠ જેવા કુલ્લા તેમજ અઠંગ અભ્યાસ કરનારા અને ગરીબો તરફથી બહુ સભ્યતાથી વરતનારા આજના વખતના પારસીઓ નહી. જો બરજોરજી શેઠ, ગમે તો એક દહાડે મારા બાપા આગળ આવો, તો એ બુઢો પોતે ઉફણાઈ ઉફણાઈ જઈ તમારી આગળ મેહેલાશાહ શેઠની ખુબીની અણીથી તે પણી વેરની તારીફ કરવાનો."

બરજોરનેબી જે જોઈતું હતું તેજ મલી આવયું. જયારે બુઢો દાલો મેહેલાશાહ વકીલને આટલો બધો ઓળખે છે તથા વરસો વેર તેવણની નોકરી કરી હતી, તયારે તો તેની પાસેથી કાંઈ જાણવાજોગ ખબર કદાચ એંચી કાઢી શકાશે, એવી ઉમેદથા બરજોરે મતલાની આ માંગણી કુનેહથા સવીકારી. તેવણે જણાવયું "વારૂં મતલા, તારો બાપ કયાં રહે છે?"

"અરે સાહેબ, કાંઇ બહુ દુર નથી, નજદીકમાંજ છે! શંકરશેઠની વાડીની પાછલી બાજુએ ખજુરાંઓની વચે જે ઘર ઉભું કરેલું છે તયાં હુંબી રહું છું, મારો બાપબી રહે છે અને તયાજ લોકોને માટે અમો પકાવયે છીયે."

બરજોરે જણાવયું "તયારે તો આવતી કાલે સાંજના ૪ કલાકે હું તયા જરૂર આવીશ, અને તુંબી તયાં તારા બાવા આગળજ મને ઓળખાણ કરાવવા માટે થોભજે."

મતલાએ આ ખુશીથી કબુલ કરયું.

બીજે દીવસે સાંજના બરજોર પોતાની ઓલ આગળ ચલાવવા માટે પોતાના નોકર મતલાના આ ઇશારાણી આપેલાં મકાનમાં ગયો. એક ખુલ્લી હવાવાલા સારા સફાઈદાર નાના ઓરડામાં સફેદ દુધ જેવી ચાદર બીછાવેલી ખાટલી ઉપર બુઢો દાલો પડેલો હતો, જયારે તેની સામે એક

ખુરશી ઉપર મતલો બેઠો બેઠો વાત ચલાવતો હતો. બરજોરને જોતાં વારજ મતલાએ તેને આવકાર દઈ બેસવા માટે ખુરશી આપી, અને પોતાના બાપને જણાવયું કે "લે દોલા, તું ઘડી ઘડી કહયા કરતો તો કે તારા માનીતા મેહેબાશાહ શેઠના જવાન સગા બરજોરજી શેઠને તુંને દેખડાવવા માટે લઈ આવ તે આ રહયા શેઠ."

જવાન ખુબસુરત દેખાવનો તેમજ સભયતાભરી વરતણુંકવાલો બરજોર ચાલી ચલાવીને પોતાના મકાનમાં આવયો તેથી બુઢો ભોલો દોલો બહુ બહુ હરખાઈ ગયો અને "આવો શેઠ આવો" કરી ખાટલી ઉપરથી ઉઠી બેસવાની કોશેશ કરી. દોલાથી બેસાતું નથી એવું જોઈ બરજોરે તેને દિલાસો દઈ સુઈજ રહેવાનો આગ્રહ કરયો, એવું જણાવીને કે "જો તમો સુઈ રહેશો નહી તો હું ચાલી જઈશ."

દોલાને પોતાની ખાટલી ઉપર સુઈનેજ વાત કરવાની ફરજ પડી અને બરજોરે એવી તો સભયતાથી તથા માયાભરી રીતે તેની સાથે વાત ચલાવી કે બેઉ જણા જાણે કેવા જુના દોસત હોય તેમ નવા જુના થઈ ગયા.

બરજોરે બુઢાને જણાવયું કે "દોરાબજી, તમારો દીકરો કહે છે કે મારા બાવાના કાકાના દીકરા મેહેબાશાહ સોલાઈના, જેવણને અમો કાકાજ કહીયે છીયે તેવણને તમો બરોબર ઓલખો છો?"

ભોલા દોલાએ જવાબ આપયો "અરે ભાઈ દોરાબજી શાના! મને તો દોલાના સાદાજ નામથી બોલાવજો. એ નામમાંજ હું ખરી મગરૂરી લઉં છું. હા, તમારા કાકાજી મેહેબાશાહ શેઠ તો મારા મુરબી જેવા હતા અને તેવણને નહી કાંય હું ઓલખું? તેવણ આજે તો મને ભુલી ગયા છે, મોટા બંગલામાં રહી ગાડી ઘોડે ફરતા હોવાથી, પોતાના બીચારા આગલા દોલા ચાકરને તો વીસરી ગયા છે, પણ

તેવણની આગલી ઘણી મેહેરબાનીઓ મારી ઉપર હોવાથી હું તેવણને કેમ વીસરૂં? મારા એ શેઠની પાંચ વરસવેર મેં દરરોજ નોકરી બજાવી હતી અને કાંઇ સેંકડો રૂપીયા મેં તેવણના ખાધા હશે.

ભોલા દાલો બાલકણો છે, માટે સ્નેહભરી વાતચીતથી તેની પાસથી પટાવીને સઘલું બાહેર પાડશું, એવા વીચારથી બરજોરે સવાલ કરયો "તયારે પાંચ વરસ વેર મેહેબાશાહ શેઠ એકજ ઓરડામાં જાથુકના રહેતા હતા કે?"

દાલાએ જવાબ આપયો "હા, ચાર વરસવેર તો જાથુકના એ ઓરડામાં રહયા, અને સીસોટીમાં તેમજ બીજે ઠેકાણે શીખવા જવા સીવાય કદીબી ઓરડામાથી બાહેર નીકલતા નહી, પણ તયાર પછી ફેરફાર થવા લાગો. મેહેબાશાહ શેઠ સવારના ગયલા છેક રાતના અસુરેથી આવવા લાગા, કેટલીક વખત તો રાતના દશ દશ વાગે આવવા લાગા, પણ આપણાંથી કેમ પુછાય? કોઇ કોઇ વખત મારી પાસે સવાદીષ્ટ પુડીંગો અને પઇઓ બનાવીને પોતાની સાથ હેલકરા પાસે તેવણ ઉંચકાવી જતા હતા. આપણે જોયું કે કાકાજી તો કાંઇ ઉપર નીચે નજર કરતા હશે! પણ આપણા બાપનું શું જાય? આપણને તો રોકડું ને પુરતું દામ મલે અને જવાનજમાન શીખેલા કેલવાયલા શેઠ પડયા, તયારે પોતાની મરજીની કોઇ બાઇ સાથે પરણવાનો ઇરાદો રાખતા હોય તો મારેથી કેમ વચે પડાય?"

"પણ મેહેબાશાહ એ કોણને તયાં જતા હતા, એ પુડીંગ અને પઇ કયાં મોકલાવતા હતા, તે તને ખબર પડી હશેની?"

ભોલા દાલાની કેથી આંખ ઉંઘડી. તે બરજોર તરફ ટીકી ટીકીને જોવા લાગયો, એવા ખયાલથી કે પોતાના મોટા કાકાની આગલી જીંદગી માટે એટલું બધું ચીલીચીલીને પુછવાનું કારણ શું? થોડીક વખત રહીને જાણે લજવાઇ જઇને ભોલો દાલો બોલી ઉઠયો "બરજોરજી શેઠ, માફ

કરજો. તમારા મોટા કાકાજી જેવા ગ્રહસથ આશામી વીશે આવી છુટથી વાત કરવાની મેં બેઅદબી કરી એ મારે માટે સારૂં નથી."

બરજોરબી વકીલ થતો હતો એટલે તેને કાંઇ પુછવું પડે નહી. તેણે મીઠાસભરયા બોલોમાં દીલાસો આપયો "દોલા, તારૂં આ બોલવું તારે માટે મને વધારે ઉંચો વીચાર બેસાડે છે. નોકરો જો રાખવા હોય તો તારાજ જેવા વીશ્વાસુ માણસ રાખવા જોઇયે. જોની મેહેલાશાહ શેઠ તો મારાબી સુરંબી જેવા થાય છે, જેથી તારે ખાત્રી રાખવી કે તેવણને લગતું હું તને કાંઇ પુછું તે તેવણને નુકશાન કરવાની નેમથી તો હોયજ નહી. હુંબી વકીલ થાઉં છું, માટે મારા કાકાજી વકીલ થયા તયારે તેવણને શું શું મુશકેલીઓ નડી હતી, તેવણે જીંદગી કેમ પસાર કીધી, તે વગેરેની વીગતો પુછવાની શું મને ઉલટ નહી થાય? વારૂં બચારા તારા જેવા નોકરે મારા કાકાની બહુ સેવા બજાવેલી હોવાથી તથા તારો દીકરો મારી તેવીજ સેવા બજાવતો હોવાથી, તારા ઘરડપણમાં અમોએ તને ભુલવો ન જોઇયે" એમ કહી બરજોરે પોતાના ગજવાંમાંથી તદન નવી ચલકતી દેખાવલી દશ દશ રૂપયાની પાંચ નોટો કાઢી દોલાના હાથમાં મેલી.

ગરીબ દુ:ખી માણસને પૈસા કેવા કામના હોય છે! આટલો જે માણસને સેહેલવો પડે, તે માણસને રૂ૫૦ ની રકમ હાથીના પગ જેવી! દોલાએ આ તદન નવી નોટો લેવાને આનાકાની તો કરી, પણ તેની સઘલી નજર તેમાંજ હતી. બરજોર તે બરાબર ચેતી ગયો હતો, તેથી બોહોંસ કરી કે "દોલા, જો તું આટલી નીરજીવ રકમ લેશે નહી તો હું અહીંયાથી ચાલી જઇશ અને કોઇ દીવસેબી તારી સાથે બોલાશ નહી."

બરજોરે એ નોટો બુઢા દોલાની હથેલીમાં મેલી મુઠી વાલી અને દોલાએ એવું જણાવાને પોતાના તકયા તરફ

તે સેરવી દીધી કે “જાવો બાવા, તમો તો મને મણો શરમમાં નાખો છો. શું કરૂં તમારો સખુનબી ના પડાતો નથી.”

બરજોરને વધારે હીંમત આવી જેથી બીજા એવાજ નોટના પાંચ નવા કટકાઓ પોતાના હાથમાં ગણી જણાવ્યું કે “જો મારા કાકાજીને લગતી સઘલી આગલી વીગતો જાણવાની મારી હોંસ તું પુરી પાડશે તો આ નીરજીવ રકમબી ઇનામ તરીકે તારીજ ગણજે. જોની દોલા, દુનયા એ હોલી છે અને તું મારી આગલ વાત નહી કરશે તો બીજે ઠેકાણેથી શું હું મેલવી નહી શકીશ?”

વધુ નોટો જોઇ દોલો વધારે પીગલયો, અને જણાવ્યું કે “તમો જેવા દયાલુ શેઠથી કાંઇબી વાત છુપી રાખવાને હું વાજબી ધારતો નથી. પણ જો શેઠ એટલી મહેરબાની કરજો કે હું જે વાત કરૂં તે મારે નામે એ મેહેલાશાહ શેઠ આગલ કહી ના દેતા. તેવણનુંબી મેં નીમક ખાધું છ, જેથી તેવણ મારી ઉપર ગુસે ભરાય તે મને જોવા ગમે નહી. અને પણ હોયજ તો, જુવાનીમાં તો સઉ કંઇ બને.”

બરજોરની ઉલટ આ સખુનો સાંભલીને સઘલું જાણવાને બહુ વધારે ઉશકેરઇ તેણે તુરતજ જવાબ આપયો કે “દોલા, હું તને પકીત કબુલાત આપું છું કે મારો જાન જાય તોબી કદીબી તેં કહેલી વાત હું મેહેલાશાહ આગલ કરનાર નથી, તેમજ તારૂં નામ તો કદી કદીબી તેવણ આગલ બોલનાર નથી.”

આ વાતચીત ચાલતી હતી તે અગાઉ મતલો તો પોતાના બીજાં કામકાજને લીધે ઓરડામાંથી કયરનો જતો રહયો હતો. બરજોરે આપેલી કબુલાતથી ભોલા દોલને ધીરજ આવી, અને તે બોલી ઉઠયો કે “બસ, બસ, તમારી આ કબુલાત પુરતી છે અને મારી ખાત્રી છે કે મારી વાત તમો કેદે બાહેર પાડશો નહી. તેમજ મેહેલાશાહ શેઠને મારૂં નામ જણાવશો નહી. તેવણ અગાઉ દરરોજ સાંજના

ઓરડામાં આવી કદીબી બાહેર નીકલે નહી તે હવે દરરોજ આઓ આઓ દીવસ અને અરધીરાતવેર બાહેર રહેવા લાગા, મારી પાસેથી સવાદીષ્ટ પકવાનો રંધાવીને લઈ જવા લાગા, જેથી તેવણ ક્યાં જાય છે, તે જાણવાની મારી ઉલટ કુદરતીજ ઉશકેરાઈ, અને એક દીવસે એક ઘાટીને ઓલખી રાખી તેને લાલચ આપી તેને ક્યાં લઈ જવામાં આવે છે, તે મેં પુછી લીધું. ભાંયખલાથી થોડેક દુર એક એકાંતવાસ જગા ઉપરની એક નાની બંગલીમાં એક બાઈ રહેતી હતી જયાં મારા જવાન શેઠ મેહેલાશાહ તેણીની મુલાકાતે જતા હતા અને તયાં તેણીની સાથ વારંવાર ખાણું લેતા હતા. મેં તે બાઈના એક મુસલમાન નોકર સાથ દોસતી પાડી આ ખબર મેલવી હતી. આ નોકરને ખબર ન હતી કે તે બાઈનો ખાવીંદ હઈયાત છે કે મરણ પામયો છે. વલી મેં આ મુસલમાન નોકરને બહુ કુનેહથી સવાલો કરયા, પણ મેહેલાશાહ શેઠ અને આ બાઈ વચે સેહેજબી આડો સંબંધ હોય, સેહેજબી તેઓની વરતણુંક માટે શક રાખવામાં આવે, એવો ખયાલબી બાધવાને તે વફાદાર મુસલમાને સાફ ના પાડી. તે નોકરે મને જણાવયું કે મારા બાઈને મેટવા એ પારસી શેઠ સીવાય બીજું કોઈબી આવતું નથી અને તેવણ પોતેબી સવાર અને સાંજના બંગલીની આસપાસના નાના બાગમાં ફરવા સીવાય બીજે કેથેબી કદી બહાર જતા નથી."

બારજોરે અધીરાઈથી ભોલા દોલાને સવાલ કરયો "પણ તેં તો એ બાઈ કેવાં હતાં તે જોવાની કોશેશ કરી હશેની?"

"હા મેં તો ઘણીબી કોશેશ કરી પણ તે પાર પડી નહી. બાઈ બંગલીમાંથી બાહેર નીકલે તયારે કેની? મારા મુસલમાન મીતરે મને જણાવયું હતું કે બાઈ આશરે ૩૦ વરસની ઉમરના હતાં, તેવણના ચેહેરો આગલી અનંત ખુબસુરતીની નીશાનીઓ દેખાડે છે, પણ કાંઈ મોટાં સંકટ તે ચેહેરા ઉપર ફીકાસ અને ઉદાસીએ જાયુકના ગલબો

કરેલા લાગે છે. તેવણુ બહુ સાદા રહે છે અને કોઈબી પ્રકારનું એંચાણ કરવા માટે સેહજબી બાહેરના દેખાવ કરતાં નથી. એક વખત એ મુસલમાન નોકરે હલવેથી શેઠને બાઈ સાથ વાત કરતાં સાભલયાં હતાં કે "આપણો સારો સદાનો ખુશાલીનો વખતબી નજદીક આવી પુગશે, પણ તે ઈશ્વરની મરજી ઉપર છે."

બાઈએ જવાબ આપયો કે "હુંબી મારી હાલની કંગાલ હાલતમાંથી—સદાની ચીંતાતુર હાલતમાંથી—દુર થઈ એ સારા વખત માટે ઈંતેજારીથી રાહ જોવું છું, પણ એ સારો વખત જલદીથી આવે એવા બસારત થતા નથી. જે મારાં નસીબ હોય તે ખરાં."

એ ઉપ્રાંત ભોલા દોલાએ બાહોશ બરજોરને પોતાના ભોલાપણામાં બીજી કેટલીક વધુ વાગત આપી હતી, જે જો કે ગુંચવણભરી હતી, તોપણ બરજોરને તો કેટલેક દરજજે વધુ ખોલ કરવાને ઉપયોગી થઈ પડી હતી, જે વીશે આપણે હવે પછી બોલાશું.

---

## પ્રકરણ ૨૩.

### બરજોર અને ઘરવાલા સાજનભાઈ—બરજોરને મલેલો કેટલોક ભરમ.

ભોલા દોલાએ મેહેલાશાહ વકીલની જવાન જીંદગીના સંબંધમાં જે કેટલીક વાગતો પોતાના ભોલાપણામાં બરજોર આગલ રજુ કરી હતી, તે એ બાહોશ જવાનને મોટા વીચારમાં નાખનારી થઈ પડી હતી. દોલાએ બરજોરની વધુ ઉલટપાલટ તપાસમાં જણાવયું કે એ મુસલમાન નોકર મને એટલુંજ ફકત જણાવી શકયો કે યા તો તે બાઈનો ખાવીંદ કયેનારી ગયો છે, યા લાંબી મુદતની બંદીખાનાની

સજા ભોગવવા ગયો હશે, યા તો મેહેલાશાહ શેઠ પોતે પરણેલા હોવાથી આ બાઈ ઉપર પોતાના પયાર છતા તેણી સાથ તેવણથી પરણી શકાતુ ન હશે.

બરજોરે પોતાની તપાસ વધુ આગળ ચલાવી કે "દોલા, જયારે એ મુસલમાન નોકર સાથ તને આટલો બધો વેહેવાર પડયો, તયારે તો તેં વારંવાર ભાંયખલે જઈ વધુ ખોલ કરવાની કોશેશ કાંય નહી કરી? તારા બોલવા ઉપરથી તો તુંબી બહુ ચટપટયો માલમ પડે છે?"

દોલાએ જવાબ આપયો "આશરે પાંચ માસવેર એક અથવા બીજાં કારણને લીધે તેમજ મારી સખત માંદગીને લીધે મારાથી તયાં જવાઈ શકાયું ન હતું, પણ જયારે સાજો થઈને એક રવીવારે હું તયા ગયો તયારે જોતું છું તો એ નાનું મકાન તદન બંધબસ પડેલુ હતું, અને "ભાડે આપવાનું છે" કરી બહાર પાટયું મારયું હતું."

દોલા પાસેથી હવે કાંઈ વધુ વીગત મલી શકતી નથી, એવુ જોઈ આટલી વીગત ઉપરથી સંતોશ પકડી બરજોરે પોતાના હાથમાંના રૂ૫૦ ના પાંચ કટકાઓ દોલાના હાથમાં ઠસાવી બીજી ખેર આશીવત પુછી, પાછા આવવાના કબુલાત આપી રૂખસદ લીધી.

બરજોર આ ભોલા દોલાના મકાનમાંથી દરીયે કીનારે ફરવા ગયો, અને એક ગરાબ પણ પૈસા માટેના લાલચુ નોકરે આપેલી વીગત ઉપર પુખ્ત વીચારમાં મશગુલ થયો. તેને લાગયું કે પોતાના માબાપ તથા બીજા ખેશીઓથી બહુ દુર મુંબઈ શેહેરમાં એક એકાંત ઓરડામાં રહેતાં મેહેલાશાહ વકીલ પોતાની જવાનીમાં બહુ કંટાલી ગયા હશે, જેથી એક ખુબસુરત જવાન અબલાના સંકટોથી તેણી તરફ તેવણનું દીલ ખેંચાયું હશે, અને બાઈબી જો દુઃખી હોય તો પોતા તરફ આવી દીલસોજી બતાવનાર તરફ બહુ જલદીથી ખેંચાઈ જાય, એ સવભાવીક છે. તેણે પોતાનું

મગજ આગળ દોડાવયું કે "પણ ભોળા દોલાએ આપેલી ખબરો ઉપરથી સેહેજબી ડરવું નથી કે મેહેલાશાહ વકીલ તથા એ અંજાણી સ્ત્રી વચે કાંઇબી આડો સંબંધ હતો. તેઓ બેઉ વચે નીરદોશ પયાર બાઝયો હોય, અને કદાચ મેહેલાશાહના મનમાં એવો પાપી વીચાર પેઠો હોય કે એ ઓરતના ખાવીંદના મરણ પછી તે પોતાની અદરાયલી સુરતી મોહોરદારને તજી દઇ તેણી સાથ પરણે. હા, એ વીચારમાં એ બાઇએબી મારા મોટા કાકાને ઉતેજન આપયું હોય, અને એ ઉમેદ અને ઉમેદ ઉપર તેઓએ આશરે ત્રણ ચાર વરસની મુદત આવી ચુસત મીત્રાચારીમાં ગુજારી હોય એબી બનવાજોગ છે. પણ એ ઓરતનો ખાવીંદ તો મરતો નથી એવું જોઇ મેહેલાશાહ ઉપર સારી અસર થઇ હોય, અને પોતાની ફેંકવેલી સુરતી મોહોરદાર સાથ તેવણ પરણયા હોય, અને એ બાઇએબી સારો ખવાસ બતાવી મેહલાશાહને પોતાની ફેંકવેલી મોહોરદાર સાથજ પરણવા દીધા હોય અને પોતે પરદેશ જઇ એકાંતવાસમાં રહી હોય એ પણ બનવાજોગ છે."

પોતાના મનમાં કરેલી આ અટકલ ઉપર પાછો કેટલોક વખતવેર દરીયાફત કરવા પછી બરજોર એવા સેનટ ઉપર આવયો કે "હા, મારી એ અટકલજ ખરી હોવી જોઇયે, કારણ કે જો એ ઓરત તથા મેહેલાશાહ વચે કાંઇબી ખરાબ સંબંધ ફેલાયો હતે અને તે પછી મેહેલાશાહ તેણીને તજી દઇ પોતાની કબુલેલી સ્ત્રી સાથ પરણયા હોય, તો આ મુંબઇ જેવા મોટા શેહરમા તે ચરચા ફેલાયા વગર રહે નહી. પણ હું અટકલું છું તેમજ હોય તો એ કમનસીબ ઓરતના એવા ઉતમ ખવાસ માટે હું તેણી તરફ ખરેખરા માનની નજરથી જોવું. એવા ઉતમ ખવાસની સ્ત્રી પોતાની પાક દામાનને મેહેલાશાહ સાથની ગમે એવી મીત્રાચારીમા સેહેજબી દાઘ લાગવા દે નહી; તેમજ મારા મોટા કાકા

મેહેલાશાહની નીતી વીશે મને એટલો બધો તો વીશ્વાસ છે કે તેવણ કદીબી ખરાબ કામમાં પડે એવું હું માનીજ શકું નહી. હું ખાત્રીપુરવક માનું છું કે મેં કરેલી ઉપલી અટકળજ ખરી પડવાની?"

એ મુજબ પોતાની કરેલી અટકળ વીશે જવાન બરજોર સોલાઈના આટલો બધો ખાત્રીપુરવક થવા પછી, તેના મગજમાં એક બીજો વધારે અગતનો સવાલ ઉભો થયો અને તે એ કે "અગરજો મેં અટકળ કરી છે તેમજ ખરેખર બનયું હોય, તો સવાલ એ ઉઠે છે કે બીચારી કમનસીબ પીરોજાના ખાવીંદના ખુન સાથ એ બનાવને નીસબત શું હોય? જો કાંઈબી નીસબત હોય તો તે એટલીજ કે આ ઓરત જેને હું બહુ સદગુણી ગણી તારીફ કરૂં છું, તેણીનો ખરાબ ગુસો આખરે ઉશકેરાઈ આવયો હોય અને પોતાના આગલા માનીતા મેહેલાશાહને પોતાની માહોરદાર તથા દીકરી સાથે બહુ દોલતમંદ, સુખી તથા આબાદ જોઈ, પોતે એ બંગલાની ધણીયાંણી થવી જોઈતી હતી, એવા વીચારથી કદાચ તેણીના જીગરમાં અદેખાઈનો આતશ સલગી ઉઠયો હોય, અન તે અદેખાઈએ સખત કીનાનું રૂપ પકડીને તેણી પાસે પોતાના આગલા આશક ઉપર કીનો લેવડાવવા માટે તેના નીરદોશ જમાઈનું કરપીન ખુન કરાવયું હોય."

બરજોરે ખુનના સંબંધમાં વલી આવી અટકળ કરી હતી, પણ તુરતજ તેને યાદ આવી ગયું કે "એક ઓરત આવું જબુન કામ કરે એ તો બનવાજોગ લાગતું નથી, અને ખાનસાહેબ જેવા કાબેલ ડીટેકટીવે પણ મજબુતીથી કહયું છે કે ઓરત પોતાના ગમે એવા કીનાથાબી આવું ખુન કરી શકે નહી, પણ તેણી તરફથી કોઈ કીનો લેવા બહાર પડે. કાંય નહી તેણીના ખાવીંદે પાછલથી મેહેલાશાહ ઉપર મજબુત શક લાવી આ જબુન ખુન કરયું હોય?

અથવા તો કાંય નહી તેણીના બાપ અથવા ભાઈએ પોતાની દીકરી યા બેહેનનો હક લુટાયો છે, એવું ધારી બીચારા નીરદોશ નવલ ઉપર કીનો લીધો હોય? હા, એબી બહુ બનવાજોગ લાગે છે, માટે હું ઇચ્છું છું કે મેહેલાશાહ સાથ આગલ મોટી મીત્રાચારી રાખેલી આ સ્ત્રીનો પતો મને મલે, કારણકે તેણીની કમનસીબ તવારીખમાં કાંઈબી વધુ ભરમ સમાયલો હોવો જોઈયે."

બરજોર અંધારૂ બહુ પડવાથી ઘર ગયો, પણ અભયાસ તેને કરવા ગમયો નહી, અને રાતના તેને નીરાંતે ઉંઘ આવી નહી. તેનું સઘલું ચીત મેહેલાશાહ વકીલની આ આગલી માનીતી સહી યા તો માશુક કોણ હશે તેને લગતી વધુ વીગત કેમ મેલવવી તેના ઉપાયો ખોલી કાઢવામાં રોકાયું હતું. ચરપટયો બરજોર બીજે દીને ભાંયખલા ખાતેનું એ એકાંત મકાન જેમાં આગલ તે ઓરત રેહેતી હતી, એવું જણાવવામાં આવયું હતું, તે જોવા ગયો. ખોલ કરતાં જણાયું કે તયાં તો એક રામોસી પોતાના કુટુંબ સાથે રહેતો હતો. જે મકાન વીશે ભોલા દોલાએ જણાવયું હતું તે મકાન તો ખરેખર બંધ હતું, અને તેની બહાર "ભાડે આપવાનું છે" કરીને પાટયું મારયું હતું. સીપાઈની બાયડી તરફથી ખોલ કાઢતાં જણાયું કે થોડેક દુર વસતા એક મેમન શેઠનું એ તથા આસપાસના બીજાં ૭ મકાનો છે, જે મકાનોની દેખરેખ રાખવા તથા ભાડું ઉંઘડાવવાને તેણીના ખાવીંદને આ રહેવાનું ઝુંપડું આપીને નોકરીએ રાખયો છે.

આ ખબર મેલવીને બરજોર મકાનના માલેક શેઠ સાજનભાઈની મુલાકાત લેવા ગયો. શેઠ સાજનભાઈ કાસમઅલી એક માતબર ખોજા ગ્રહસથ હતા, અને વપાર વણજમાંથી પરવારી પોતાના બઅરવાલ કુટુંબ સાથ એકાંત સુખી જીદગી ગુજારતા હતા. તેવણે બરજોરને પોતાના

દીવાનખાનામાં બેસાડી પાનસોપારીની થાલી તેવણે આગલ મેલી ખેરઆફીયત પુછી, સભયેતા સાથ મુલાકાતનું કારણ જાણવા માંગયું.

બરજોરે જાણવા માગયું કે "પેલાં સામે દેખાતાં નાલીયેરીના મોટાં ઝાડોનાં છાપડાં તલે આવેલા બેઠાં નાના બંગલાનું ભાડું શું?"

શેઠ સાજનભાઈએ જવાબ આપયો કે "કયા? પેલી 'પોલી લોડજ' નું કે? હા શેઠ એ તો બહુ રમકડાં જેવી બંગલી છે, અને તમો જો ફુલફલાદીના શોખીન હોવો તો બહુ અચ્છો બાગ તયાં બનાવી શકો. જો એકાંતવાસ જીંદગી તમો ભોગવવા માંગતા હોવો તો, શેઠ એ કરતાં વધારે સારૂં મકાન બીજું કયું તમને મલવાનું હતું, અને ભાડું છે તયારે ફકત રૂ૩૦!"

બરજોરે ખુલ્લું જણાવી દીધું "સાજનભાઈ શેઠ, ખરી રીતે તો હું તમારી એ બંગલી અથવા બીજું કોઈબી મકાન ભાડે લેવા આવયો નથી. હું તો ફકત તમારા એક આગલા ભાડુતના સંબંધમાં કેટલોક ખુલાસો જાણવાની ખાહેશથી અહીંયાં આવયો છું, જે ખુલાસો જો તમો પુરો પાડશો તો હું તમારો બહુ આભારી થઈશ."

સાજનભાઈ શેઠને આથી નીરાશી ઉપજી. તેવણે તો હરખ લીધો હતો કે કેટલાંક વરસ થયાં નકામી પડી રહેલા બંગલાનું ભાડુત આખરે આવયું ખરૂં. તોપણ સભયતાને ખાતર તેવણે સવાલ કરયો "કયું ભાડુત? છેલ્લાં રહી ગયો તે ગોરો કે? કાંઈ તમનેબી નવાડી ગયો છે કે?"

"નહી શેઠ, હું તો નજદીક ૨૫ વરસની વાત ઉપર એ બંગલામાં કેટલાંક વરસવેર રહી ગયલાં તમારાં ભાડુત વીશે બોલું છું. તેવણનું નામ મેહેલાશાહ શેઠ છે. આપણાં શેહેરના જાણીતા મેહેલાશાહ વકીલને ઓલખો છો કે ના?"

સાજનભાઈએ જવાબ આપયો "મહેલાશાહ અને પેહેલાશાહ સાથે મને શું લાગતું વલગતું છે? મને કાંઈ પરસીઓ સાથ ઝઝો વેહેવાર નથી. હું તો આજે કેટલાંક વરસ થયાં બાહેરથી આવીને અહીંયાં એકાંતવાસમાં બાલગોપાલ સાથે રહું છું. (કેટલોક વખત યાદ કરીને) આશરે ૨૫ વરસની વાત ઉપર તો અહીંયાં બેહેરામશાહ કાકુબાં નામે પારસી રહેતા હતા, એટલું મને યાદ આવે છે."

બરજોરે ધારયું કે મહેલાશાહે પોતાની કાંઈ મતલબને ખાતર જુદું નામ આપયું હશે, જેથી વીના કારણે બરો ભરમ ફોડી ન દેતાં આ સાજનભાઈને અંધારામાંજ રાખવા માટે તે બોલી ઉઠયો કે "હા, હા, તેજ."

ઘરવાલાએ જણાવયું "તેવણ મારૂં ભાડું તો પાઈએ પાઈ ચુકવી આપી ગયા છે, સેહેજબી વાંધો અમને પડયો ન હતો, પણ તેવણ તમારા દોસતદાર હોય તો કહેજો કે હું કાંઈ કાચો ન હતો. હુંબી ચેતી ગયો હતો કે તેવણનું નામ કાંઈ બેહેરામશાહ કાકુબાં ન હતું, પણ ખરેખર તો કાંઈ બીજુંજ નામ હશે. પણ આપણાં બાપનું શું ગયું. આપણને તો ભાડું મલે એટલે બધું પુરૂં થયું. એટલું તો ખરૂં કે એવા સારા કાંઈબી ટીકટીક વગરના ભાડુત કાંઈ સઘલાંઓને મલતાં નથી."

બરજોરે સવાલ કરયો "પણ તેવણની સાથે એક બાઈબી અહીંયાં રહેતાં હતાની?"

બાબા શેઠે જવાબ આપયો "હા, એક બાઈ અહીંયાં સાથે રહેતાં હતાં ખરાં, પણ તેવણ એ શેઠના ધણીઆણી હતાં કે બેહેન હતાં કે કાંઈ બીજાં સગાં હતાં, તે હું શું જાણું? બેઉ જણાં એકમારગી હતાં, કોઈની તારામારીમાં પડતાં ન હતાં, જેથી તેઓના સંબંધમાં કાંઈબી કંતવાર થતી ન હતી. એક સવારના તેઓનાં એક નોકર અચબુચ મારી પાસે આવયો, અને બે આખા માસનું ભાડું

મારા હાથમાં મેલી જણાવયું કે શેઠ તથા બાઈ હવા ધોરવા માટે કાજના બાહેરગામ ગયાં છે, જયાં કેટલાક માસ તેઓ રહેનાર હોવાથી, તેઓએ તમારૂં મકાન ખાલી કરયું છે. પાછા આવવા પછી જરૂર પડશે અને મકાન ખાલી હશે તો પાછું ભાડે રાખશે."

બરજોરે ઉલટ સાથ સવાલ કરયો "પણ સાજનભાઈ શેઠ, તયાર પછી તેઓના સંબંધમાં વધુ તમોએ સાંભળયું નથી કે?"

જવાબ મળયો કે "એ શેઠ તો મારા મુનીમના જણાવવા મુજબ પોતાના ગામમાં પરણેલા હતા, જે પરણેતર બાયડી સાથ સુખચેનમાં દહાડા ગુજારે છે, જયારે તે બાઈનું શું થયું તે અહીંયાં અમો કોઈબી જાણતા નથી."

"શેઠ, કાંઈ વધુ વીગત તમો આપી શકશો? તેમ કરવામાં તમને કાંઈ ખોવાનું નથી, પણ મને તો ખચીત બહુ મોટો લાભ થશે."

સાજનભાઈએ જણાવયું "સાંભળયું તો બીજું કાંઈ નથી, પણ પાછલથી એટલું જણાયું કે એ બાઈબી કેથી પરણેલી નીકલી, કારણકે એક દીને તમારીજ માફક સાંજનાં અંધારૂ ઘોર થવા પછી એક ખરવસતી દેખાવનો છાકટાપણાંની ગવાહી આપનારો, દેખઈતી રીતે બદ ચાલનો શખસ મારા મકાનમાં આવયો, અને મને કેટલીક અધીરાઈ સાથ પુછવા લાગયો કે, બેહેરામશાહ કાકુખાં નામના એક શખસને પેલા સામી બંગલો મેં ભાડે આપી હતી કે નહી? તેનું મોઢું વાસ મારતું હતું, તેનો ચેહેરોજ કહી આપતો હતો કે તે બહુ જનુનો છે, જેથી મેં તેને ટુંકમાંજ પતાવયો, એવું જણાવીને કે હું ભાડુતોને લગતી કાંઇ પીડામાં પડતો નથી, પણ મારો રામોસી એ સઘલું કામ કરે છે. તેણે જરાક વધારે ઉશકેરાઈને જવાબ આપયો 'વારૂ એટલી તો ઓલ કરીને કહો કે એ ભાડું એ ધણી આપતો હતો

કે તેની સાથ રહેલી પેલી બદમાશ ઓરત આપતી હતી ?' મેં તેને જણાવયું કે હું કાંઇ વધુ જાણતો નથી, પણ એટલુંજ જાણું છું કે મરદોને અમો ભાડાં માટે જોખમદાર ગણીયે છીયે, અને ઓરતોની જોખમદારી ઉપર મારાં મકાનો ભાડે આપવામાં આવતાં નથી. જેમ તેમ મેં તેને કહાડવા પછી તે બીજે દીને સવારના પાછો આવયો. તે એ વખતે કાંઇ છાકટો ન હતો, જેથી મેં તેને બેસાડી તેનું ધીરજથી સાંભળયું. પણ કાકા તો બહુ ઉશકેરાઇ ગયા હતા, અને કહેર મોઢાં તના શું ભાવે તેમ ઝુડાબંધ ગાલો મારાં એ માજી ભાડુત અને બાયડીને દેવા લાગયો. તેણે જણાવયું કે 'જે ઓરત એ બેહેરામશાહનું નામ રાખનાર શખસ સાથ રહેતી હતી, તે તો મારી પરણેતર બાયડી થાય, પણ મને તજી દઇને એવા આસામીની સંભાળ તલે ગઇ છે. તમને ખબર ન હશે કે એનું નામ કાંઇ ખરેખર બેહેરામશાહ નથી, પણ બીજુંજ છે, જે વાજતેગાજતે પોતાની મેલે બહાર પડશે.' તે એ પછી ઝારઝાર રડવા મંડી ગયો, જે ઉપરથી દયા લાવીને મેં તેને વાઇનનું એક ગલાસ પાયું, અને થોડુંક ખાણું આપયું. મેં તેને પુછયું કે તયારે મારાં ભાડુતનું ખરૂં નામ શું ? તથા તમારૂં નામ શું, પણ એ સીધા સવાલોના તેણે જવાબ આપવાને વાંમાંટાંમા કરયા, જેથી કોઇની ખાનગી વાતમાં વચે પડવાને મેં દરૂસત ધારયું નહી."

બરજોરે સવાલ કરયો "પણ શેઠ, તમને એ મલવા આવેલો શખસ બદમાશ જેવો દેખાતો હતો, એ ઉપ્રાંત કાંઇ બીજી તેની વધુ નીશાન આપી શકશો ?"

"નીશાની તો એટલીજ આપી શકું કે મારા વીચાર પ્રમાણે તે કોઇ સારા માણસનો દીકરો તો હોવો જોઇયે, પણ જુગાર, છંદબાજી, તથા છાટાપાણીથી તે આ હાલત ઉપર આવી પડેલો જણાતો હતો. કાકા તો એટલી હદ

ઉપર આવેલા મને જણાયા કે થોડાક પૈસામાં જાણે ખુન વટીક કરે. આપણે તેને હુકમાજ કામવા, અને ચોકીબાનને તાકીદ કરી, કે એ ફરીથી આવે તો જણાવવું કે શેઠ ઘરમાં નથી, જેથી તેણે આપણને વારંવાર તસદી આપવાની છોડી દીધી."

"વારૂ શેઠ, તેની ઉમર કેટલી હશે?"

શેઠ સાજનભાઈએ જવાબ આપયો "જયારે તે મને પેહેલા મળવા આવયો તયારે હું ધારૂં છું કે તેની ઉમર આશરી ૩૬ વરસની હશે, અને એ બનાવને હાલ આશરે ૨૫ વરસ થયલા હોવાથી, જો હાલ તે જીવતો હોય તો તેની ઉમર ૬૧ થી ૬૨ વરસની હોવી જોઈયે."

"શું તે મજબુત કાઠીના હતો કે?"

"નહી તે મજબુત કાઠીના તો ન હતો, પણ તેનું શરીર કહી આપતું હતું કે જવાનીમા તેની દેહે બહુ મજબુત હશે, પરંતુ ખરાબ વયસનોથી તે બહુ નાતવાન થયલો દેખાતો હતો. તેના બખબખલા ચેહરો જવાનીની તેની સારી ખુબસુરતીની પણ કેટલાક ગવાહી રજુ કરતો હતો. વલી તેના ચેહરા ઉપરથી મેં અનુમાન કરયું કે તે અવીશય ખારાબજ હોવા જોઈયે."

"પણ તેનો ગુસો વધુ કોણની ઉપર હતો? એ કહેવાતો બેહેરામશાહ ઉપર કે પેલી ઓરત ઉપર?"

"અલબતાં મરદ ઉપર. બેહેરાશાહને તો તે વધારે ગુરાબંધ ગાળો દેતો હતો. બેહેરામશાહ બહુ કેલવાયલો જણાતો હતો, અને તે ઉપરથીજ તને એ કમનસીબ આસામી કહેતો હતો કે ધુળ પડો એની કેળવણી ઉપર, એવા બદમાશોજ કેળવણીના નામને લાંછન લગાડે છે તો. તે એક ખાવીંદ તરીક બહુ અદેખો પડયો હતો, પણ પોતાની બાયડી ઉપર પોતા કરતાં વધારે કાબુ ચલાવનાર એ બેહેરામશાહનું

કાટલું કાઢવાને જાણે તલપેલો હતો. વારૂં શેઠ, તમને મેં આટલી બધી ખબર આપી, અને હવે મારી પાસે કાંઈ વધુ ખબર રહેલી ન હોવાથી હું તમારી તરફથી જાણવા માગું છું કે તમારૂં નામ શું અને આ જુની પુરાણી વીગત જાણવાની તમને એટલી બધી કાંય કાળજી ?"

બરજોરે પુરતી સભયતાથી જવાબ આપયો "સાજનભાઈ શેઠ, તમોએ મને આટલી બધી અગતની ખબર આપયા પછી જો મારૂં હું નામ તથા કામ તમારાથી છુપાવું તો હું બહુ ખરાબ માણસ ગણાઉં, જેથી મારે જણાવવું જોઈયે કે હું મેહેલાશાહ વકીલનો પીત્રાઈ થાઉં છું. તમને યાદ હશે કે આશરે એક વરસની વાત ઉપર એ મેહેલાશાહ વકીલના જમાઈનું બહુ જબુન ખુન નાયગામ ખાતેના તેવણના બંગલામાં થયું હતું. આ ખુનનો પતો હજી મલી શકયો નથી. એવું માનવામાં આવે છે કે કોઈ હરડતા પણ છુપા વેરીએ મરનાર નવલ ઉપર કીનો લેવા અથવા તો તેના સસરા ઉપર કીનો લેવા આ જબુન કામ કરયું હતું. બીચારો મરનાર તો એકબી દુશમન ધરાવતો ન હતો, પણ તેના સસરાએ પોતાના ધંધાની રૂએ ઘણાં દુશમનો કરયા હશે, અને તેઓમાંના એકે બીચારા નીરદોશ નવલને મારી નાંખયો હશે, એવા ખયાલથી એ મુંજી ખુનીને ખોલી આપવા માટે મને મરનારનાં વીધવાએ રોકયો છે. તમારી સાથની વાતચીત ઉપરથી હું ધારૂં છું કે હવે હું કેટલોક પતો મેલવી શકીશ. માફ કરજો મને બહુ વખત થઈ ગયો છે, અને તમારો પણ જમવાનો વખત થયલો હોવો જોઈયે માટે હું રજા લઉં છું અને મારૂં કાંઈ વધુ કામ હોય તો સુખેથી ફરમાવજો."

બુઢા સાજનભાઈ શેઠે જવાબ આપયો કે "એક નીરદોશ વીધવા ઉપર પડેલા સંકટમાંથી તેણીને ઈનસાફ અપાવવાની તારી કાળજી બહુ તારીફલાયક છે અને એવાં

કામમાં તુંને જોઇતી મદદ આપવાને હું તઇયાર રહીશ, એવી ખાત્રી રાખજે."

બરજોરે ઉપકાર માની તયાંથી રૂખસદ લીધી.

---

## પ્રકરણ—૨૪.

### જમશેદ અવાશયાની નવી મીત્રાચારી.

બાંયખલા ખાતેના જઇફ મીલકતદાર સાજનભાઇની મુલાકાત લઇ પોતાને મકાને જવાબાદ બરજોર એક ખુરસી ઉપર પડી જુદા જુદા વીચારોમાં મશગુલ થયો. બુઢા સાજનભાઇએ આપેલી ખબર તેને બહુ અગતની લાગી. તેને લાગ્યું કે જો ઘટતી મેહેનત કરવામા આવે તથા નસીબ દેવી યારી આપે, તો એ ખબરમાંથી બેહેસતી નવલનાં ખુનનો કાંઇ પતો મલી શકે ખરો.

એ મલેલી ખબરો મેહેલાશાહ વકીલ વીશેના ઉંચા વીચારોમાં ખલલ કરનારી હતી, માટે કાંઇબી પગલું ભરવું તો બહુ સંભાલથીજ ભરવું, નહી તો એ સુખી કુટું-બનું નખોદ વલી જશે, એમ બરજોરે વીચારીને તે મુજબ ચાલવાનો મક્કમ ઠેરાવ કરયો હતો.

મેહેલાશાહ વકીલ વીશે દુનયામાં એક ચુકારોબી વીરૂધ બોલાતો ન હતો. જેઓ મેહેલાશાહના થોડાબી સંબંધમાં આવયા હતા, તેઓ તેવણની નીતીમાન વરતણુંક તથા પોતાનાં મોહોરદાર અને બેઠી તરફના અનંત પયાર માટે બહુ ઉંચો વીચાર ધરાવતા હતા. એ શેઠની જવાનીમાં કાંઇ ગફલતી થઇ ગઇ હોય, એ જવાની માટે એ જાણીતા શેહેરીને સેહેજબી નીચું જોવું પડે એવો કોઇને ખયાલબી ન હતો અને બીજા દોજા તથા સાજનભાઇ તરફથી આટલી વીગતો જાણ્યા છતાંબી, મેહેલાશાહ વીશે કાંઇબી બદગુમાન

બઈ જવાને સમજ્યુ બરજોરે પણ હજી આનાકાની કરી. તેણે ધારયું કે એક ભલા ગ્રહસથને ફકત એટલીજ ખબર ઉપરથી નકામી ગેરઈનસાફી કરવી જોઈયે નહી. વધુ ખોલ તો થવીજ જોઈયે, પણ મેહેલાશાહના ભલાં નામને ખાતર, તેવણનાં વહાલાં મોહોરદાર તથા નીરદોશ બેટીને ખાતર, બહુ કુનેહ અને સંભાલથી એ ખોલ થવી જોઈયે છે, એવા ઠેડાવ ઉપર આવતાં બરજોરે પોતાનાં મન સાથ વીચારયું કે, જો સેહેજબી અનસારો નાજાંમાય અથવા પીરોજાના કાન ઉપર પડશે, તો બીચારા મેહેલાશાહના સુખનો સદાનો નાશ થશે અને એ બે બાઈઓના દુઃખમાં વધારે મોટો વધારો થશે. બેહેસતી નવલનું ખુન જો કોઈએ અનંત કીનાની અગનમાં કરયું હોય, તો સાજનબાઈએ ખબર આપેલા પેલા બદમાસ જનુની શખસેજ કરયું હશે, એવા પક્કા ઠેડાવ ઉપર બરજોર આવયો. પણ તેની ઉપર ગુનાહ પુરવાર કરવો કેટલો બધો મુશકેલ થઈ પડે તેબી તે સમજતો હતો, તેમજ એવો ગુનાહ પુરવાર કરવા જતાં મેહેલાશાહના ભલાં સવચ્છ નામને કેવી નકામી ઝાંખ લાગે, તેનો બરજોરને વધારે વીચાર આવતો.

પોતાનાં મગજને વધારે કસવા પછી, સઘલી આસપાસની બાબદો ઉપર તોલ કરવા પછી, બરજોર આખરે એવાં સેવટ ઉપર આવયો કે “મેહેલાશાહ વકીલ પોતાની પુર જુવાનીના વખતમાં આ ઓરતની ખુબસુરતીથી કદાચ લોભાઈ તેણી ઉપર ખરા પયારમાં પડયા હોય અને જો તેણીનો મુજી ખાવીંદ મરી જાય તો પોતાની વહાલી મોહોરદારને તજી દઈ તેણી સાથ પરણવાનો હલકો વીચારબી તેવણે કરયો હોય. પણ મેહેલાશાહ અને તેવણની તે વખતની આ માનીતી ઓરત વચે કાંઈ આડો સંબંધ હોય, એમ તો હું કદી માનતો નથી. મેહેલાશાહ શેઠના સદગુણો ધયાનમાં લેતાં, કદાચ એમબી બનવાજોગ છે કે ફકત દયા તરીકેજ એક જાલમી મુજી ખાવીંદના પંજામાંથી

દુર રાખવા માટે આ ઓરતને તેવણે નાણાં સંબંધી મદદ કરી હોય અને તે મીત્રાચારીમાંજ ફકત તેણીના ઘરમાં વારંવાર આવજાવ કરતાહોય, જેથી તેણીના મુજી ખાવીંદે અદેખાઈના મારયા, ખોટા શક લાવીને પોતાના સુદાઈ ઉપર કીનો લેવાને ખાતર છેક વીશ યા પચીશ વરસ રહીનેબી તેવણના નીરદોશ જમાઈનું કમકમાટભરયું ખુન કરયું હોય. જે હશે તે થોડેક વધુ ખોલ કરતાં જણાઈ આવશે, પણ એ કુટુંબના સારાં નામને ખાતર હવે આ ખોલ કરવામાં બહુ કુનેહ અને સંભાલ મને વાપરવી પડશે. મારે પેહેલાં તો સાજનભાઈએ જણાવેલા પેલા છોકરા બદમાશને ખોલી કાઢવો જોઈયે. પણ ૨૫ વરસની મુદત વહી ગઈ છે અને એવો છાકટો છંદબાજ માણસ હજી જીવતો હશે તયારે કે!"

આ સંભાલભરી ખોલ કરવાની પુરતી તક મલે તે અગાઉ કાલેજનું ગરમીનું મોટું વેકેશન આવી પુગું, અને બરજોર પોતાના ઈશટ મીત્ર જમશેદ અવાસયાનાં નોતરાંને માન આપી બે અઠવાડયાં વલસાડની પાડોશનાં આવેલાં તીથલ ગામમાં ગુજારવા ગયો. એ બે અઠવાડયાં તીથલ ખાતે ગુજારી પોતાની તંનદરોસતીમાં સારો સુધારો કરી મુંબઈ પાછાં ફરતી વખતે બરજોરે પોતાના મીત્રને નોતરૂં કરયું કે "બીરાદર, હવે બીજાં બે અઠવાડયાં મારા પીતાજીના બંગલામાં તું રેહેવા આવે તો મારાં કુટુંબને બચીત તારી વાતચીતમાં મોટા સંતોશ મલશે. મેહેલાશાહ વકીલ પણ તારી સાથે ઓલખાણ પાડવાને ખુશી છે, અને તેવણના બંગલામાં પણ આપણે ત્રણ ચાર દીવસ રહીશું."

જમશેદે જવાબ આપયો કે "નાશક ખાતે શ્રીધર સાધુ પુરનદાસને મને મલવા જવું છે, પણ તે અગાઉ ખુશીથી હું બે અઠવાડયાં તારાં કુટુંબની પરોણાગત ચાખવામાં ગુજારીશ. મનેબી મેહેલાશાહ વકીલ સાથ ઓલખાણ

પાડવા ગમે છે. તેવણુને માટે તેવણુની તારીફમાં મેં બહુ બહુ સાંભળયું છે, માટે એવા કામેલ ગ્રહસથની મીત્રાચારી કોઈ દીવસે કામનીજ થઈ પડશે. વલી તારાં પીત્રાઈ પીરોજા સાથેબી ઓલખાણુ કરાવશે કેની? મેં એ બીચારી જવાન વીધવા બાઈને કોઈ દીવસેબી નજરે જોઈ નથી, પણ ફકત તારી વાતચીત ઉપરથીજ હું પીરોજાને જાણે જોવાને અધીરો થયો છું."

"હા, હું તારી એ અધીરાઈ બહુ ખુશીથી તરૂપત કરીશ. તેણીને જોવા પછી તુંબી કહેશે કે તારી આખી જીંદગીમાં તેં બીજી કોઇ વધારે ખુબસુરત તથા ચબરાક છોકડી જોઈ નથી. વાધવાપણાના પોશાકે તેમજ ખાવીંદના મરણના મહા દુઃખ તેણીના દેખાવમાં મોટા ફેરફાર કરી નાખયો છે તોબી તેણીના સીહા ગમના દેખાવમાં, મારી માનીતી પીરોજા મને તો બહુ વધારે ખુબસુરત લાગે છે."

જમશેદ અવાસયાએ હસતે મુખડે જવાબ આપયો "તયારે તો તું ખાત્રી રાખજે કે હુંબી તારી કાની પીરોજા ઉપર ફીદા થઈ જઈશ. પણ એટલીબી ધીરજ ધરજે કે હું મારાં મનમાંથી ભુલી જઈશ નહી કે મારા માનવંત મીત્રના હક ઉપર તરાપ મારવાની મારે કદીબી બેઅદબી કરવી નહી."

આ સખુનોનો ભરમ બરજોર તુરત ચેતી ગયો, જેથી એક નીશાસો મેલી નીરાશી સાથ જવાબ આપયો કે "વાહાલા બીરાદર, બચીત મારા મનની ઉમેદ તો તું ધારે છે તેવીજ છે, પણ તે ઉમેદ પાર પડવા માટે મને સેહેજબી આશા લાગતી નથી. તું પોતેબી મને તથા પીરોજાને થોડો વખત સાથે જોવા પછી એવાંજ સેવટ ઉપર આવશે. ગયાં પીસટી નવાં સાલને દીન પીરોજાની માતાએ મને જણાવયું હતું કે 'અગરજો પીરોજા કોઈ દીવસેબી પાછી પરણવાને તઈયાર થશે તો તે પોતા સાથ આગલ

કદી સંબંધમાં આવેલા નર સાથે તો નહીજ.' મને ભાસે છે કે મારાં કાકીજી નાજાંમાયે આ બરાબરજ અટકલ કરી હતી. પીરોજાનો પેહેલો પયાર પોતાની બાલવયના રમત ગમતના ગોઠયા ઉપર હતો અને દુનયાનો આટલો નીયમ તો પુરવારજ થયલો છે કે, એક ઓરત બેવાર એકજ પ્રકારના પયારમાં પડે નહી. હું માનું છું કે પીરોજા જો પાછી પરણવાને તઈયાર થાય તો પોતાની બાલવયના કોઈ ગોઠયા સાથે તો નહીજ પરણવાની."

પોતાના દુઃખી મીત્રને જમશેદ અવાબયાએ દીલાસો આપયો કે "બરજોર, કોણ જાણે છે કે એમજ બનવાનું? બીરાદર, તું હજી દુનયાનો પુરતો અનુભવ નથી. એક ઓરતના જીગરનું માપ કાંઈ દુનયાના મુકરર થયલા નીયમોથી કરવાનું નથી. હવે એમ થશે અને પછી તેમ થશે, એવાં અનુમાનો દુનયામાં બીજી ચીજો ઉપર લાગુ પડી શકે. પણ ઓરતનાં જીગરના બાબમાં તો કદીબી નહી. એક ઓરતનું જીગર તેણી ઉપર બહુ ફીદા થયલાં માણસ તરફ વરસોવેર સંગેમરમરના પથર જેવું થંડું અને સખત રહે, પણ એવું અતી સખત જીગરબી એક તુકારામાં મોમ થઈ જાય અને તેમાંથી તેજ આસામી તરફ અનંત પયાર ફેંકાય, એબી બનવાજોગ છે. અમો તબીબો નવા નવા અખતરાઓ યા શોધો કરતાં એક અતી અગતના અયચ્છા તબ્બલુસને સદા યાદ રાખયે કરીયે અને તે એ છે કે 'કદી નારાશ થતો ના.' બીરાદર બરજોર, સઘલા આશકોએ પણ પોતાને નીરાશ કરતી માશુકોના બાબમાં પણ એજ તબ્બલુસ ધયાનમાં લેવો જોઈયે છે."

આબરે ગોઠવણ થવા મુજબ બરજોર પોતાના મીત્ર જમશેદ અવાબયાને તીથલથી પોતાની સાથેજ પોતાના પીતાના મકાનમાં તેડી લાવયો. મનજીભાઈ તથા તેવણની દીકરી આ ચાર પાંચ દીવસના વસવાતમાંજ પોતાના આ નવા પરોણાના મજાતાવડા બવાસ, તેની કાબેલીયત તથા તેના

વાતચીતના મોટા ભંડારથી બહુ ખુશ થઇ ગયાં હતાં. હા, બરજોરની બેહેનો બરજોરના આ મીત્રથી ભીતરમાંથી ખુશી તો થઇ હતી, પણ તેઓની ખાશીયત મુજબ આ મીત્રનીબી ખાંમીઓ તો તેણીઓના મોહોડામાંથી નીકલીજ!

ગુલાં બોલી કે "ભાઇ, તારો આ મીત્ર ફાંકડો તો બહુ છે, કાબેલબી દીસે છે, પણ જાણે આખી દુનયાનું સાહીતય વાંચયું હોય તેવું ડોલ ઘાલે છે!"

બરજોરે હશીને જવાબ આપયો "બેહેન, હું દલગીર છું કે મારો આવો મીત્રબી તુંને ગમતો નથી."

"નહી, નહી, એમ નથી; તારો મીત્ર બધી રીતે પશંદ કરવા જોગ છે, પણ તે એમ ધારતો હોય કે છક કાબેલમાં ખપવાનાં તેનાં ડોલથી સઘલાજ છોડીઓ અંજાઇ જાય છે, તો તે મોટી ભુલ કરે છે."

ખતીએ અભીપ્રાય આપયો કે "પણ જોની બેહેન, આ જમશેદ અવાસયો સારો ખુબસુરત છે, તોપણ કપડાચપડામાં કેવો ચીઠડેહાલ! કદાચ એવા અભીમાનીમાં હશે કે ઇંગલંડના વખણાયલા, કાબેલ આશામીઓ ચીઠડેહાલ ફરતા હતા, માટે એબી જો ચીઠડેહાલ ફરે, તો એબી તેવાજ કાબેલ આશામીમાં ગણાય!"

બરજોરે વાતનો છેડો આણયો કે "મારી વહાલી બેહેનો, તમો તો કદીબી કોઇબી આસામીથી પુરતાં સંતોશ પામવાનાં નહી!"

આ વાતચીત પછી બીજે દીવસે બરજોર પોતાના મીત્રની સાથ પીરોજાને ભેટવા માટે તેણીના મકાનમાં ગયો હતો. તેણીએ તેમજ તેણીના સાસુ મેહેરમાયે બરજોર તથા તેના મીત્રને બહુ દીલોજાનીભરયો આવકાર દીધો હતો. જમશેદ ઉપર આ પેહેલીજ મુલાકાતથી પીરોજા વાશે બહુ સારી અસર થઇ હતી. અરસપરસની ખેરઆફીયતને લગતી તથા દુનયાદારીની બીજી કેટલીક વાતચીત કરવા પછી

મેહેરમાય પોતાના ઓરડામાં કાંઈ કામકાજને અરથે ગયાં અને ઇંતેજાર થયેલી પીરોજાએ બરજોરને સવાલ કરયો કે "કેમ ભાઈ, કાંઇ વધુ ખોલ કરી કાંઈ પરીણામ મેલવયું કે?"

બરજોરે જવાબ આપયો "હા, કાંઈ નવો પતો જડયો છે ખરો, જેથી ખુનીન ખોળી કાઢવાની કાંઈક થોડીક આશા હવે મને આવી છે એમ મારે કબુલ કરવું જોઈયે, પણ એ શીવાય મને કાંઇ વધુ ખુનાસો પુછતાં ના."

પીરોજાના મોઢા ઉપર મોટો સંતોશ પંથરાયલો જણાયો અને એવા સંતોશ વચે તેણી બોલી ઉઠી "જે પતો ડીટેકટીવ ખાતાના અમલદારો મેલવી શકયા નહી, તે પતો મારો બરજોર ભાઈ મેલવી આપે, તેજ મારાં કુટુંબનાં બરજોર માટેના ઉંચા વીચારની વધુ સરટીફીકેટ છે, ભાઈ જમશેદજી! બરજોર, જો આખર તું આ કામમાં ફાવશે તો હું સદા તારી અનંત હેશાનમંદ થઈ રહીશ."

"પીરોજા, ખોદાને ખાતર તું મારી એટલી બધી તારીફ હમણાંથીજ ના કર. મને મલેલા પટા તદન ખોટા બી હોય, હું કદાચ બાજીઓની હલામાબી આ ખોલ કરતાં આવી પડું, માટે ખુની પકડાવા પછી મારી તારીફ કરજે, હમણા નહી. કેમ નાના બરજોરની સારી તંનદરોસતી રહે છે કે?"

પીરોજાએ પોતાના લાડકવાયા બેટાને જોસમાં બોકી લઈ જણાવયું કે "ખોદાની મેહેરબાનીથી મારો આ નાનો બેટા અમને સેહેજબી ચીંતામાં રાખતો નથી. એની સંગતમાં મારા તથા સાસુજીના સઘલો વખત સોવાઈ જાય છે, અને તેજ અમને અમારા મોટાં દુઃખમાં ખોદાયજીએ એક મોટો દીલાસો આપયો છે."

જમશેદ અવાબયાએ આ બાલકને પોતાના હાથમાં લઈ બહુ અચછી રાતે રમાડી જણાવયું કે "બેહેન, તમારો બાલક સારો મજબુત બાંધાનો છે, એવી હું તમને ખાત્રી

આપું છું, પણ ખોદાને ખાતર હાલની કેટલીક અધીરી પારસી-માતાઓના માફક એ બાલકના સઘલા દાંતો આવે તયાંવેર દુધ શીવાય બીજો કાંઇબી ખોરાક એને આપવાની ભુલ કરતાં ના."

જમશેદે તે બાલકને વધારે રમાડીને તેની માતાના હાથમાં આપયું અને પીરોજાએ પોતાના બેટાને પાછો લેતાં ખુશ ચેહેરે ટીકા કરયા કે "જી, તમનેબી બચાંઓને રમાડવાનો સારો શોખ છે, એ જોઇને હું ખુશી છું."

જમશેદે જવાબ આપયો "બચાં જોઇને કોણ નહી હરખાય? મને બચાંઓ રમાડવાનો શોખ છે એટલુંજ નહી, પણ એક બચાંના થોડા દીવસના પડોશ પછી હું તમને તેના ભવીશ વીશે કેટલોક ખયાલ પણ આપી શકું. મારા વહાલા દોસત બરજોરના નામરાશીયા આ બાલકની ભવીશની ખાશીયત વીશે હું એને ત્રણ ચાર દીવસ બરોબર રમાડવા પછી કેટલુંક ખાત્રીપુરવક કહી શકીશ."

પોતાના બાલકને જોસમાં એક બોકી લઇને પીરોજા બોલી ઉઠી "જી, તયારે તો તમો અમારા ગરીબ ઘેરમાં મારા બરજોરની સાથે આવતા રહેશો, તો હું અને મારાં સાસુજી ઘણાં ખુશી થઇશું."

કેટલીક વધુ વાતચીત કરવા પછી ચાહનું કપ પી બરજોર અને જમશેદ તે મકાનમાંથી રજા લઇ પોતાના મકાનમાં જવા નીકલયા. બગીચામાંથી બહાર નીકલવા પછી ગાડીમાં બેસતાંનેવાર બરજોરે પોતાના મીત્રને પેહેલો સવાલ એ કરયો કે "કેમ જમશેદ, મારી પીત્રાઇ પીરોજાને તેં હવે જોઇ છે અને તેણી વીશે તું શું વીચાર બાંધે છે?"

"બરજોર, વીચાર તો એટલોજ કે તારા અભીપ્રાય સાથ હું બોલેમોલ મલતો થાઉં છું. પીરોજા બહુ ખુબસુરત જવાન નાર છે, એમ તો કોઇબી ના પાડશે નહી."

બરજોરે વધુ ખુલાસો પુછયો કે "વારૂ જમશેદ, તું શું ધારે છે? શું પીરોજાનું જીગર પોતાના ખાવીંદના મરણ સાથ સુનું થઇ ગયું છે? કોઇ બીજે ઠેકાણે તે પયારની અગનમાં પાછું ઉશકેરાય નહી?"

જમશેદે વીચાર કરીને જવાબ આપયો "માણુસાઇ ખવાસમાં સરજેલુંજ નથી કે આવી એક જવાન ખુબસુરત નારનું જીગર આટલી ઉમરમાં સુનું મારી જાય. તેણી ઉપરના ગમે એવાં સંકટ છતાં સખત ગરમી સામે એ જીગર તવાવા વગર રહેના નથી. પોતાનાં વહાલાં બાળક ઉપર પીરોજાનો જે અનંત પયાર છે, તેજ બતાવે છે કે તેણીના જીગરમાં હજી રાબેતાની જવાનીની ગરમી જળવાયલી છે, જે ગરમી બાળકની વધતી જતી ઉમર સાથ વધારે ખીલવાની. વખતના વેહેવા સાથ પીરોજાનું જીગર કોઇ નવા પયાર માટે નમતું જાય તો હું કાંઇ અચરત થાઉં નહી. વહાલા બરજોર, તે વખત કદાચ મોડો આવશે, પણ આવશે તો ખરોજ એમ તું ખાત્રી રાખજે. માટે ધીરજ ધર, બીરાદર!"

બરજોરે હસીને જણાવયું "દોસત, તું તો ફીલસુફ છે! ફીલસુફો કલપના શકતી વધારે વાપડી શકે છે, પણ મને તો અહીંયાં દુનયાઇ અનુભવની જરૂર છે."

"હું ફીલસુફ છું કે દુનયાઇ અનુભવ વરાવનારો માણુસ છું, તે થોડા વખતમાં પોતાની મેલે માલમ પડશે."

મનજીભાઇના મકાનમાં બીજું એક અઠવાડયું ગુજારવા પછી મેહેબાશાહ શેઠના ખાસ નોતરાંથી બરજોર પોતાના મીત્ર જમશેદને લઇને તેવણના "કાળા બંગલા" માં એક અઠવાડયું ગુજારવા ગયો હતો. જમશેદે મેહેબાશાહ શેઠની વાખવાખી ઘણી સાંભલી હતી, પણ તેવણ સાથ વાતચીતના સંબંધમાં તો આ પેહેલીજ વખત આવયો હતો. પેહેલે દીવસે પેટ ભરીને વાતચીત કરવા પછી રાતના સુવા જતાં

જમશેદ પોતાના પુરાટ મીત્રને જણાવ્યું કે "ખરેખર આ કાબેલ માણસ વકીલના ધંધામાં આવી મોટી દોલત મેળવે તેમાં કાંઈબી નવાઈ નથી. એનું મગજ તદન ઓહલું શાંત દેખાય છે. પણ મને ભાસે છે કે એ મગજ ઉપર કાંઈબી છુપો બોજો પડેલો છે. કદાચ પોતાની એકપુત્રી વહાલી દીકરી ઉપર પડેલા ગજબનો એ બોજો હોય, યા તો કાંઈ બીજી જંજાળયત હોય. કોઈબી રીતે મેહેલાશાહ તદન સુખી જીંદગી ગુજારતા હોય એમ હું ધારતો નથી."

બરજોરે જવાબ આપયો "મનેબી એમજ લાગે છે, પણ એ બોજો શું હશે તે આપણે કયાંથી ધારી શકયે? પુરતી નીરાંત મળવા પછી આપણે નવલના ખુનના સંબંધમાં કાંઈ વધુ મસલત કોઈ દીવસે ચલાવશું. હાલ તો મારી આંખોમાં જબરાં કોપરાં આવે છે."

અને થોડા વખતમાં આ બે મીતરો ભર ઉંઘમાં પડયા.

---

## પ્રકરણ ૨૫.

### જમશેદ અવાસયાની ગુસતાદ સાથ મુલાકાત.

મેહેલાશાહ વકીલના "કાળા બંગલા" માં પેહેલી રાતના બહુ નીરાંતે ભરઉંઘ બરજોર તથા તેના મીત્ર જમશેદ અવાસયાએ કહાડી હતી. બીજે દીવસે નાસતો કરવા પછી જમશેદ અવાસયાને નાજાંમાય પોતાનો મોટો આખો બંગલો સઘલે ઠેકાંણે ફેરવીને બતાવી, સુખશાંતીને લગતા નવા નવા ઉપાયો લેવાની તેની સુચનાઓ સાંભલવામાં ઉલટ સાથ રોકાયાં હતાં, તયારે બરજોરને મેહેલાશાહ સાથ દીવાનખાનામાં થોડીક ખાનગી વાતચીત કરવાની તક મલી હતી.

પોતાના મીત્ર જમશેદને લગતી કેટલીક મગરૂરીભરી વધુ હકીકત મેહેલાશાહ આગલ રજુ કરવા પછી, બરજોરે પુછયું કે "પણ મેહેલાશાહજી, બેહેસતી નવલના ખુનના

સંબંધમાં કાંઈ નવી રોશણી પડે એવો બનાવ આપણે છેલ્લા ભેટવા પછી બનયો છે કે ?"

"કાંઈજ નહી. પણ બરજોર, નાજાં કહેતી હતી કે તુંને પુના ખાતે કાવસ મળયો હતો એ શું ખરી વાત ?"

મેહેલાશાહે તો ખુનને લગતી વાત વીસરાવી નાંખવા માટે બરજોરને આ સવાલ કરયો હતો, પણ બરજોરે તો તે ઉલટથી પકડી પાડયો, કારણ કે તેને કેટલીક વધુ વીગતો મેળવવાની હતી. તેણે જવાબ આપયો કે "હા, હું ખાત્રીપુરવક માનું છું કે મેં કાવસને પુનાના ભવાનીપેંટમાં બે વખત જોયો અને બેઉ વખત મેં તેને ભેટીને વાત કરવાની કોશેશ કરી પણ બેઉ વખત તે મને ઉડાવવા પામયો. હું સમજી નહી શકતો કે તે આપણનેબી શાને માટે એટલો બધો ઉડાવતો હશે? તેનો બાપ ગુસતાદ તો પોતાના એક પુરા દીકરાના બાબમાં બચીત ઘાતકી જણાય છે, પણ આવો સારા ખવાસનો માયાળુ દીકરોબી આપણાથી એટલો દુર કાં નાશતો હશે ?"

મેહેલાશાહે જણાવયું "બરજોર, તું ભુલ કરતો હશે તે કાવસ નહી હશે, પણ કોઈ બીજો આશામી તુંને કાવસ જેવો લાગો હશે."

"પણ કાવસને ભેટવાની એજ વાત તમારા પાડોશી ગુસતાદ આગળ મેં તે દીવસે કરી, તમારે તેવણ આટલા બધા છછણી પડયા તેનું કારણ શું ? એવો ઘાતકી બાપ તો મેં બીજો કોઈબી જોયો નથી."

મેહેલાશાહે જણાવયું "નહી નહી, ગુસતાદને હું કાંઈ ઘાતકી કહું નહી. ફક્ત તેનો ખવાસ કાંઈ ઓર જાતનો છે. તે મકમ ઠેડાવનો માણસ છે જેથી પારકાઓ તેને ઘાતકી ધારે છે."

બરજોરે જણાવયું "એમ હોયબી, પણ એક બુઢા થયલા બાપે તો પોતાના વહાલા એકપુરા દીકરાની ગમ

એવી ખાંમીઓ ઉપર કેટલીક નાકતીની નજરથી જોવું જોઇએ છે."

મેહેલાશાહે જવાબ આપગો "બરજોર, કદાચ વધારે બુઢા થવા સાથ હવે પછી ગુસતાદનું જીગર વધારે પીગલીને પોતાના એકપુરા દીકરાને પાછો પોતાની ગોદમાં દાબવાને તવલે એબી આ દુનયામાં બનવાજોગ છે. સગાં વહાલાંઓની ખટપટમાં આપણ પારકાઓ નહી પડયે તેટલું ઠીક. એ તો એકનાએકજ કોઈ દીવસમી થવાના, એમ હું માનું છું. વારુ બરજોર, પીરોજા તુને કેમ લાગે છે? કાંઈ ગમ વીસરતી જાય છે કે નહી?"

બરજોરે જવાબ વાલયો "તમારી દીકરી તો બસ એકજ વીચાર લઇને બેઠી છે કે મરનાર પતીના ખુનીને સજાએ પહોંચેલો જોવો. બીચારી પીરોજા તો એવી હઠ લે છે કે એ ખુન કરવઇયાના કુટુંબના કોઇ આશામીએજ કરેલું હોવું જોઇએ."

મેહેલાશાહએ નીરાશીભરયો જવાબ વાલયો "હા, બીચારી મારી એ દુ:ખી દીકરીને કાંઇ એજ ધખારો લાગો છે. પરણવાની અગાઉબી તે કોઇ કોઇવાર અમને કહેતી હતી કે કરવઇયાના કુટુંબના કોઇ આગલા વડવાનો ભુત આ બંગલામાં ભમે છે. બેહેસતી નવલનાં ખુન પછી તે એમજ માને છે કે મેં આ બગીચો ખરીદયો, તેના ચચવાટમાં એ કુટુંબનાં કોઇ બાકી રહેલા આશામીએ મારી ઉપર કીનો લેવા એ બીચારીના વરને રેંહેંસી નાખયો છે."

બરજોરે જણાવયું "પણ હવે એ કુટુંબનો કોઇબી બાકી રહયો હોય, એવું તો મજબુત ખોલ કરવા પછી જણાતું નથી, અને તોપણ તમારી પીરોજા પોતાનાં મનમાંથી એ ખયાલ છોડતી નથી."

મેહેલાશાહ બોલયા કે "પાપ વધુ લાંબો વખતવેર છુપું રહેનાર નથી. આજે નહી અને બે વરસ પછીબી તે ફુટવાનું,

જ્યારે જે હશે તે જણાઈ આવશે. પણ હું તો માનું છું કે કોઈ ઘેલા આશામીએ કોઇ બીજાના મકાનમાં દાખલ થવાને બદલે ભુલમાં આ મકાનમાં દાખલ થઈ બીચારા તદન નીરદોશ નવલને મારી નાખયો છે.”

તેઓ બેઊ જણા વાતચીત કરતા કરતા ઓરડામાંથી બાહેર નીકલયા અને નાજાંમાય તથા જમશેદ સાથ જોડાઇ તેઓની વધારે ઉપયોગી વાતચીતમાં ભેલાઇ ગયા.

સાંજના ચાહ પીધા પછી કયાં ફરવા જવું તેની આ બેઉ મીતરો મસલતમાં પડયા હતા. જમશેદે સુચના કીધી કે “દોસત બરજોર, તેં મને ગુસતાદને માટે બહુ સોશકેરયો છે અને હું તો કાંઈબી કરીને તેને ભેટવા માંગું છું. તારી વાતચીત ઉપરથી મને ભાસે છે કે એ પારસીનો ખવાસ કાંઇ ઓર જાતનો છે. તે જબરો ઘાતકી યા ખારીયેલ દીસે છે અને માણસ જાતના જુદા જુદા ખવાસની ખોલ કરવામાં હું મોટી ઊલટ રાખનો હોવાથી, કાંઈબી કરીને મને આજે ગુસતાદ આગલ લઇ જા.”

“દોસત જમશેદ, તુંને ખયાલ નથી કે એ ગુસતાદ કેવો કરડો આશામી છે. તે આપણને જોઈને ફફડવા વગર રહેવાનો નથી. નકામું કાંઈ અપમાન બપમાન કરે તો કયાં નવી પીડામાં પડયે.”

જમશેદે વધારે ઊલટમંદ થઇ જવાબ આપયો “દોસત, જેમ તું તેના વધુ કરડાપણાંની મારી આગલ વાત કરે છે, તેમ તેને ભેટવાની મને વધારે ઉલટ થાય છે. ૯૯ માં પડયે તો ૯ હાકની આશા રાખવીજ જોઇયે, તેમ તે અપમાનબી કરશે તો શું મુજાકા? હું તેને કેવો રમાડી દઉશ તે તો તું જોજે. તું કહે છે તેમ તેની એક ઉમરે પુગેલી સારી ખસલતની બેહેન છે કેની? તયારે જોજેની કે તે બેહેનને કેવી સારી વાતોથી આપણી તરફેણમાં મોમ બનાવી દઊં છું.”

હારેલા બરજોરે જણાવયું "તયારે તો જેમ તારી મરજી. લે હું તો આવવાને તઇયાર છું. અપમાન કરશે તો તારે ખાતર સાંખી જઇશું."

બેઉ મીતરો પોશાક પેહેરી ફરવા જવા નીકલયા, અને ગુસતાદના મકાનનો દરવાજો આવતાંજ તેમાં હેરાઉ લીધું. મકાનમાં દાખલ થતાંજ તેઓએ ગુસતાદની બેહેનને એક કોચ ઉપર કાંઇ સીવવા બેઠેલી જોઇ, જયારે એક ઇજીચેર ઉપર પડયો પડયો ગુસતાદ નયુસપેપર વાચતો હતો. તેઓને ઓરડામાં દાખલ થતાંજ જોઇ ગુસતાદની બેહેન નાલીબાઇએ સારીની સોડ કરી તેઓને બહુ સભયતાભરયો આવકાર દીધો. વરતમાનપત્રમાંથી ગુસતાદે મોહુ કાઢી જોતાં બરજોરને જોઇ, જાણે તેઓની હાજરી બહુ અણગમતી હોય તેમ નયુસપેપરમાંજ પાછું મોહું ખોસી પાછું વાચવાં માંડયું. ખંધો જમશેદ ચેતી ગયો, પણ તેણે તો ઠેડાવજ કરયો હતો કે ગમે એવું અપમાનથી યાવો, પણ તાલ તજ્ઞાવતથી ગુસતાદને વાતચીતમાં પાડી તેના ખરા ખયાલની પરીક્ષા કરવી.

નાલીબાઇના આવકારને ડોકું નમાવી જવાબ આપવા પછી બરજોર બોલયો કે "નાલીબાઇ, કેમ છો, સારાપેઠે તો ખરાં? મારો આ ઇસટ મીત્ર નાયગામના લતાથી તદન અણજાણો છે, પણ ગઇ કાલે તમારો બહુ સુંદર બાગ જોઇ હરખાઇ જઇને કાલનું મારૂં માથું ખાઇ ગયો છે કે એ બાગ તથા તમારૂં નાનુ સુંદર મકાન બરાબર જોવા માટે તમારી ઓલખાણ કરે."

નાલીબાઇએ જવાબ આપયો "હાજી, આવોજી, તમારાં પગલાં કોણને તયાં? મોટી ખુશાલી અમારો બાગ તમો જુવો."

નયુસપેપરમાંજ ધયાન રાખીને કરડે સાહાદે ગુસતાદ બોલી ઉઠયો "અમારો બાગ તથા અમારૂં મકાન કાંઇ રસતે ચાલતાઓને દેખડાવવા માટે "એકઝીબીશન" સમાન

નથી. તોપણ નાલીબાઇ, જયારે એઓ આવયા છે તયારે તો એઓને તમારો સ.વે ફરજો."

પોતાના ભાઇએ ચાલી ચલાવી આવેલા પરોણાઓને આવું અપમાન કીધું, તેથી બાચારી નાલીબાઇને તો બહુ લાગ્યુ, જેવો એ ટીકા વીસારી દેવા માટે તેણીએ બરજોરને જણાવયું "બરજોરજી, તમારા જીમરાવા આ દોસતદારને એવણ (ગુસતાદ) કાઇ બેગાના શખસ સમજવાછ છો! (પોતાના ભાઇને) અરે ગુસતાદજી, એવણ તો આ બરજોરજીના દોસતદાર તેમજ શેઠ મેહેલાશાહ વકીલનાબી દોસતદાર થાવછ જો!"

અચછી તક મલી જોઇ જમશેદ અવારીયાએ ગુસતાદની ખુરશીની છેક નજદીકેતર જઈ ખુશ ચેહરે જણાવયું "બાઇજી, મેહલાશાહ શેઠના દોસતદારના ખપનાનો હું દાવો કરવાની બેઅદબી તો કરી શકુ નહી, કારણકે હજી તો "કાલા બંગલા" આમાં આ મારી પેહલીજ મુલાકાત છે. હા, હું મહલાશાહ શેઠના હાલ પરોણો છું, પણ તમારા જાણો માત્ર બરજોરની મેહરબાનીથી."

ગુસતાદનું ધયાન નયુસપેપરમાંથી દુર કરાવવા માટે, આવુ જોઇ બરજોરે પોતાના મીત્ર જમશેદને ગુસતાદ સાથ ઓલખાવવા માટે તેને લગતી સઘલી વીગતો કહી અને કુંજરા ગુસતાદને થોડાબી સમવલાત ખાતર નયુસપેપર ખોલા ઉપર મેલી એ બધલુ સાંભલવુ પડયું. જમશેદને લગતી વીગતો સાંભલવા પછી કુંજરા ગુસતાદની વરતણુંકમાં થોડોક ફેરફાર થયો, યાને તણે પોતાના ઘરમાં આવેલા આ બે પરોણાઓ તરફ સેહજ સભયતા બતાવવા માંડી. એવું જોઇને પુછયા પરછયા વગર આ બે સાહેબો તો ગુસતાદની નજદીકના ખુરશીઓ ઉપર બસી ગયા, અને જમશેદે મીઠી વાતો ચલાવવા માંડી. બગીચાના સુંદર રોપાઓ તથા કુંડાઓ ઉપરના તેની સરેહા સાભલી, ગમે

એવા કુંજરા ગુસતાદનેબી તેની વાતચીતમાં દેખઈતો રસકસ લાગો.

આવી થોડીક વાતચીત કરવા પછી જમશેદ ઉઠીને ઠંડે પેટ ગુસતાદનું પુસતકખાનું જોવા માંડયું. કબટોમાંની કેટલીક ચોપડીઓ ઉપર એમથી તેમ નજર ફેંકવા પછી થોડીક ચોપડીઓ કાઢીને પાના ફેરવવા પછી જમશેદ બોલયો "ગુસતાદજી શેઠ, તમો તો કાંઈ જબરા વાંચનાર માલમ પડો છો. તમારૂં પુસતકખાનું ખચીત ફક્કડ છે."

ગુસતાદે ગંભીર ચેહેરે જવાબ આપયો "હા, હું બહુ વાંચું છું ખરો. મારી ચોપડીઓ તથા મારો બાગ એજ ફકત મારી જીંદગીની એકલા રમુજ છે."

એકાદ બે ચોપડીઓ ખોલી જોવા પછી જમશેદ હશીને બોલયો "ગુનતાદજી, તમને કીમયા તથા જાદુને લગતી ચોપડીઓ ઉપર કાંઈ વધારે ભાવ માલમ પડે છે."

જવાબ મલયો કે "તવારીખ તથા મુસાફરીને લગતાં પુસતકો મને સઉથી વધારે ભાવે છે. તે પછી જાદુ અને કીમીયાને લગતી ચોપડીઓબી વાંચવા ગમે એ તો સવભાવીકજ છે. બુલવર લીટન મારો માનીતો "ઓથર" છે."

જમશેદે હશીને જણાવયું "હું તેજ કહેવા જતો હતો, કારણકે તેનાં ઘણાં પુસતકો અહીયા જોવામાં આવે છે અને વલી તે પુસતકો વધારે ઘસાઈ ગયલાં લાગે છે. બુલવર લીટનબી તમારીજ માફક કીમીયાને લગતી વીગતો જાણવાનો સારો શોખ રાખતો હતો ખરો!"

આ મુજબ જમશેદે તો જાણે વાતચીત પોતાના હાથમાંજ લઈ લીધી હતી, અને તેની એવી કુતુહલભરી વાતચીતને લીધે કુંજરા ગુસતાદનેબી જાણે જવાબ આપવાની ફરજ પડતી હતી. બરજોર તો મુંગો મુંગો બેસીને સઘલું સાંભલયા કરતો હતો, પણ બાલકણાં નાલાબાઈથી કાંઈ

એમ મુગું બેસી રહેતાં પરવડે? જમશેદ સેહેજ મુગો રહેતાં તેવણે બરજોરને સવાલ કરયો "કેમ બાવા, બીચારી પીરોજાને મલા આવયા છો કે?"

"હાજી, ત્રણ દહાડાની વાત ઉપર અમો બેઉ મીતરો તયાં જઈ આવયા હતા."

નાલીબાઈએ બીજો સવાલ કરયો કે "કેમ તમને શું જણાય છે, બીચારા પીરોજાના જીવ દુનયાની મોજમજાહમાં થોડોબી પાછો પડયો છે કે નહી? બીચારા અહીંમાં આવે કેની તો હું તો એક વખતની વાતચીતમાંજ સઘલું એતી જાઉં, પણ કહે છે કે 'કાલો બંગલો' અને તેની આસપાસના મકાનો તો એ બીચારીને ઝેરના જેવાં અતી કડવા લાગે છે. બરજોરજી, બુચાના જનમ થવા પછી એ દીકરાની સંગતમાં અખાઈ રહી પીરોજા પોતાના મોટા ગમ થોડા થોડાબી વીસરતી થઈ છે કે નહી?"

બરજોરે જવાબ આપયો "હા, સુધારાની શરૂઆત થતી મને જણાય છે ખરી. બાલકનો જનમ મારા એ પીત્રાઈને પોતાની કંગાલ જીંદગીમાં થોડીક ઉલટ લેતી કરે છે."

નાલીબાઈએ ઓવરણાં લઈ જણાવયું "ઓ જી ભરૂં રે તમારા સખુનાને! હજી તો બીચારી જુવાન જમાન છે અને જો બેહેસતીનો ગમ ભુલી જતી થાય કેની, તો એક બે વરસમાં પાછી પરણીને સુખી થઈ પોતાના માબાપનેબી સુખી કરે. કેમ ભાઈ બોલયા નહી?"

ભાઈએ ધારયું કે વલી આ કયાં નવી પીડા લાગી! પણ જવાબ તો આપવો જોઈએ જેથી જોલાબી માઠું કરી બોલયા કે "હા, મને લાગે છે કે મોડે કે વેહેલે પીરોજા એ ગમખાર બનાવ ભુલી જશે ખરી. ઘણી ખરી બાઈઓ કોઈબી બાબદ ભુલી જવાને જાણે કુદરતીજ શકતી ધરાવે છે."

જમશેદ કાંઈ મુગો રહે! તે તો વધુ અભયાસ કરવાને માટેજ આવયો હતો? જેથી તે બોલી ઉઠયો કે "હા, ઘણી ખરી સ્ત્રીઓમાં કુદરતે તે બીચારીઓનાં ભલાંને ખાતર એવી શકતી મલી છે ખરી, પણ સઘલાં માણસોમાંથી કાંઈ એવોજ ગુણ મલયો નથી. લેવો ગુસતાદજી શેઠ, તમારોજ દાખલો લેવો. હું ધારૂં છું કે કાંઈ મોટો ગંભીર બનાવ તમો જાવેદાન સુધી ભુલી જાવો નહી."

વધારે જોખાખી મોઢાં સાથનો જવાબ મલયો કે "ભાઈ, મારી જીંદગીમાં કાંઈ એટલું બધું બનયું નથી કે જેથી હું થોડુંબી ભુલી જાઉં. મારી જીંદગીમાં થોડાજ બનાવો બનયા છે, અને તે એટલા બધા અગતના બનાવો છે કે મારી યાદદાસત શકતીને ઘણો બોજો ખમવો પડતો નથી."

રાંધણીમાં કામ હોવાથી, લોબાન પાણી કરવાનું હોવાથી, નાલીબાઈને ઓરડામાંથી જવું પડયું અને ગુસતાદ પોતાની ઉપર ઘર બેઠાં આવીને ડસેલા આ બે "પરોણા" ઓ સાથ એકલો પડી ગયો. તેણે તો કાંઈબી વાત છેડી નહી, એવી ઉમેદથી કે આખરે કંટાલીને આ પીડાઓ દુર થશે. પણ પીડા તો પગેજ વલગી રહેવા માંગતી હતી!

જમશેદે ઠંડે પેટે ગુસતાદનું પાકવયું કે "ગુસતાદજી શેઠ, માનતા હોવો તો માનજો પણ હું તો તમારા સફાઈદાર મુકામ અને મઘમઘતા બાગ ઉપર જાણે મોહીત પડયો છું. આ સાંમે ખુણામાં ગીતાર તથા તંબોરો પડેલાં છે તે ઉપરથી, જો બેઅદબી ન હોય તો, હું એવું અનુમાન કરી શકું કે, તમને તમારા એકાંતવાસમાં એ વાજીંતરો સારી રમુજ આપતાં હશે ખરાં?"

ગુસતાદનું પાકી તો બહુ આવવું હતું, જેથી જરા વધારે કરડો જવાબ અજમાવી જોયો કે "જયારે તમો સઘલું પુછવાનીજ આજે અહીયાં આવી હઠ લઈ બેઠા છો, તયારે મારે જણાવવું પડે છે કે હા, મને એ વાજીંતરો ઉપર સારો ભાવ છે."

ખંધો જમશેદ વધારે બેઅદબ થયો, અને બોલ્યો કે "તમારે તો જરા વજાડવાની કરપા કરો તો બહુ મેહેરબાની. આજે કયા પારસીઓ સારૂં ગીતાર વજાડે છે! અસલી તેજ સોનું જો!"

ગુસતાદને ગીતાર હાથમાં લઇ તેનો ઉપયોગ કરવાની ફરજ પડી. તેણે તે વાજીંતર લઇ બહુ ગંભીર ગાયન, આંખમાં આંસુ લાવે એવું ગાયન, તેની ઉપર વજાડી સંભળાવયું.

આ ગીતાર ઉપરથી તેનો હાથ અટકતાંજ અચછી તક મલેલી જોઇ ઠાવકા જમશેદે ટીકો અજમાવી જોયો કે "તમારા આવા સરસ ગીતારની સાથ જો કોઇ સુંદર સરોદ ધરાવનારો ગાનાર હોય કેની તો આ વાજીંતરની બહુ બહુ વધારે લેહેજત મલે, હ! મેં સાંભલયું છે કે તમારો એકપુરો દીકરો કાવસ બહુ સરસ હલક ધરાવે છે. ખરી વાત કે?"

આ સવાલ સાંભલતાંજ ગુસતાદ લાલચોલ જેવો થઇ ગયો અને પોતાની બેઠક ઉપરથી ઉઠી ઉભો થઇ, જાણે આ બે આશામીઓને બહાર કાઢવા માંગતો હોય તેમ કેટલાક ગુસા સાથ બોલી ઉઠયો "મારા કુટુંબની ખાનગી બાબદ વીશે કાંઇબી મને પુછવાનો કોઇનેબી હક નથી."

તાલો નકામો બગડી જશે અને કદાચ જલદીથી બાહેર જતા રેહેવું પડશે એવું જોઇ તેને વધુ બોલતો અટકાવવા માટે જમશેદ પોતેજ બોલી ઉઠયો કે "અરે માફ કરજો ગુસતાદજી શેઠ, ખચીત મારી ભુલ થઇ ગઇ, પણ હું તમને પુછું કે બેહેસતી નવલનું ખુન થયું તે રાતના તમો ઘરમાંજ હતા કે?"

ઉશકેરાયલા ગુસતાદે થોડોક નરમ પડીને જવાબ આપયો કે "હું મારાં મકાનમાંથી કદીબી બહાર જતો નથી."

"તે તો તમારા એકાંતવાસ ખવાસને અનુસરતું છે, પણ એ રાતના કાંઈ તમને સંસારોબી નહી થયો? વારૂં કોઈની ઉપર તમને શક ગયો હશેની?"

ગુસતાદ તરફથી કરડો જવાબ પાછો મળયો કે "જો મને કોઈબી માણસ ઉપર શક હતે, તો તમો ધારો છો કે હું તુરતજ પોલીસને તે જણાવયા વગર રહેતે?"

જમશેદ વલી પાછો ઠંડે પેટે જવાબ આપયો "અરે હા, માફ કરો, એવો વીચાર કરતાં તો હું તદન ભુલીજ ગયો. પણ તમો એટલું તો કબુલ કરશો કે કાલા બંગલામાં જેબી પરોણો આ ખુન પછી પેહેલીવાર આવે, તે આ ખુનને લગતી સઘલી ખબરો ચીંધી ચીંધીને પુછવા વગર રહે નહી. તેટલા માટેજ મારાથી આ સવાલ થઈ ગયો, બાકી બીજું કાંઈ મનમાં લાવતા ના, હ!"

---

## પ્રકરણ—૨૯.

## શું ગુસતાદ ઘેલો છે?

કુંજરા ગુસતાદનાં મકાનમાં કાબેલ ડાકટર જમશેદ અવાસીયાએ ગુસતાદના ખરા ખવાસ તથા તેની ખાશયતથી વધારે વાકેફ થવા માટે તેને વાતચીતમાં હજી વધુવાર રોકી રાખવાને જુદા જુદા સવાલો પુછવાનું ચાલુ રાખયું.

જમશેદ બોલયો કે "ગુસતાદજી શેઠ, આવું અતી કમકમાટભરયું ખુન થાય અને તેની નેમ ન જણાવા ઉપ્રાંત આજે આસરે દોઢ વરસ થયાં ખુની પકડાયા વગર નીરાંતે ફરતો રહે, તો આ લતા ઉપર આવનાર કોઈબી માણસ ફકત અજાયબીથીજ તેને લગતા સવાલો પુછે એ તો તદન સવભાવીકજ છે, એમ તમો પોતેબી કબુલ કરશો ખરા."

ગુસતાદે જવાબ આપયો "છેલ્લાં શાઠ વરસમાં આ કમનસીબ બાબદ ઉપર મેં જેટલું બધું સાંભલયું છે તથા જેટલા બધા સવાલોના જવાબો આપયા છે, તેથી કહું છું કે જો તમોબી મારી જગાએ હોવો તો તમોબી મારી માફક બહુ કંટાલી જવા વગર રહો નહી. સઘલાઓને મેં જે જવાબ આપયો છે, તેજ જવાબ તમનેબી આપવાની મને ફરજ પડે છે કે મેં કાંઈબી જોયું નથી, ખુનવાલી કમનસીબ રાતના મેં કાંઈબી સાંભલયું નથી અને ખુનના સંબંધમાં હું કાંઈબી જાણતો નથી. (સેહેજ ઉશકેરાઈ જઈને) જે ખુની ખુન કરવા આવયો હશે, તે કાંઈ મારતી ગાડીએ આવયો ન હશે, અને તેણે મારૂં બારણું ઠોકીને જણાવયુંબી ન હશે કે 'ગુસતાદ, જોજે હું ખુન કરૂં છું.!' તે મકાન આ પાસે રહયું, અને તમો જોઈ શકશો કે કોઈબી આશામી ચાહે તો ઝાડીઓ કુદાવી બંગલામાં જઈ શકે. એટલુંજ હું જાણું છું અને તે સીવાય બીજો ખુલાસો હું શું કરૂં?"

પણ જમશેદને તો વાત આગલ ચલાવવાની હતી, જેથી તેણે નવો સવાલ કરયો કે "આ બતા ઉપર તમો બહુ મુદત થયા રહેતા હોવાથી, તમને કાંઈ ખબર હશેની કે મેહેબાશાહ શેઠ અથવા તેવણની એકપુરી બેટી સાંમ કોઈને કાંઈ કીનો કે કપટ હતો કે? કોઈ એવો બારીએલ કીનો લે, એવું હતું કે જેથી એ ઘાતકી આશામી પોતાનો ખાર પુરતો વલેલો ગણે?"

"હું તો એવા કોઈ માણસ વીશે જાણતો નથી અને આ ખુન વીશે એવો ખયાલ મેં કદી કરયો નથી. ભેદ અને ભરમને છેક એવા ઉંડાણ ગારમાં બઈ જવાનું કામ તબીબો તથા ડીટેકટીવોનું છે, નહી કે મારા જેવા એક દુઃખી દરદી બુઢા આશામીનું."

જમશેદ કાંઈ ખાંડયો જાય એવો ન હતો, જેથી હાજર જવાબ તેની પાસે તઈયાર હતો કે "હા તમો કહો છો તેબી

ખરૂં, પણ જ્યાં કાંઈબી નેમ વગર એક ખુન થયલું જણાતું હોય ત્યાં છેક ઉંડાણ ગારમાં જવાની ફરજ પડે છેની! છેક ઉંડાણ જઈને જુદી જુદી અટકલો કરયે તોજ એવા ખુનનો પતો મેલવી શકાય. કેમ બોલો શેઠ ગુસતાદજી, મારૂં કહેવું ખરૂં છેની?"

થોડોક વખત વીચાર કરી એકદમ જમશેદ તરફ તગર તગર જોઈ ગુસતાદ બોલી ઉઠયો "તયારે મી૦ જમશેદજી અવાસયા, આ ખુન વીશે હું શું ધારૂં છું, તે હું તમને કહું?"

આ સખુનો સાંભળતાંજ બરજોર બહુ આતુરમંદ થઈ પડયો અને ખુનને લગતો કાંઈ નવોજ ખુલાસો સાંભળવાની ઉમેદ ઉપર અધીરો દેખાયો. જમશેદ અવાસયાએ તો ઠંડે પેટે જવાબ આપયો "કહેશો તો તમારી મેહેરબાની."

"તયારે સાંભળો સાહેબ, હું ધારૂં છું કે મરનાર નવલની છાતીમાં છરી ભોંકનાર કોણ હતો તે આ દુનયા ઉપર કોઈ કદી જાણી શકશે નહી. તે કીરતારની જનાબમાં એ ખુની જઈને પોતાના આહરમનની બામદાદની વખતે ઉભો રહેશે તયારે તેનું આ પાપ તથા એ પાપ કરવાની તેની મતલબ તેની સામે અપરાધ તરીકે બાગેબુલંદ રજુ કરવામાં આવશે. તમે તથા હું અને બીજા જેઓ મરણ પામીને તે કીરતારની જનાબમાં જઈશું અને એ બનાવ જાણવાની ઉમેટ રાખીશું તો તયાંથી તે જાણવાની તક મળશે. કેમ બરાબર છેકેની?"

આ સાંભળી બીચારો બરજોર તો બહુ નીરાશ થઈ ગયો, કારણકે તે તો કાંઈ અગતનો ભરમ ખુલ્લો થવાની આશામાં હતો, પણ ઠંડા માટલાં જેવા જમશેદ ઉપર ગુસતાદના આ ખુલાસાથી કાંઈબી અસર થઈ નહી. તેણે તેવાજ શાંત સવભાવે જવાબ આપયો કે "હા ગુસતાદજી, તમો કહો છો તે મનેબી ખરૂં લાગે છે. જે એક છુપી વાત બાને જે ખુન આશરે દોઢ વરસ વેર ઢંકાઈ રહયું છે, તે

આપણુ સઘળાઓ પંચાયતના અથવા બીસનીવાળા દોખમામાં જઈશું તથાંવેરબી સંતાઈ રહેવાનું. પછી કદાચ ખુની પોતે ભરમ ફોડી દે તો કોણ જાણે. જાને એવો નીચ કીનો સેવો, એવા કીનાને ખાતર લોહી રેડવું, તે કેવુંક બહાદુરીનું કામ હોય તેમ કેટલાક આશામીઓ એવો કીનો સેવામાંબી મોટી કીરતી લે છે અને પોતે રાજીખુશીથી તે આશકારા કરી દે છે. તેમ બનશે તો કદાચ આપણે આ ખુનનો ભરમ ખુલેલો જોઈશું. ચાલો સાહેબ, તમને વખત થતો હશે. હવે વધુ કંટાલો ન આપતાં તમારી રૂખસદ ચાહીયે છીયે અને અમારી આવી પરોણાગત કરવા માટે તમારો તથા બેહેનનો ઉપકાર માનયે છીયે."

ગુસતાદે સેહેજબી જવાબ આપયો નહી અને બેઉ મીતરો સલામ કરી ઘટવી તાઝીમતવાઝ સાથ એ મકાનમાંથી બાહેર નીકલયા.

ગુસતાદના મકાનનો બાહેરનો દરવાજો છોડતાંજ અધીરા બરજોરે પોતાના મીત્રને પેહેલો સવાલ એ કરયો કે "કેમ બીરાદર જમશેદ, આ ધાંખરા વીશે તું શુ ધારે છે?"

"હું તો બહુ ધારૂં છું, પણ મારાં મત વીશે પુરતો વીચાર કરવાને મને પુરતી અવકાશ મલવી જોઈયે. વારૂં, એ ગુસતાદનું માથું ગયબાંની વાત તમોએ કદી સાંભલી છે કે?"

બરજોરે અચરતી સાથ જવાબ આપયો "ગુસતાદનું માથું ગયું હતું? એ તો આ મકાનમાં આશરે ૨૦ વરસ થયાં રહે છે, પણ કદી તે થોડો વખતબી ઘેલો થયો હોય, એવું તો મેં આજવેર સાંભલયું નથી. જો એનું કાટરયું કદીબી ગેપ થયું હતે, તો મેહેબાશાહ અથવા નાજામાય મને તે જરૂર જણાવવા વગર રેહેતેજ નહી!"

જમશેદ અવાસયાએ ગંભીરાઈથી જવાબ આપયો "પણ મને લાગે છે કે એ બીચારાનું ભેજું કેટલુંક ગેપ થયું છે

અથવા તો જમદીથી વધારે ગેપ થવાની આશા બતાવે છે. એ માણસની આંખોમાં ઘેલાપણું મેં સપશટ જોયું છે. કદાચ આગલી જંજાલીયતો મા પોતાની ઉપરની એક યા બીજી આફતોથી એ હોય, પણ કોઈબી રીતે એનું કાટરયું થોડા વખતમાં ધસી પડવાની ચેતવણી એની આંખો આપે છે ખરી. કાંઈ આગલાં મહા સંકટો યા પાપો દાબી રાખવાની કોશિશોથી એનું ભેજું હવે ખરાઈ ગયલું લાગે છે. ગુસતાદની આગલી તવારીખ જો કોઈ મને જણાવે તો હું વધારે અચ્છું અનુમાન કરી શકું."

પોતાના મીત્રનો આ અભીપ્રાય સાંભલી બરજોર કાંઈ નવી ગુંચવણમાં પડેલો જણાયો. નજદીક ૧૦ મીનીટવેર આ મીતરો એકબી બીજો બોલ બોલયા વગર આગલને આગલ ચાલયાજ ગયા અને એટલો વખતવેર બરજોરે પોતાનાં ભેજાંને જુદી જુદી અટકલોથી ઘણી તસદી આપી. પાછા ફરતાં તે બોલી ઉઠયો કે "વહાલા જમશેદ, તેં જે મત આ ગુસતાદ વીશે બાંધયું છે, તે ઉપરથી હું કયાંવેર અટકલ દોડાવી શકું તેનો કાંઈ તુંને ખયાલ છે? પીરોજાના બેહેસતી બાવીંદનું ખુન કોઈએ નીચ કીનાથીજ કરયું છે એવાં સેવટ ઉપર હું, ડીટેકટીવ અમલદાર, પીરોજા પોતે, તેમજ મેહેલાશાહબી આવયા હતા. પણ તારા હમણાના અભીપ્રાય ઉપરથી તો મારા એ મકમ વીચારને તું ઢલતો બનાવી દે છે. તયારે તો બેહેસતી નવલનું ખુન કોઈએ ઘેલાપણાંની અસરમાંબી કરયું હોય ખરૂં! ગુસતાદનાં મકાનમાંથી આ પડોશનાં મકાનમાં કાંઈ માટી અડચણ વગર જવાઈ શકાય, એબી આપણે આજે જોયું છે."

જમશેદ હસીને જવાબ આપયો "ભાઈ બરજોર, તું તો કેયો ગુસતાદે જણાવયું તેમ ઉંડાણ ગારમાં છેક જઈને નવી નવી અટકલો કરવા પડયો છે. હું કયાં કહું છું

કે આ ગુસતાદ તદન ઘેલો છે, યાને કોઈનું ખુન કરે એવી ઘેલા હાલતમાં આવેલો છે. જે ઘેલાપણાંની અસર ગુસતાદમાં હઈયાતી ભોગવતી મને લાગે છે, તે "મેલ નકોલીયા" નામના એક જાતનાં ઘેલાપણાંની છે. વરસોવેર જાણે દુનયાદારી તજી દઈ એકાંતવાસ રહેવાથી અને એક છુપો ગમ મનમાં ને મનમાં રાખી તે ઉપર મનમાં ને મનમાંજ વીચાર કરવાથી આ "મેલનકોલીયા" ની અસર થાય છે, એમ અમારી તબીબી વીદયા શીખવે છે."

જમશેદના ટીકા પુરા થાય તેટલાંમાં મેહેલાશાહ શેઠનો બંગલો આવી પુગો અને વાત અહીયાંજ અટકી. પણ બરજોરને ચેન પડયું નહી. તેને બી જાણે એવું લાગવા માંડયું કે ગુસતાદ ઘેલો હોવોજ જોઈયે. તે વીચાર કરવા લાગો કે એવો કયો બાપ હશે કે જે પોતાના એકપુરા દીકરા તરફ ગુસતાદના જેવો ઘાતકી હોય અને તેનું મોહું જોવાને માટબી ના પાડે? હા, ખરો ડાહયો માણસ તો એટલો બધો સખત ન હોય, એમ બરજોરને હવે વીચાર આવવા માંડયો. તેણે ઠેડાવ કરયો કે રાતના ખાણું લેવા પછી પેહેલી તક મલતાંજ પોતાના વહાલા મીતરે ગુસતાદ વીશે આપેલી આ અતી ચોંકાવનારી ખબર મેહેલાશાહ શેઠને જણાવી, તેવણનો વીચાર શું છે તે જાણવો.

રાતના ખાણું લીધા પછી નાજાંમાય પોતાના માનીતા નવા મીત્ર જમશેદ સાથ પોતાની દીકરીનાં વહાલાં બાલકની જતન કેમ કરવી, તેને લગતી કાંઈક વધુ સમજ તેની પાસે મેલવવામાં રોકાયલાં જોઈ બરજોરે મેહેલાશાહ સાથ ગયાલરી ઉપર જઈ આ વાત છેડી. તે બોલયો કે "આજે સાંજના તો હું અને મારો મીત્ર તમારા ગુસતાદનાં મકાનમાં ચાહના કપની લેહેઝત ચાખી આવયા."

"ખરેખર! તે કેમ બને! ગુસતાદ એવો કુંજરો છે કે કોઈબી પરોણાને પોતાનાં ઘરમાં ચાહ પાવા લઈ જઈ વાતચીતમાં રોકાતો હોય એવું તો મેં આજવેર જોયું નથી."

બરજોરે હસીને જવાબ આપયો "હા, તમે તો ૨૦ વરસ થયાં એવું જોયું નથી, પણ મારા બોલકણા મીઠી જીભના મીત્ર જમશેદની કુનેહથી અમો તો ગુસતાદનાં દીવાનખાનામાં ચાહનું કપ પીવા આવવા ઉપ્રાંત આશરે દોઢ બે કલાક વાતચીત કરી આવી, તેનું પુસતકખાનુંબી ઉથલાવી આવયા છીયે."

મેહેબાશાહે દેખાઈતી ઉલટ સાથ સવાલ કરયો "તમારે બોલ બરજોર, કે તારા કાબેલ તબીબ મીતરે ગુસતાદ સાથના બે કલાકના સંબંધ પછી તેને વીશે શું મત બાંધયું છે?"

બરજોરે હવે ગંભીર થઈને ધીમે સાહાદે જવાબ આપયો કે "જમશેદ તો એવું માને છે કે કુંજરા ગુસતાદના ચેહેરા તથા તેની રીતભાતોમાં ઘેલાપણાંના ચીનહ તેને જણાયાં છે; આગલાં, હાલના અથવા તે હવે પછીના ઘેલાપણાંના ચીનહ જમશેદને લાગે છે, પણ એ ત્રણમાંથી કયું ઘેલાપણું છે, તે મારો આ કાબેલ મીત્ર હજી પારખી શકતો નથી."

મેહેબાશાહના ચેહેરામાં બરજોરના આ સખુનો સાંભલતાંજ કેટલોક ફેરફાર થઈ ગયો, પણ રાતના સીહા અંધારાનો વખત હોવાથી એ ફેરફાર બરજોર જોઈ શકયો નહી. જાણે એકાદ બે મીનીટવેર વીચારમાં રોકાયા હોય, તેમ પાછા સથીર થવા પછી મેહેબાશાહે બહુ ગંભીર થઈ સવાલ કરયો "આ નવાઈ જેવો ખયાલ બાંધવાને તારા મીત્રને શું સબબ મલયો?"

બરજોરે જવાબ આપયો "ફીઝીયોલોજી તથા આતમ ગ્નાનને લગતા પોતાના અભયાસ ઉપરથી ગુસતાદ સાથની વાતચીત ઉપરથી જમશેદે આ મત બાંધયું છે. તમારે ગમે તો તમો પોતેજ જમશેદની સાથ વાત કરોની? મને લાગે છે કે બીચારા ગુસતાદની ખરી હાલત તમોએ તો જાણવીજ જોઈયે."

બેદરકારીભરયો જવાબ મેહેબાશાહે આપયો કે "તારો મીત્ર ડાકટર જમશેદ અવાસયા જે કાંઈ કહે તે સાંભલવાને હું ખુશી થઈશ, પણ તેના વીચારથી મારી ઉપર અસર

થાય, એમ તો બનવાજોગ લાગતું નથી. આજના વખતના જવાન ડાકટરો વધુ અભયાસના ઉંડાણમાં પડવા જતાં કોઈ અકરમ કલપનાઓ બાંધી દે છે. ડાક્ટર જમશેદે ગુસતાદ વીશે એવું મત બાંધયું હશે અને કદાચ ગુસતાદે તમો તેના મકાનમાંથી નીકળવા પછી પોતાની બેહેન આગળ જમશેદને વીશે કાંઈ જુદુંજ મત જાહેર કરયું હશે!"

પણ આવી દલીલોથી બરજોરના મગજ ઉપર ઠસેલો વીચાર દુર થયો નહી. તે બોલયો કે "મેહેલાશાહ કાકા, ગમે તે હોય પણ હું તો ઇચ્છું છું કે ડાકટર જમશેદની પોતાનીજ સાથે આ સવાલ ઉપર તમો તકરાર કરો. દોઢ વરસની વાત ઉપરના માહેતમભરયા બનાવ પછી આપણેથી બનતી દરેક સંભાલ રાખવી જોઈયે છે કે, જેની ઉપર આપણે પુરતો વીશ્વાસ રાખી શકીયે નહી, તે જો આપણી નજદીકમ વસતો હોય તો તેનાથી બહુ સંભાલમાં રહેવું જોઈયે છે."

મેહેલાશાહે દુઃખી થયલા જેવા સાહાદ સાથ જવાબ આપયો કે "બરજોર, તું એટલાંવેર તો ઘાતકી નહી થશે કે મારા બેહેસતી જમાઈ નવલનું ખુન આ કમનસીબ ગુસતાદે કરયું હતું એમ તું માનતો હોય."

"તે તો ઓદા જાણે! કોઈબી રીતે તે ખુન થયું હતું અને તે ખુન હજી પકડાયું નથી. પીરોજાના પીતા તરીકે તે ખુનનો પુરતો પતો મલે તયાંવેર તમોએ તો જંપીને બેસવું ન જોઈયે."

મેહેલાશાહથી આ ટીકા તામોશ કેમ થઈ શકે? તેવણે ચીમકી લગાવી કે "દીકરા બરજોર, હું ઉમેદ રાખું છું કે મારી દીકરી તરફની મારી ફરજ શું છે તે મને શીખવવાની તુંને જરૂર પડે, એવી હાલત ઉપર હું હજી આવયો નથી."

આ ચીમકીનો ચચવાટ બરજોરને તુરતજ લાગો. તે ચેતી ગયો કે તેનાંથી કાચું કપાયું હતું, જેથી આ વાત તયાંજ ઉડાવી નાંખવા માટે મેહેલાશાહે સમજવામાં ભુલ

ફરી હતી, એવું જણાવી બીજી વાત કરવા માંડી અને તેટલામાં જમશેદ તથા નાજાંમાય તમાં આવી જવાથી, એ કમનસીબ વાત વધારે પડતી નાંખવાની તેઓને સારી તકબી મલી હતી.

તોપણ બીજે દીવસે દીવાનખાનામાં જમશેદને એકલો મલવાની તક મલતાંજ મેહેલાશાહે ગુસતાદને લગતી વાત છેડી. આગલી સાંજના પોતાના અનુભવ વીશે પોતાના મીત્ર બરજોરે મેહેલાશાહને કહેલી સઘલી બીના તેવણ તરફથી જાણવા પછી ડાકટર જમશેદ અવાસયાએ ખુલાસો કીધો કે "મારા ઠીકાના ખરા અરથમાં બરજોરે કેટલીક સરાહસ્રાત યા ભુલ કરેલી જણાય છે. ખરી બીના તો એ છે કે મને લાગે છે કે પોતાની આગલી કોઈ જંજાલીયત તથા કાંઈ ખરી યા ખોટી ગેરઈનસાફીને લગતી વીગત ઉપરજ એકાંત બેસી વીચાર અને વીચાર કરતાં આ ગુસતાદનાં મગજ ઉપર કેટલીક ખરાબ અસર થઈ છે. તે બીચારાના મગજે પોતાનું સમતોલપણું ખોયલું દેખાય છે અને જો કે તે તદ્દન ઘેલો થયલો છે, એમ તો કહેવાય નહી, પણ "મેલ નકોલીયા" ની અસર તેની આંખોમાંથી સપષ્ટ જણાય છે. હું તમને ફકત એટલીજ ભલામણ કરૂં છું કે મારા આ વીચાર વીશે કાંઈ વધુ લંબાણ ન કરતાં એ બીના છુપીજ રાખીને તમો પોતે ઘટતી ખોલ કરો."

મેહેલાશાહે જણાવયું "હા, મારાથી બનતું હું કરીશ. કોલાબાની દીવાનશાલાના તબીબ મારા મીત્ર થાય છે. "ગ્રાંડ લાડજ" માં અમો બેઉ જણા વચ્ચે અતલગનો સંબંધ છે અને હું તેવણની આગલ આ સઘલી વાત કરી તાલતબાવટથી ગુસતાદનાં મકાનમાં એક દીને તેવણની મુલાકાત કરાવી, એ ઇંગ્રેજ તબીબને પોતાનું મત બાંધવા દઈશ. તેવણબી જો તમારાજ જેવું મત આપશે તો પછી આપણે કાંઈબી ઘટતાં પગલાં લેવાને બાકાત રાખશું નહી."

જમશેદે જવાબ આપયો "બચીત તમારા આ વીચાર તદન નેક છે. એક કરતાં બે વીચાર ભલા અને વલી ડાકટર—દીવાનાઓને બગ તો બાંધો અનુભવ ધરાવતા હોવાથી, તેવણની સલાહ ખાત્રીપુરવક તેમજ વધારે ઉપયોગી થઇ પડશે."

નાસતો તઇયાર છે. એવું નોકરે આવીને જણાવતાંજ ખાણાંના ઓરડામાં જતાં મેહેબાશાહે જમશેદની પીઠ ઠોકીને જણાવયું "આની મારી ચેતવણી માટે હું તમારો બહુ આભારી થયો છું. જે બીચારાઓ મારે આધારે હોય છે, તેઓના ભલાંમાં હું સદા કાલજી રાખું છું અને મારી આગલી મીજાજીને ખાતર આ બીચારા પડતી હાલતમાં આવેલા ગુસતાદના ભલાંમાં તો હું ખાસ બાભ લઉં છું."

---

## પ્રકરણ ૨૭ મું.

## દુઃખી કાવસ સાથ નાજાંમાયની મુલાકાત—કાવસનો મકમ ઠેડાવ.

રવીવારને દીને જયારે બરજોર તથા તેનો મીત્ર જમશેદ અવાસથા મેહેબાશાહ શેઠના "કાલા બંગલા"ની પરોણાગત ચાખતા હતા, તયારે રાબેતા મુજબ પીરોજા પોતાના વહાલાં દુધમલ બાલકને લઇને તે દીને બપોર પછી બે કલાક પોતાનાં માતપીતાને મેટવા આવી. પીરોજાને સુંદર ફુલોનો બહુ મોટો શોખ હતો, તેણીની મુખય રમુજ તેણીના હાલના વીધવાપણાંના વખતમાં, પોતાના બાલક સાથ ગેલ કરવા ઉપ્રાંત બાગમાં ફરી સઘલાં ઝાડો તથા કુંડાંઓ તપાસવાની હતી. જેથી ચાહ પીધા પછી આ દીવસેબી પીરોજા પોતાના પીતાના સઘલે ઠેકાણેથી બહુ વખાણવામાં આવતા બાગમાં પોતાની માતા તથા જમશેદ અવાસથા સાથ ફરવા નીકલી

હતી. તેઓની પછવાડે આયાની કેડ ઉપર બાલક બરજોરને પણ બાગમાં ફેરવવા લીધો હતો.

આ બાલકને વારંવાર જમશેદ ભણી તગર તગર જોયા કરતો જોઈ, પીરોજા તેને પોતાની ગોદમાં પાછો લઈ ત્રણ ચાર જોસમાં બોકીઓ લઈ હરખ સાથ બોલી ઉઠી કે "ભાઈ જમશેદજી, હું ધારૂં છું કે તમો આટલા ઉંચા તથા કદાવર બાંધાના હોવાથી મારો લાડકવાયો જાણે તમારી શક્તીથી ડરી તમારી સાથે સારૂં રાખવા માટે તમારી તરફ જોયા કરે છે."

આ ટીકાથી નાજાંમાય તથા જમશેદ બેઉ હશી પડયાં. બાલકણાં જમશેદે તાહુકો પુરયો "નહી નહી, એમ નહી પણ મને ભાસે છે કે મારા માનીતા થઈ પડેલા બચ્ચા તથા મારી વચ્ચે જાણે કાંઈ લોચુંબક સમાન સંબંધ પેવસ થયો છે. વારંવાર પથાર પેહલાજ દેખાવે ઘર કરી બેસે છે, તેમ અમો એક બીજાંને પેહલા જોતાવાર એક બીજાંને ચાહાતાં શીખવાં છીયે."

બરજોરને તેની માતા પીરોજાએ "બોઝી" નું લાડકવાયું નામ આપયું હતું અને એ "બોઝી" ને તેની માતાના હાથમાંથી પોતાના હાથમાં લઈ બહુ અચ્છી રીતે રમાડી તે બાલકને હસાવતાં હસાવતાં જમશેદ બોલી ઉઠયો કે "જોયું કેની માયજી, કે નાનાં બાલકોની જો એકવાર કોઈની ઉપર પ્રીતમાં પડે છે તો તેનો પીછો છોડતાં નથી. બેહેન પીરોજાને કહ્યું કે, મને બાલકો રમાડવાનો બહુ શોખ છે. ગરગામડાઓમાં હું જુદા જુદા મોહોલા ફળીયાંઓમાં રમતાં બાલકોને રમાડી તેઓને પેપરમીંટ અથવા બદામ યા એવી કાંઈ મીઠાશની ચીજ આપી તેઓનો બહુ માનીતો થઈ પડું છું, જેથી ગામડયાઓબી મારી ઉપર ખુશી ખુશી થઈ જાય છે અને ખચીત મને કુદરતીજ બચ્ચાઓમાં ફરી તેઓને રમાડી પઢાવી તયાંના લોકો પાસેથી મારી મતલબને

અનુસરતું જાણી લેવાની અચ્છી જોગવાઈ મળે છે. એ સુબલા ફુલ જેવાં બાળકોના પ્રતાપ છે, પણ હું ખચીત કહું છું કે તમારા આ "બેઝી" એ મારી સાથે જેવી દોસ્તી બાંધી છે, તેવી એટલી નાની ઉંમરનાં કોઈ બીજાં બાળકે બાંધેલી મને તો યાદ નથી." અને જમશેદે પાછું તે બાળકને કુદાવી નચાવી હસાવવા માંડયું.

રાતના ખાણું લઈ પીરોજા પોતાનાં બાળક સાથ પોતાના બંગલામાં વીદાય થવા પછી, બીછાણાં ઉપર સુતાં સુતાં જમશેદને તેણીને લગતાજ વીચારો આવવા લાગ્યા. તે પોતાનાં મન સાથ વીચારવા લાગ્યો કે "કોઈબી સ્ત્રીની મંડલીમાં મને પીરોજા સાથની વાતચીતના જેટલી મજાહ યા સંતોષ મળયો હોય, એવું મને યાદ આવતું નથી. બાગબાનીનો મને શોખ છે, જે શોખને કેટલાકો તો લખ વટીક કહે છે, પણ પીરોજાએ આજે સાંજના બાગમાં જુદાં જુદાં ફુલો વગેરે તપાસીને બાગબાનીને લગતું પોતાનું જે જ્ઞાન તદન નીરદોશપણામાં બતાવયું હતું, તે જોઈને હું કહી શકું કે બાગબાનીના શોખ માટે મારા જેવા તો કયકંઈ આ દુનયાંમાં પડયા હશે. વલી આ પીરોજાને મારીજ કાણી માણસ જાતની બાશીયત તથા ગુણોની પરીક્ષા કરવાનો શોખ લાગે છે, જો કે વીદયા હુનરના પુરતા અભયાસ વગર તેણી મારા જેટલાં જ્ઞાનની હાલત ઉપર આવી શકી નથી. આવા ઉંચા ટેસ્ટની જવાન ઓરત મારી તરફ વધારે દીલસોજી બતાવે, મારી સંગતમાં વધારે લાભ લેતી જણાય, તો તેમાં અજાયબ જેવું શું? મને જાણે એવું લાગે છે કે આજે બપોરથી તે રાતવર જેવો મેં ખુશાલ રીતે વખત ગુજારયો, તેવીજ રીતે જો દરરોજ વખત ગુજારવાનો હોય, તો હું વધુ શોધ ખોલ કરવાનું મુકી દઈ એકજ ઠેકાણે મારા ધંધામાં મંડી જાઉં. પણ કદાચ મારા અતી વહાલા માત્ર બરજોરના મનની ઉમેદ ઉપર હું ત્રાપ મારતો હોઈશ, માટે મારે એ બાબદ ઉપર હવે સેહેજબી વીચાર

કરવો ન જોઈયે" અને જમશેદ અવાસયો થોડા વખતમાં ભર ઉંઘમાં પડયો.

બીજે દીને બરજોર તથા જમશેદ મેહેલાશાહ તથા નાજાંમાયનો તેઓની આટલા દીવસની પરોણાગત માટે મોટો ઉપકાર માની તયાંથી રૂખસદ લીધી. તેઓ મનજીભાઈ શેઠના બંગલામાં ગયા, જયાં બે દીવસ રહેવા પછી જમશેદ સઘલાંની રજા લઈ વલસાડ ગયો અને કબુલાત આપી ગયો કે આવતા મંગલવારે બરજોરના ભાઈ સોરાબની સાલગરેહ હોવાથી તે દીને સવારના પાછો ફરી આખો દીવસ તયાંજ રહેશે.

જમશેદ જવા પછી બરજોરની બેહેનોએ ભાઈનું પાકવવાને, મોહ ભાવતાં ધોણા મારવાને કાંઈ બાકી રાખયું નહી. ગુલાં તણુકો કરીને બોલી ઉઠી કે "અબઈ રહયા બબે મોટા ભાઈઓની અમો બેહેનો થઈએ, એવા જી ભરાયા સારા ભાઈઓ ધરાવા માટે મગરૂરી લઈએ અને તોપણ એ બંધા ભાઈઓ તો, દોસત આસનાવો મલે એટલે કાંઈ મચકબી આપે નહી! ભાઈ બરજોર, જમશેદ અવાસયાને ખાતર આવા સોના જેવા પંદર દીવસ થયા તું એક દીવસેબી અમને સાથે કેયેબી ફરવા હરવા લઈ ગયો નથી. અગાઉ તો સાંજને છેડે તથા દર સની અને રવીવારે કોઈને કોઈ સગાં વહાલાંને તયાં યા જાહેર બાગ બગીચાઓમાં તું અમને સાથે લઈ જતો હતો."

બરજોરે જવાબ આપયો "બેહેન ગુલાં, કાંઈ સઘલા દીવસો સરખા હોય છે? અગાઉ અને હાલની હાલત વચ્ચે કેટલો ફરક!"

ખલી બોલી ઉઠી "અરે ફરક શાનો? કાંઈબી નહી! એ તો તમો આજના જવાનયાઓ રોબ બતાવતાં શીખયા છો! તમને તો સઘલું બાહેરનું દેખાવલું ભાવે છે, તો પછી ગરીબ બેહેનોની કદર તે કયાંથી હોય? મેની તારા

માનીતા દોસતદાર જમશેદ તો જાણે આપણાં બંગલાને પોતાની સગવડનું હોટેલ બનાવયું છે!"

બરજોરે ગભરાઈને પુછયું "ઓહ બાપ, બાપ! ખતી, વલી તને શું ઓછું પડયું?"

"વલી ઓછું શાનું પડે? એક સાધારણ અકલનું માણસબી એતો જોઈ શકે. પેહેલાં એ જમશેદજી શેઠ તારી સાથે અહીંયાં આવયા, તયાર પછી પીરોજાને તયાં ગયા, તયાર પછી "કાલા બંગલા" માં રહેવા ગયા, પાછા અહીંયાં આવયા, અને ઠંડે પેટે કહી ગયા છે કે આવતાં અઠવાડયાંમાં પાછા આવીશું! આવે તો બહુ મુબારક છે, એવી સારી સંગત મને તો બહુ ભાવે, પણ જરા અમારી સાથેબી હમીઠામ પાંચ દીવસ રહી તારી અને પોતાની સંગતની અમનેબી રસુજ આપે કેની?"

બરજોરે બેહેનને નરમ પાડવા જણાવયું કે "બેહેન, તેમાં બીચારા જમશેદની કસુર નથી. મેં એ સઘલી ગોઠવણ કરી હતી અને મારે ખાતર એ બીચારાએ એ સઘલી ગોઠવણ એક બોલે કબુલ કરી હતી."

બેહેને જવાબ આપયો "પણ હું કયાં એની મોટી કસુર કહાડું છું! અમારી સંગતને એ બાપરે ગણતો ન હશે, કારણ કે એને તો બીચારાને મેહેરમાયના બંગલો વધારે ભાવે છે. ભાઈ, અમો કાંઈ લીસાં નથી, હં!"

બરજોરે સવાલ કરયો "વલી બેહેન એ નવો ટુંકો શું?"

"ટુંકો એટલોજ કે તારા દોસતદાર જમશેદજી, પીરોજા ઉપર બહુ ફીદા થઈ ગયા છે! તારા જેવો હુસયાર માણસ શું હજી ચેતી નથી ગયો?"

બરજોર હશીને બોલયો "જા, જા, ખતી, તુંબી ખીટે તેનો બીલો ઉપારજ કરે જો! જમશેદ પીરોજાની હજી પુરી પાધરી ત્રણ વખતબી મુલાકાત કીધી નથી અને તેટલાંમાંજ પીરોજા ઉપર ફીદા થઈ ગયો કે!"

બતીએ જવાબ આપયો "જમશેદ જેવા ચકરમ ખવાશના બાહોશ જવાનને પયારના દેવ સાથ દોસતી કરવા માટે ત્રણ વખતની મુલાકાત શું ઓછી પડી કે?"

"પણ બેહેન, તુંને એમ માનવાનો સબબ કેમ મલયો?"

બતીએ જવાબ આપયો "તારા દોસતદારની વાતચીત, તેના દેખાવ વગેરેથી અમો ચેતી ગયાં. ગઈ કાલે પીરોજા વીશે વાત કરતાં તેણે એટલા બધા તો મને ચીપી ચીપીને સવાલો પુછયા અને તે સવાલો કરતાં તેના ચેહેરા ઉપર મેં એવો તો ફેરફાર જોયો કે હું ચેતી ગઈ કે ડાકટર સાહેબની કાંઈ બાટ્ટીમીઠી નજર થાય છે બરી! પીરોજા બેહેસતી નવલ સાથ પરણવા અગાઉ નવલને ઓલખતી હતી કે, શું બેહેસતીનો તથા પીરોજાનો પયાર બાલવયથી બાઝયો હતો કે, વગેરે વગેરે, એવા તો હસવાજોગ સવાલો તેણે મને પુછવા માંડયા કે હું શું તેનાં મનનો ભરમ ચેતી નહીં જાઉં? જોજે ભાઈ, તુંને બી ખાત્રી કરવાની આવતાં અઠવાડયાંમાં તક મલશે. સોરાબની સાલગરેહને મસે તારો એ મીત્ર આવતા મંગલવારે અહીંયાં આવનાર છે, પણ તેની અસલી મતલબ તારી સાથ પીરોજાના બંગલામાં જવાની લાગે છે. મંગલવારે સાંજનાજ યા તો બીજે દીને કાંઈ તાલતલાવટથી તારી સાથે, તે પીરોજાને ઘર જવા માંગશે."

બરજોરનો દેખાવ ગંભીર થઈ ગયો અને તેટલીજ ગંભીરાઈથી તે બોલયો કે "બેહેન, તું કહે છે તેમ ઉલટમાં હોયબી, કારણ કે હું જાણું છું કે મારો જમશેદ જો કોઈબી બાબદમાં ઉલટમાં આવી જાય છે તો તે ઉલટને હદ બાહેર લઈ જાય છે, પણ ફક્ત બે વખતની મુલાકાતથી આવો પોતાના તબીબી ધંધાની વધુ સોલમાં ચકચુર થઈ ગયલો આશામી એકદમ પયારમાં પડી જાય, એ તો મને બનવા જોગ લાગતુંજ નથી."

ગુલાંએ વચમાં તાપસી પુછી કે "તે તો આપણે જોઇશું. વખત પોતાનું કામ બજાવશે અને જે હશે તે થોડા વખતમાં વધારે સ્પષ્ટ જણાઇ જશે. હાલ તો બીચડી કલાકનો વખત થયો છે અને ચાલો ખાણું ઠંડું પડી જશે."

બરજોર તથા તેનાં કુટુંબ અને જમશેદ અવાસ્યાને હાલ પડતાં નાંખી આપણે કુંજરા ગણાતા ગુસતાદના દુઃખી દીકરા કાવસ તરફ જરા નેઘાહ કરયે.

નાજાંમાયના એક દુરના બુઢા સગાંનું મરણ પુના ખાતે નીપજેલું હોવાથી, તેવણને પુને જવાની જરૂર જણાઇ હતી અને મેહેબાશાહે એ તકનો લાભ લઇ તેવણની સાથે એક માતીડા તરીકે બરજોરને મોકલયો હતો, કે એક કાંકરે બે પક્ષી મારવામાં આવે. જે જવાનયો બરજોરને પુના ખાતે થોડાક માસની વાત ઉપર બે વખત મલયો હતો પણ તેને જોતાંજ છટકી ગયો હતો, તે જવાનયો ગુસતાદનો દીકરો કાવસજ હતો કે નહી, તેની ખાત્રી કરવાને મેહેબાશાહ વધારે તલપટમાં પડેલા જણાતા હતા. કાવસને નાજાંમાય બરાબર પીછાણતાં હતાં, નાજાંમાયે કાવસને તેની જવાન વયમાં ઘણી રીતે નવાજયો હતો, માટે મેહેબાશાહે ધારયું કે બરજોર તે જવાનને જો નાજાંમાયને દેખડાવશે, તો તુરત તેવણ ઓલખી શકશે કે તે કાવસજ છે કે કોઇ બીજો. જો તે જવાન કાવસજ હોય, તો શું ઘટતાં પગલાં લેવાં, તે માટે મેહેબાશાહે બરજોરને ચોકસ ખાનગી હુકમો આપયા હતા.

નાજાંમાય બરજોરની સાથે પુને જવા પછી બેહેસતી જોશીનાં પાંથરણાંમાં પોતાની પુરતી હાજરી આપવા પછી, બેહેસતીનું દશમું પુરૂં થાય તયાંવેર તેવણ તયાંજ રેહેવા માંગતાં હતાં. બરજોર ખંતથી આખો દીવસ રખડીને પુરતી પરપુછ કરી કાવસના પટો મેલવી શકયો. તે પટો મેલવવા પછી બીજેજ દીને સવારના તે નાજાંમાયને લઇને

તે કાવસના ઘરમાં ગયો હતો. નાજાંમાયનું પણ કાવસ ઉપર અતીશય હેત હોવાથી, તે બીચારાનું કાંઈ ભલું થતું હોય તો તે કરવાને, બની શકતું હોય તો તેના બાપ સાથ પાછી મીત્રાચારી કરાવી આપવાને, તેવણ બાહેશમંદ હોવાથી બરજોર સાથ તેવણ ખુશીથી ગયાં હતાં.

રવીવાર પેંઠમાં એક નાનાં મકાનમાં એક આબરૂદાર કુંઢ પુંજીના પારસી કુટુંબનાં પેટામાં કાવસ એક નાની ઓરડી ભાડે લઈને રહેતો હતો અને એ પારસીનાં ઘરમાંજ ખાણું વગેરે લેતો હતો. આ પારસી પોતાની બુઢી બાયડી સાથ આ ઘરમાં આબરૂદરકારથી રહેતો હતો અને તેઓને પેટબી કાંઈ ફરજંદ ન હોવાથી તેઓબી કાવસને દીકરા સમાન ચહાતાં હતાં. સવારના ૮ વાગામાં પોતાને એક ફાંકડી ગાડીમાં એક બહુ આબરૂદાર ખુબસુરત દેખાવના અધોર ઉમરનાં પારસી બાઈ, એક દેખાવલ પારસી જવાન સાથ મલવા આવયાં છે, એવું સાંભલી કાવસ તો ચોંકયો હતો. તેણે તેઓ કોણ હશે, તેની અટકલ કરવાને કાંઈ વખત મલે તેટલાંમાં તો આ બાઈ તે જવાનયા સાથે કાવસના ઓરડામાં યાહોમ દાખલ થયાં.

આ પરોણા કોણ હતાં, તે કાવસ જોતાંજ તુરત ચેતી ગયો. પોતાની જવાન વયમાં પોતાની ઉપર નાજાંમાયે જે જે હેત કરયું હતું, ખવાડીપીવાડી કેટલોક લાડ વઠીક લડાવયો હતો, તે કાવસને યાદ આવયું અને તુરતજ તેની આંખોમાં પાણી આવી ગયાં. તે દોડી જઈ નાજાંમાયને પગે પડયો અને તેવણને બેકક આપી. નાજાંમાયે તેની પીઠ પસવારી પોતાની પાસેજ બેસાડયો અને તેની ખબર અંતર પુછી.

પાછાં આંખોમાં આંસુ લાવી નાજાંમાયના હાથ પોતાની આંખોમાં દાબી કાવસ જેમ તેમ બોલી શકયો કે "માયજી, મેહેરબાન નાજાંમાય, મેં તો ધારયું હતું કે તમો મારા

જેવા એક કંગાલ નાશી ગયલા દુકતાને કયારનાં ભુલી ગયાં હશો. પણ નહી, મારાં મેહેરબાન નાજાંમાય, હું પાછો ઠગાયો છું, કારણકે તમારી તો મારી ઉપર હજી મેહેરબાની લાગે છે."

નાજાંમાયની આંખોમાં પણ પાણી આવી ગયાં હતાં અને તેવણે કાવસની પીઠ પસવારી જણાવયું "કાવસ, તું નાનો હતો તયારથી તે નજદીક ૧૮ યા ૧૯ વરસનો થયો તયાંવેર મારી પાડોશમાં પલોટાયલો અને હું તુંને ભુલી કેમ જાઉં? તારા હાલ માટે અમોએ વારંવાર દલગીરી બતાવી છે અને તુંને પાછો તારા બાપની ગોદમાં આવેલો જોવાને અમોએ વારંવાર ઇચ્છયું છે. મારા બરજોરે જયારે થોડાંક અઠવાડયાંની વાત ઉપર અમને કહયું કે તારા જેવા એક જવાનયાને તેણે ભવાની પેંઠમાં જોયો હતો, તયારે મને ભાસયું કે તે તુંજ હશે અને આજે હું તુંને તક મલવાથી મલવા આવી છું. તું જો અમારી સાથે મુંબઇ આવે તો અમો બહુ ખુશી થઇશું, નહી તો મારો બરજોર આવતી કાલે તારી આગલ આવી મારા જીભરાયા મેહેલાશાહે કાંઇ તુંને કહેવા કહયું છે તે કહેશે. તુંને વધુ સુખી જોવાને અમો સઘલાં ઇનતેજાર છીયે."

કાવસે આંખોમાં પાછાં આંસુ લાવી પોતાની બેઠક ઉપરથી ઉઠી નાજાંમાયને પાછો પગે પડીને જણાવયું "મારાં બેહેસતી માયનાં મરણપછી મારાં માતાજીની ગરજ સારનાર મેહેરબાન નાજાંમાય, તમારા આવા ભલા ખવાસ માટે હું તમારો વધારે આભારી થયો છું, પણ મને ખુલ્લું જણાવવા દેવો કે મને કશાંનીબી હાજત નથી. હું હાલ જે હાલતમાં રહું છું તેથી હું પુરતો સંતોશી છું અને મને કાંઇબી વધારે હવે જોઇતું નથી."

નાજાંમાયે તેને પાછો પટાવીને કહયું "જા બા કાવસ, એમ ઘેલાં ના કહાડ. અમો કાંઇ જુદાં છીયે? ખબર

કાહાડવા મુજબ તું આબરૂદરકારથી રહે છે ખરો, પણ કાંઈ પુરતો સુખી નથી, માટે અમારી મદદ કબુલ કરવામાં તુંને શરમાવું શાનું જોઈએ?"

કાવસનું હઈડું કેટલુંક ખુલ્લું થયલું હોવાથી તેણે હવે જરા વધારે મક્કમ જવાબ આપયો કે "મેહેરબાન નાજાંમાય, મેં મક્કમ ઠેડાવ કયારનો કરયો છે કે કોઈનીબી તરફથી હવે મારે મદદ કબુલ કરવી નહી. ખોદાની મેહેરબાનીથી મારૂં ગુજરાન થાય તેટલું હું કમાઉં છું અને જયાંવેર મારા હાથ પગ સલામત છે, જયાંવેર હું પોતે કમાઈ મારૂં ગુજરાન કરી શકીશ, તયાંવેર હું હરામનું કોઈનુંબી લેનાર નથી. આ બીચારા બુઢા સોરાબજી પુણેગર તથા તેવણનાં ભલાં ધણીયાંણી સુનાબાઈને પેટ કાંઈબી ફરજંદ નથી. તેઓબી મને દીકરા સમાન ચાહે છે, તેઓ મારી પાસેથી એક અરધીબી લેવાને ના પાડે છે અને તોપણ હું તેઓને મારા ખાણાંપીના માટે તથા આ ઓરડાના ભાડાં માટે દર મહીને અમુક રકમ લેવાની ફરજ પાડું છું. મેહેરબાન નાજાંમાય, તમારી આવી મેહેરબાની માટે હું તમારો મોટો ઉપકાર માનું છું, પણ મને મદદ કરવાની તો વાત કરશોજ ના."

નાજાંમાય સમજી નહી શકયાં કે હવે શું કરવું. કાવસ આટલો બધો સવતંત્ર થયો છે, પારકાંની રોટલી ખાવાને આવો મજબુતીથી ના પાડશે, તેવો તેવણને તો ખયાલજ ન હતો. માતર એટલુંજ તેવણ બોલી શકયાં કે "દીકરા, ઉતાવળયો ના થા, જરા ધીરજથી વીચાર કરજે અને મારા બરજોરનું આવતી કાલે સાંભળીને પછી તારો સેવટનો જવાબ આપજે. આ મકાનજ કહી આપે છે કે તું સુખમાં દીવસ ગુજારતો નથી. તારો દેખાવ ગવાહી આપે છે કે તારી તંનદરોસતી અહીંયાં પાધરી રહેતી ન હશે. તારા જેવા કાવલા બાંધાના જવાનયાને તો વધુ સુખ સગવડ જોઈએ, માટે તું હજીબી ધીરજથી વીચાર કરી મારા બરજોરનું

સાંભળજે. વારૂં મને એટલી કબુલાત આપ કે આવતી કાલે તું બરજોરને મળીને તેનું સઘલું ધીરજથી સાંભળશે."

બહુ દુઃખી થયલે હઈડે કાવસે નીમાસા સાથનો જવાબ આપયો "મેહેરબાન નાજાંમાય, તમો કહો છો તો હું તમારે ખાતર જરૂર આવતી કાલે આ ભાઈનું જે કહેવું હશે તે ધીરજથી સાંભળીશ, પણ એટલી ખાત્રી રાખજો કે મારો મકમ વીચાર હું કદીબી ફેરવનાર નથી. હું અહીંયાં સુખી છું, પરસેવો ઉતારી મેળવેલો રોટલી મને વધારે મીઠી લાગે છે અને ખોદાને ખાતર મને એ હાલતમાંજ અહીંયાં રહેવા દેવો."

બીચારાં નાજાંમાયને વધારે તકરાર કરતાં આવડતી ન હતી. તેવણને બરજોર ઉપર મોટો વીશ્વાસ હનો અને મનમાં તેવણને એવી ખાત્રી હતી કે, બરજોર બીજે દીને પોતાની બાહોશીથી કાવસને પીગળાવયા વગર રહેશે નહી. માટે તેવણ એટલુંજ બોલયાં કે "વારૂં, તું કાલે બરજોરને મળીને સઘલું તેનું સાંભળજે તો ખરો."

એ પછી તેવણે કાવસ સાથ ગામડીમને લગતી બીજી કેટલીક વાતચીત કીધા પછી, બરજોર સાથ તહાંથી રૂખસદ લેતાં તેવણનું હઈડું પાછું ભરાઈ આવયું અને કાવસને પોતાની ગેહમાં દાબી તેની પીઠ એક વાર પાછી પંપાળયા વગર તેવણ છુટાં પડયાં નહી. દુઃખી કાવસની આંખોમાં પણ પાછાં પાણી આવી ગયાં હતાં.

નાજાંમાય જવા પછી કાવસ ઝારઝાર રડયો અને તે દીવસે તેને આફીસમાં પણ જવા ગમયું નહી, પણ આખો દીવસ પોતાનાં બીછાણાંમાં પડી રહી, આગલા બનગીના વખતના વીચારોમાં મશગુલ થઈ પોતાનાં નસીબને કડુવા ન દેતાં, ખોદાના હુકમ ઉપર સબુરી રાખવાનો મકમ ઠેરાવ જાલવી રાખવા માટે બંદગીમાં ઘણો વખતલગ મશગુલ રહયો.

## પ્રકરણ ૨૮.

### કાવસનો મેહેરબાનશાહ સામેનો ક્રોધ.

બીજે દીવસે ગોઠવણ મુજબ બરજોર, પુના ખાતેના કાવસના મકાનમાં તેને સમજાવવા માટે ગયો હતો. આગલે દીવસ નાજાંમાય સાથની વાતચીત પછી કાવસ બહુ દુઃખી થયલો, આ બરજોરની મુલાકાતને પોતાની મરજી વીરૂધ સરણ થવા માટે તઇયાર થયલો, દેખઇતો ફરજયાત રીતે તઇયાર થયલો, બેઠો હતો.

બરજોર ત્યાં જઇ પુગતાંજ કાવસે તેને સભ્યતાભરયો આવકાર દીધો, પણ તેના ચેહેરા ઉપરથીજ દેખાતું હતું કે બરજોરની હાજરી તેને કાંઇ ગમતી ન હતી.

પોતાને ભેટવા આવનારને ઘટતી સભ્યતા સાથ બેઠક આપી બરજોર કાંઈ વાત કરે તે અગાઉ દેખઇતા દુઃખી સાહાદે કાવસેજ પેહેલો સવાલ કરયો કે "મને ફસાવવા માટે આટલીબધી તસદી લેવામાં તમને શું લાભ થયો ?"

બરજોરે જવાબ આપયો "ભાઈ કાવસ, તેં મારૂં શું બગાડયું છે કે હું તુંને વીના કારણે ફસાઉં ?"

"વલી ફસાવયો નહી તો બીજું શું ? તમો શું મને એમ કહેવા માંગો છો કે નાજાંમાય ગઇ કાલે અકસમાતથીજ અહીંયા મને જોઇને ચઢી આવયાં ! મારી ખાત્રી છે કે હું કોણ છું તેની તમને લાગેલી નકમી ખંતયા તુરત કરવા માટેજ, તમો મારાં રેહેઠાણને લગતા ખોજ કરીને તેવણને અહીંયાં લાવયા હતા. જેમ તમારી મરજી, પણ જેણે તમારૂં બગાડયું નહી હોય તેને વીના કારણે એવું દુઃખ દેવામાં ખોદા રાજી નથી, હં !"

બરજોરે કરગરીને જવાબ આપયો "ભાઈ કાવસ, તયારે તું મને પીછાંણતોજ નથી. કાંઇપણ બુરી નીઅતથી મેં કામ

કરયું નથી, પણ ભલું કરવાની નેમથીજ હું નાજાંમાયને, હા, જાણીબુજીને અહીંયાં લાવયો હતો. મને ખબર મળી હતી કે નાજાંમાયની અંતકરણથી તમારી ઉપર પ્રીત છે, તેવણ તમને એક ખરા દીકરા માફક ચાહે છે અને તેથી મેં ધારયું કે તેવણની સાથની આવી મુલાકાતથી તમો દુઃખી તો નહીજ થશો. વળી ખચીત તમો કોણ છો તેની ખાત્રી કરવાની મને ખંખના લાગી હતી ખરી.”

“અરે ભાઈ, કાંઈ પારકી પંચાત! હું કોણ છું તે જાણવું અને ન જાણવું તેમાં તમારો શી ધી ઉંધડયો!”

“નહી ભાઇ કાવસ, મને તેમાં ઘણું લાગતુંવળગતું હતું. મેહેલાશાહ વકીલ તરફથી એક ઉદાર દીલની માંગણી મને કાવસ ગુસતાદને કરવાની હતી અને તેથી બહુ જરૂરનું હતું, કે મારે ખાત્રી કરવી જોઇયે કે ખરેખરા કાવસ ગુસતાદનેજ હું તે માંગણી કરૂં છું અને નહી કે કોઈ અલાહેદા શખસને.”

મેહેલાશાહ વકીલનું નામ સાંભળતાંજ કાવસના ચેહેરામાં કેટલોક ફેરફાર થઈ ગયો હતો. તેના ચેહેરા ઉપર એકદમ કેટલોક રતાશ ચઢી આવેલો બરજોરે ખુલ્લો જોયો અને એવા રતાશવાળા ચેહેરા સાથ વધારે સુરમાં આવી કાવસ મક્કમ સાદે બોલયો કે “મેહેલાશાહ વકીલ યા મેહેલાશાહ સોલાઈના પાસેથી કાંઇબી મેહેરબાની હું કદીબી સવીકારનાર નથી. તમારા મેહેલાશાહ વકીલ પાસથી ફકત એકજ ચીજ હું માગું છું અને તે એ કે મારાં કામમાં વચ્ચે પડવું નહી. નાજાંમાયની દીલસોજી માટે હું તેવણનો આભારી છું, પણ જયારે તેવણને એવી દીલસોજી છે તયારે તેવણનેબી કહેજો કે મારી ઉપર મેહેરબાની કરીને મને મુવેલો મારેલો જેમનો તેમ રહેવા દે. મારી આગલી જીંદગી મારી નજરની સનમુખ પાછી લાવવામાં તમો શેઠ ખરેખર મને બહુ મોટું નુકશાન કરયું છે, એમ મને દુઃખ સાથ જણાવવું પડે છે.”

વધારે કરગરેલા ચેહેરા સાથ બરજોર બોલયો "ભાઈ કાવસ, ખોદાને હાજર નાજર જાણીને મને માનજે કે આવું પગલું ભરવામાં મારી એકજ નીઅત હતી અને તે એ કે તમારૂં ભલું થયલું જોવું."

બીજવાઈ જઈને કાવસે જવાબ આપયો "પણ મારાં ભલાં સાથે તમને શું લાગતું વલગતું છે? પરદુ:ખભંજણીક થવું હોય તો બીજા મારગો શોધો; એક મારા જેવા કુરદરાજ પડેલા દુ:ખી આશામીને કાંય વધારે હેરાન કરો છો? તમારી એવી ચટપટી વરતણુંકથી તમો મને કાંઈબી લાભ કરી શકશો નહી, પણ મને વધારે ઈજા કરશો એટલુંજ હું કહું છું. મારી હાલની જીંદગીથી હું તદન સંતોશી છું, દુ:ખોમાં હું ઘડાઈ ગયલો છું. મારા મેહેરબાન ઘરવાલા મારા ખરેખરા એકલા મીત્ર છે અને હવે કોઈબી વધુ મીત્રની મને જરૂર નથી—હું કહું છું કે મને દરકાર નથી."

બરજોરે વધારે નીરાશ થઈને જણાવયું "કાવસ, તમો મારી ઉપર વધારે ઘાતકી થાવો છો, પણ મારો બચાવ કરવાની મારાંમાં વધારે તાકાત નથી. હું ફકત મને સોપેલો પેગામ હવે તમારી આગળ રજુ કરી મારા મેહેરબાન મોટા કાકાજી મેહેલાશાહની દીલસોજીનો ખયાલ આપું છું. મેહેલાશાહ તમારૂં ભવીશ સારૂં થયલું જોવાની, ભવીશમાં તમારાં ગુજરાનનાં સાંધણ નકી થયલા જોવાની, અંત:કરણની ખાહેશ રાખતા હોવાથી તેવણ તમને દર મહીને રૂ૫૦ના દરમાયો આપવાને રાજી છે અને જો તમો કબુલ કરો તો કલકતા ખાતેની મેસરસ વેનડાઈક બીકરસથેટવાલી સોલીસીટરોની પેહેડીમાંથી રૂ૧૫૦ની ચાકરી તમને અપાવવાને પણ તઈયાર છે. ભાઈ, એવણ જયારે તમારી તરફ આવી ભલી લાગણી બતાવે છે તયારે બેમાંથી એકબી માંગણી કબુલ કરી કાં નહી વધારે સુખી થતા?"

તણકો ફરી ચેઅટામાં કાવસે સવાલ કરયો "મારી ઉપર આવી મોટી નવાજેશની મહેરબાની કરવાનો મેહેલાશાહને શું સબબ પડયો?"

"સબબ એટલોજ કે તમારા બાવા, મેહેલાશાહના બહુ જુના મીત્ર થાય, તમારાં મરનાર માતા સાથે પણ મેહેલાશાહને સારી પીછાંણ હતી અને તેથી પોતાનાં સારા આબાદ વખતમાં પોતાના આગલા દોસતદારની પડતીમાં તેવણ તેના કુટુંબને સાહે થવાની પોતાની ફરજ સમજે છે, તે સીવાય બીજું શું હોય?"

"તયારે તો તમારા મેહેલાશાહ શેઠને કહેજો કે પોતાના ગજવાંમાં બહુ ખખરયા કરતા પૈસા તરફનો તેવણનો એવો તુચ્છકાર તેવણને બહુ માનભરયો છે, પણ સખાવત બીજા નજદીકનાઓને કરવાની છે, મારા જેવા દુર પડેલા એવણના મારગમાંથી કદી ન આવતા જવાનમાને સાલી ભાજીને શું કામ સખાવત કરવા આવો છો? તમારા મેહેલાશાહને વધુ કહેજો કે પોતાના સોભાઈતાના કુટુંબમાં જેઓ ખરેખરા હાજતમંદ હોય તથા નબલી હાલતમાં હોય, તેઓ ઉપર પોતાના પૈસાની રેલછેલ કરો. બાકી હું તો તેવણની એક ફુટી બદામ પણ લેનાર નથી. કહેજો કે આજેજ ઓરડામાં હું ભુખે તરસે જઈ રીબીને મરીશ, તોપણ તેવણના હાથમાંથી પાઉંના એક નાનો ટુકડો વટીક લેનાર નથી. તમને શું છે? તમો તમારે મેં કહેલું સઘલું ખુલ્લે ખુલ્લું જણાવી દેજો. એવણ તરફ મારી કેવી લાગણી છે, તે એવણની જાણમાં આવે, એવું તો હું ઇચ્છુંજ છું."

કાવસના મેહેલાશાહ વીશેના આવા સખત વીચારોથી બરજોર તો જાણે ચમકીજ ગયો હતો, પણ તે વીશે હાલ વીચાર કરવનો વખત ન હતો. તે એટલોજ જવાબ આપી શકયો કે "મેહેલાશાહ વકીલ મારા મોટા કાકા થાય

અને તેવણુ તરફ સદા મોટા માનની નજરથી હું જોતો હોવાથી, હું કેમ તેવણુને આવું કહેવાની બેઅદબી કરૂં?"

"તે તો તમારૂં કામ છે, તમારે ગમે તો કહેજો અને ગમે તો ના કહેતા, પણ મારૂં તમારા કાકા વીશેનું મત તો જયારે તમો આટલીબધી હીમાયત કરવા આવયા છો તયારે રજુ કરવું જોઈયે કેની? તમારી નજરમાં કદાચ હું નગુનો ગણાતો હોઈશ, પણ મેહેરબાની કરીને એકદમ મત બાંધી દેતા ના. તમારી નીઓ બહુ ભલી છે, એ હું તરત કબુલ કરી દેઉં છું, પણ હું એટલુંજ માંગી લેઉં છું કે મને જેમનો તેમ એકલોજ રેહેવા દેશો તો તમો મારૂં વધારે ભલું ઈચ્છો છો, એવું હું માનીશ. બાઈ નાજામાયબી ભલી નીઓથીજ ગઈ કાલે અહીંયાં આવયાં હતાં, પણ તેવણુને જોઈ સઘલી આગલી વાતો પાછી મને યાદ આવી ગયાથી મારૂં જીગર ગઈ કાલનું પાછું બહુ તુટી ગયું છે. માફ કરજો, મીο બરજોરજી અને હું હવે ઈચ્છું છું કે આજની આપણી મુલાકાત છેલ્લીજ થાય."

નીરાશ થઈને બરજોરે જવાબ આપયો કે "તમને મારી હાજરી બહુ અણગમતી લાગે છે તો હું જાઉં છું. તમો ઈચ્છતા નથી તો હું તમને પાછો મલીશ નહી, પણ એટલું તો મારે જવી વખતે કહેવું જોઈયે કે તમો બહુ બોહોંસીલા છો, તમારી પોતાની ઉપરજ ઘાતકીપણું ગુજારો છો અને જેઓ તમને મદદ કરવા માંગે છે, તેઓ ઉપર તો વધારે ઘાતકી થાવો છો."

આ સખુનો બોલીને બરજોર ઉભો રહયો કે તેથી કાવસ ઉપર થોડીબી અસર થાય, પણ એ જવાનયાએ તો ઠંડે પેટે જવાબ આપયો "ઠીક છે, સાહેબ મેહેરબાન" અને સેકહેંડ કરવાથી બરજોરને તયાંથી ચાલી જવા સીવાય બીજો કાંઈ છુટકો રહયોજ નહી.

કાવસના મકાનમાંથી બાહેર નીકલવા પછી પોતાના મકાનમાં જતાં બરજોર પોતાના મન સાથ એકજ વીચાર

કરવા લાગો અને તે એજ કે "મેહેલાશાહ શેઠની આવી ઉદાર બક્ષેશ કબુલ કરવાને આ દુઃખી દરદી છોકરો શાહ ના પાડી આટલો બધો તુચ્છકાર કાંય બતાવે છે, તે હું સમજી શકતો નથી. કાંઇબી કારણ હોવું જોઇયે! બચીત મામલો વધારે ગુંચવણભરયો બનતો જાય છે. કાવસને તો પોતાના ઘાતકી બાપની સામે વધારે કેહેર હોવો જોઇએ, તેને બદલે મેહેલાશાહની સામે આટલો બધો ગુસસો કાંય!"

તેટલાંમાં નાજાંમાયની ગાડી સામેથી આવતી મલી અને તેમાં બરજોર બેસી ગયો. નાજાંમાય આગલ પોતાની મુલાકાતની સઘલી વીગત જણાવવા પછી તેવણે ચુકાદો આપયો કે "ચાલ બા, આપણે શું કરયે? એનો દહાડોજ બુરો હશે તે!" બે દીવસ રહી નાજાંમાય બરજોરની સાથે પુનેથી મુંબઇ પાછાં આવયાં.

મનજીભાઇ સોલાઇનાના કુટુંબ તરફ હવે આપણે પાછી નજર દોડાવીએ. તેવણના બીજા દીકરા સોરાબની શાલગ્રેહની મજાહ ચાખવા માટે બરજોરનો મીત્ર ડાકટર જમશેદ અવાશયા આબાદ મંગલવારની સવારના તેવણના બંગલામાં ગ્રંટરોડના સટેશન ઉપરથી પોરટમંટો સાથ આવી પુગો. તેને દુરથી આવતો જોઇ બરજોરની નાની બેહેન બટીએ હલવેથી બરજોરને કહયું કે, "કેમ ભાઇ, મેં અટકલ બાંધી હતી, તે કાંઇ ખોટી ઠરી!"

પણ આ વખતે તો જમશેદ પોતાની જુદી જુદી પ્રકારની વાતચીતથી આ બેઉ બેહેનોમાં વધારે ભેલાઇ જઇ કેટલેક દરજજે તેઓનો માનીતોબી થઇ પડયો. દીવાનખાનામાં, નાસતો કરવા પછી, આખું કુટુંબ એકઠું મલયું હતું, તયાં જમશેદ વાત ચલાવી કે જયારે ગરીબ ઘરોમાં બચ્ચાં છોકરાંઓ વચ્ચે હું હોવું છું, તયારે મને આ દુનયા વીશે બહુ ગંભીર વીચાર બેસે છે. જીંદગીને છેક ભીતરનાં તલયાંમાંથી નીહાલીને જોવાનો જાણે મને અભખરો લાગો છે. જયારે બીચારાં

છોકરાંઓને કટકા રોટી માટે તવલતાં, પોતાના નાના ભાઈ યા બેહેના હાથમાંથી ટુકડો છીણવી લેતાં હું જોવું છું, નાના ભાઈ બેહેનોને પોતાના વડા ભાઈ બેહેનોની એવી બેઅદબી માટે તેઓને કડુવા દેતાં હું જોવું છુ, તયારે મને યાદ આવી જાય છે કે આ બાલકો આવતા જમાનાના આપણા મોટીડા, બઈરાંઓ થવાના! પારસીઓનો એવો ભવીશનો જમાનો પારસી કોમને વધારે બુલંદી ઉપર કયાંથી લઈ જાય? પારસી શેઠો બલ્કો અને હજારોની મોટી મોટી કહેવાતા નાતજાતના ફરક વગરની સખાવતો કરી ગવરનરો અને મોટા અમલદારોની શાબાસી મેલવે છે, પણ તેઓને કયાં ખબર છે કે તેઓના ગરીબ જાતભાઈઓના કુટુંબોમાં કટકા રોટલી માટે આવી આપદા પડે છે! ભાઈઓ અને બેહેનો કેટલાંક ગરીબ પારસી ઘરોમાં કટકા રોટી માટે જે હોબારાંટી કરી એક બીજાંને કડુવા યા ગાલ વટીક દે છે, તે દેખાવ હું ઈચ્છું છું કે મારી માફક આપણા શેઠયાઓબી જોય!"

બટી ટકોરમાં બોલી ઉઠી કે "જમશેદજી, તયારે શેઠયાઓને તમારી સાથે લઈ જઈને એ સઘલું દેખાડી આવો!"

"હા, જોય તયારેજ તેઓને ખયાલ આવે કે તેઓ પોતાની ખરી ફરજમાં કેવા પછાત છે," જમશેદે જવાબ આપયો.

મનજીભાઈએ સવાલ કરયો, "જમશેદ, તયારે તમો શેઠયાઓને તેઓની શું ફરજ શીખવવા માંગો છો?"

બરજોરે જણાવવા માંગયું કે "બાવાજી, વલી ફરજ એટલીજ કે એ કે સઘલા ગરીબ છોકરાઓને મુફત કેલવણી આપવાની આપણા શેઠયાઓએ યા તો આપણી પંચાયતના ફંડે પોતાની ફરજ સમજવી જોઈયે."

જમશેદે જણાવયું "હા, બરજોર કહે છે તેમ આપણી કોમના સઘલાં છોકરાઓને કેલવણી આપવી જોઈયે ખરી,

પણ પેહેલાં જુદીજ પ્રકારની કેળવણી આપવી જોઇયે. મારા વીચારો બીજાઓને ગમે એવાં ચોંકાવનારા લાગતાં હોય, પણ હું તો એમ કહું છું કે સઘળા શેઠીયાઓની તેમજ આપણી કોમના મધયમ શક્તીવાલાઓનીબી ફરજ છે કે, પંચાયતના ત્રસ્ટીઓના હસતકમાં એક મોટું ફંડ આપી દરેક ગરીબ ઘરમાં છોકરાંઓને પુરતો સુતરો ખોરાક મલે, તેવી જોગવાઇ કરી આપવી જોઇયે. બાલકોને પુરતું જમાડવા પછી તેઓને સફાઇ તથા સુગડતા અને તંનદરોસતી સાચવવાને લગતી પેહેલી અને અગતની કેળવણી આપવી જોઇયે. આપણા ગરીબ છોકરાઓનું શરીર કઉવતમંદ થશે, તોજ તેઓનું મગજબી કઉવતમંદ થશે. સઘળાં ગરીબ ઘરોમાં બચાંઓને પુરતો ખોરાક અપાવો, તેઓને સુઘડતા તથા સફાઇ અને તંનદરોસતી જાળવવાના નીયમોની કેળવણી આપો, પુરતું લખતાં વાંચતાં તથા હીસાબ કરતાં શીખવો અને પછી જુવો કે પારસીઓની ભવીશની આબાદ કેવી મજબુત થાય છે."

શાલઓહવાળો સોરાબ બહુ હશીને બોલી ઉઠયો કે "ભાઇ જમશેદ, તમારા આ વીચારો પ્રમાણે ચાલીએ કેની તો કોમનું નખોદજ વલે! ગરીબોના ઘરમાં બચાંઓને ખવાડવા પીવાડવાના પૈસા આપી, પારસીઓમાં ભીખારીપણું વધારીએ કે? આગલ તો પારસીઓમાં મગરૂરી હતી કે અમારી કોમમાં એકબી ભીખારી નથી. આજે કેટલાક હરામખોરો પરજાત પાસે છુપી ભીખ માંગી આપણી કોમને હીણું લગાડે છે, નો તમારી ગોઠવણ મુજબ તો આપણો આવતો જમાનો બહુ વધારે હરામખોર નીવડે!"

ડાક્ટર જમશેદે વધારે મુસતાકીથી જવાબ આપયો "છટ નોનસંસ! તયારે સોરાબ, અરથશાસ્ત્રના ઉંડાણમાં તું ગયોજ નથી. ઉપરટપેજ તરકશાસ્ત્ર શીખીને તું આવા અબાહીટપે વીચારો ધરાવે એ સવભાવીકજ છે. એક

ખીચારો ગરીબ સુથાર અથવા આખો દીવસ દબદેસરી કરતો ગરીબ કબારક યા ઉઘરાણી કરનારો મહીને દહાડે ૧૫ થી ૨૦ રૂપરડીનો પગાર પામી શકે અને તેના ઘરમાં ખીચારાં બચ્ચાંઓને ટુકડો રોટલી યા પુરતું ભાત દાળખી મલતું ન હોય, તો એ બચાઓનાં બાંધો મજબુતજ કેમ થઈ શકે? એવાં બચ્ચાંઓને નાની વયથી બોરડીંગ સકુલોમાં મુફત દાખલ કરી યા ફકત બે યા ત્રણ રૂપયાના માસીક લવાજમે દાખલ કરી મજબુત બાજરીના રોટલો તથા કઉવતમંદ અનાજ પેટપુરતો જમાડવામાં આવે, તેઓને સુગડતા વગેરેની સારી તરબાબત આપવામાં આવે, તો તે ભીખારીપણું શાનું? એવી બોરડીંગ સકુલો જગેજગ ઊંત્રાડવાને શેઠીઆઓને શરમમાં નાંખવા જોઈયે, શેઠયાઓને ફરજ પાડવી જોઈયે—"

ગુલાં હશીને બોલી ઉઠી "અરરર! જમશેદજી, તમો તો કેથા 'સોશીયલીસટ' દેખાવો છો! આવા વીચારો જો તમો શેઠયાઓના દેખતાં જાહેર કરો તો સઘળા શેઠયાઓ તમારાથી દુર રહેવા માંગે!"

જમશેદ પાછો સુસતાઈથી જવાબ આપયો "બેહેન દુર રહેનો ભલે! મને શું મુજાકો છે? હું કાંઈ 'સોશીયલીસટ' નથી પણ 'સોશીયલીસટો' ના કેટલાક વીચારોને તદન મળતો આવું છું. તમોજ જુવોની આજની આપણી ઓલાદ! રસતામાં તમને ૧૦૦ જવાનયા મલશે, તો તેમાંથી મોટો ભાગ તવાઈ ગયલો, સુકાઈ ગયલો, સોરાઈ ગયલો! એવા જવાનયાઓ ભવીશમાં પારસી નામ રાખશે કે? પણ એ ખીચારાઓનો શું વાંક છે? તેઓને વધારે કઉવતમંદ બનાવવાને ઉધરભાવથીજ શકવીનો ખોરાક આપી, મજબુત બાંધાના બનાવી, સુગડતા તથા સુખશાંતીના સારા નીયમો શીખવી, મધયમ કેલવણી આપી મોટા કરવાની માબાપની ફરજ ઉપ્રાંત કોમનીબી ફરજ છે, એવો મારો મકમ વીચાર છે, પછી મને ગમે તો 'સોશીયલીસટ' બણો."

મનજીભાઈ આ તકરારમાં સારી ઉમંગ લેતા હતા અને તેવણીએ ડોકું ધુણાવીને જણાવવું કે જમશેદના બોલવામાં દેખાઈતું કેટલુંક વજુદ છે ખરૂં. ખઠી અને ગુલાં ઉપર તો આ તકરારથી ખચીત બહુ અસર થઈ. જમશેદ ગરીબોનો આવો સાચો મીત્ર છે તથા આવા મજબુત વીચારો ધરાવી શકે છે, તે જોઈ તેની સાથ વાતચીત કરતાં કુટુંબનો એ આખો દીવસ બહુ ઝડપથી પસાર થઈ ગયો. મોહેલાએ જમશેદને બીજા બે દીવસ તયાં રહેવાની જાણે ફરજ પાડી અને જયારે પોતાનો પોરટમેનટો પેક કરીને જમશેદે તયાંથી રૂખસદ લીધી, તયારે એક દીવસવેર મનજીભાઈના બંગલામાં સઘલાઓને જાણે સુહનું લાગ્યું.

આ ત્રણ દીવસની મુલાકાતમાં જમશેદ કાંઈ તાલતલાવતથી પોતાના મીત્ર બરજોરની સાથે બે વખત પીરોજાના બંગલામાં જવા પામયો હતો. તે ગયા પછી ખઠીએ પોતાના વડા ભાઈના કાન બોલયા કે "કેમ ભાઈ બરજોર, હજીબી તારી ખાત્રી થઈ કે નહી? જમશેદની ત્રણ દીવસની અહીંયાંની હાજરીમાં તમો બે વખત તો પીરોજાને તયાં જઈ આવયા. તું એકલો હતે તો શું બે વખત તયાં જતે?"

બીચારો બરજોર અનચેન વીચારનો થઈ ગયો હતો. તેનો મીત્ર જમશેદ પીરોજા ઉપર પયારમાં પડે એ વીચાર તેને તો બહુ મુંચવણભરયો લાગો, જો કે અગાઉની માફક એ ખયાલ તે મજબુતીથી તદનજ હશી કાહાડતો ન હતો.

ઉનાલો નજદીક આવયો અને તે સાથ "કાલા બંગલા" ના મોટા બગીચાના સુંદર ફુલો આપનારાં ઝાડો તથા કુંડાંઓને જે મોટા કુવામાંથી બબેવાર પુરી મલવા માટે પાણી મલતું હતું, તેના વાખા પડે એવાં ચીનહ બંગલાના અનુભવી માલીએ પોતાના શેઠ આગલ બતાવવા માંડયાં. મોહેલાશાહે પણ આજ બે મોહોસમ થયાં જોયું હતું કે "કાલા બંગલા" ના કુશાદે કંપાઉંડમાંનો કુવો આગલના જેટલું પાણી આપતો ન હતો અને ઉનાલામાં તો તે

વધારે જલદીથી સુકાવા લાગતો. નાજાંમાયને સારો બાગ બહુ ભાવતો હતો અને તેવણુની એકપુત્રી વહાલી દીકરી બાગબાનીની બહુ શોખીન હોવાથી તથા બાવાના બાગનાં સુંદર ફુલો તેણીને બહુ ભાવતાં હોવાથી, તેણીને ખાતરજ આ માબાપની કાળજી હતી કે આ બાગના ઝાડોને પુરતું પાણી હંમેશ મલતું રહે, માટે આ કુવામાં કાંઈબી સુધારો કરાવવો.

જમશેદી નરોજને દીને બરજોર મેહેલાશાહના મકાનમાં એ આખો દીવસ ગુજારવા માટે સવારના ૯ વાગે પોતાના બાવાની ગાડીમાં આવયો હતો, જયારે તેણે મેહેલાશાહને પોતાના મીસ્ત્રી સાથે બાગમાં વાતમાં મશગુલ થઈ ગયલા જોયા.

મીસ્ત્રી બોલયો કે "શેઠ, જો જરાક વધારે ઉંડાણમાં ખોદાવશો તો તમારો કુવો બારે માસ અને જાવેદાન સુધી તમને સદા પુરતું પાણી આપતો રહેશે, એમ હું માનું છું."

મેહેલાશાહે જવાબ આપયો "મીસ્ત્રી, જયારે તમો એટલા બધા ખાત્રીપુરવક છો, તયારે તો કુવો તદન ગલાવી કાહાડી પંદર ફીટ વધારે ઉંડો કરો અને જરૂર લાગે તો બીજા પાંચ દશ ફીટ વધારે પોહોલો કરશો તો એવા ખરચની હું વાણુ કરીશ નહી, પણ જેમ બને તેમ જલદીથી મને એક મહીનાની અંદર એ સઘલું કામ પુરૂં કરી આપો. મે મહીનામાં મારાં ઝાડો પુરતા પાણી વગર સુકાય તે જોવા હું ઈચ્છતો નથી, મારી દીકરી મને ગઈ કાલેબી એવોજ મજબુત આગ્રહ કરી ગઈ છે.

---

## પ્રકરણ ૨૯ મું.

## મેહેલાશાહના બાગના કુવામાંથી મલેલી છરી.

જમશેદી નરોઝને દીને બરજોર જયારે મેહેલાશાહના બંગલામાં તેવણુની પરોણાગત આખવા ગયો હતો, તયરે

મહેબાશાહનું મુખ્ય મકાન તેવણના સુંદર બગીચાને એક નાકે આવેલો પાણીનો કુવો વધારે ઉંડો ખોદાવવામાં રોકાયું હતું. આ કુવાની દક્ષીણ બાજુએ એક નાનું ખેતર હતું, જેની પડોશના નાના બંગલામાં ગુસતાદ રહેતો હતો, જયારે તેની નજદીકનાજ હાલ ખાલી પડેલા બંગલામાં બીચારી પીરોજાએ મેહેરબાની નવલ સાથના પોતાના લગનનો હનીમુન ગુજારવાની હઠ લીધી હતી.

મેહેબાશાહે પોતાના મીસ્ત્રીને તાકીદનો હુકમ આપયો હતો કે, "મારી દીકરી પણ મને ગઈ કાલેજ મજબુત આગ્રહ કરી ગયલી હોવાથી મારાં ઝાડો તથા કુંડાંઓ આવતા મે માસમાં પાણી વગર તરસે નહી માટે એ કુવો ખોદવાનું કામ જલદીથી પુરૂં કરી નાખજો."

આ કામમાં મીસ્ત્રીએ તુરતજ પુરતાં માણસો લગાડી દીધાં હતાં. તે દીને પાછલા પોહોરના ચાહ પીને મેહેબાશાહ પોતાના માનીતા બરજોર સાથ વાતચીતમાં રોકાયા હતા, જયારે કેટલીક દુનયાદારીની વાતચીત કરવા બાદ તદન બેદરકારીથી મેહેબાશાહે સવાલ કરયો કે-"બરજોર, તુંને વીગતવાર પુછતાં તો હું તદન ભુલીજ ગયો! પુના ખાતે ગુસતાદના દીકરા કાવસ સાથની તારી મુલાકાતની સઘલી કેફીયત તુલોતવીલ તેં મને હજી જણાવી નથી?"

બરજોરે નીરાશીભરયો જવાબ આપયો "શું વાત કરયે? કોણ જાણે શા સબબથી એ છોકરો બહુ જીવી ખવાશનો લાગે છે અને તમારી કાંઈબી મદદ મેલવવાને સાફ ના પાડે છે. તેણે મને પોતે જણાવયું કે સવતંત્ર મેહેનતથી મેલવેલી કટકો રોટલી તે વધારે ગણીમત ગણે છે. મેં ઘણીબી કોહોસ કીધી, પણ કાંઈ વલયું નહી."

મેહેબાશાહ બોલયા "ખચીત તયારે એ કાવસબી હઠીલાઈમાં પોતાના બાપને વીસરાવે એવો લાગે છે. એના કમનસીબ બાપથી છુટો પડી, જે સંકટો આજ વરસો થયાં

એ સેહેવે છે, તેમાંથી દુર કરવા માટે અને તેની જીંદગી વધારે સુખી બનાવવા માટે હું માસીક આની મોટી રકમની મદદ કરવા માગું છું અને તોપણ તેણી ના પાડે છે. પણ એ ના પાડવાનું કાંઈ કારણ તુંને કહયું હશેની?"

"કારણ એટલુંજ કે મફતનું ખાવા કરતાં પોતાની મેહેનતના મેળવેલા પૈસાનુંજ ખાવું."

"પણ તેં કાંઈ આગ્રહ કરયો હશેની?" મેહેલાશાહે પુછયું.

"આગ્રહ તો ઘણો કરયો, એકેક પછી મજબુત દલીલો રજુ કરી, પણ એ દુઃખથી ઘસાઈ પીસાઈ ગયલો છોકરો એકનો બે થયો નહી. તેણે ભાર મુકીને જણાવયું કે "મેહેલાશાહ પાસેથી તો હું કદીબી એક ફુટેલી બદામબી લઈશ નહી."

મેહેલાશાહે બહુ દુઃખી થઈને જણાવયું "મારી પાસેથી કાંઈ લેશે નહી! તયારે શું એ દુકતો પોતાના બાપની સાથની ખટપટને લીધે મને એટલો બધો ધીકારે છે?"

"હા, મનેબી લાગયું કે તમારી સામે કાંઈ એને મોટા કેહેર હોય. કદાચ એ એમ માનતો હોય કે તમો એના કુંજરા સખત હઈડાંના પીતાના મેહેરબાન મીત્ર હોવાથી, તમોએ એના બાપને એની સામે ઊંધું સમજાવયું હશે."

મેહેલાશાહે ઝડપથી જવાબ આપયો "હા કદાચ એમ હોયબી, કારણકે વારંવાર એના દુખતાં હું એના બાપને ઘર જઈ એના બાપ સાથ ખાનગી વાત કરતો હોવાથી, એવો શક એના મગજમાં પેઠોબી હોય."

બરજોરે જણાવયું "કેયો તેટલાંજ માટે તમારી સામે એ છોકરો આવો કેહેર ધરાવે છે. જયારે મેં ઘણું સમજાવયું કે, મેહેલાશાહનું તો તારી ઉપર બહુ દીલ દાઝે છે તયારે વધારે ઉશકેરાઈ જઈને તે બોલી ઉઠયો કે 'નહી,

મેહેલાશાહ પાસેથી તો હું કાંઈબી નાણું લેનારજ નથી. દુનયામાં જો હું કોઈબી માણસ પાસે મદદ માંગવા જઈશ તો મેહેલાશાહ પાસે તો ફેરલોજ જઈશ.' કુંજરા બાપનો બેટો ફટલો આંહોસીલો હોય તે બનવાજોગ છે, એમ ધારી મેં એ બાબદજ પડતી મેલી."

નીસાસો મેલી મેહેલાશાહે જણાવયું "બોલ ના બરજોર, આ દુનયાજ એવી છે. એ છોકરો આજ કેટલાંક વરસ થયાં કંગાલ હાલત ભોગવે છે અને હાલ પુનાના કમીશરીયેટ ખાતાંમાં પાંતરીશ રૂપરડીના પગારમાં સખત ગધેડાં વઈતરૂં કરતો હોવાથી એની દેહ બહુ કચડાતી જાય છે, એવું આપણા પંથકી જમશેદદારૂએ પણ જણાવવાથી મને દયા લાગી ગઈ અને તેથીજ એને ઘટતું સુખ અપાવવાના મેં તારી મારફતે માંગણી કરાવી. ખોદાએ મને બે પૈસે સુખી બનાવયો છે, તો એ બે પૈસામાંથી એવાઓને પુછવાથી તે કીરતાર મને વધારે આપશે, એવી ઉમેદ ઉપર મેં આ પગલું ભરયું. પણ તેં જોયું કેની કે મારી એ ભલાઈનો મને કેવો નતીજો મલયો છે તે!"

બરજોરે પોતાના મોટા કાકાને દીલાસો દેવા માંગયો કે "કાકાજી, શું કામ તમો બળાપો કરો છો? તમારૂં હઈડું તો સવચ્છ છે કેની કે, એ છોકરાનાં ભલાં માટે તમે આવી કાળજી રાખી છે, તો તે કીરતાર તેનો બદલો તમને આપવા વગર રેહેનાર નથી."

મેહેલાશાહને જાણે દીલાસો મલયો હોય તેમ બોલયા, "બરજોર, મારા તરફની તારી આવી દીલસોજી જોઈ મને સંતોશ મલે છે. હવે એ બાબદ આપણે પડતી નાંખયે, તોપણ હું જણાવું છું કે જો વધારે સંકટોથી એ છોકરાની આંખ ઉઘડે અને મારી કાંઈબી મદદ કબુલ કરવાને એ આહેશ રાખતો હોય, તો તુરત મને જણાવજે અને હાલની એના ખરાબ વરતણુંક છતાંબી એને મદદ કરવાને હું

તઈયાર થઈશ. આજ હમણાં તો જરા બાગમાં આપણે ફરવા જઈએ અને જોઈયે કે કુવો વધારે ઉંડો ખોદવા માટે પુરતા મજુરો કામે લાગા છે કે નહી."

મેહેબાશાહ અને બરજોર કાંઈબી વધુ વાતચીત કરવા વગર મુંગા મુંગા ગંભીર ચેહેરે બાગમાં ગયા. તે કુવાની નજદીક જઈ પુગતાંજ કામ કરતા મજુરો આગળથી મીસ્ત્રી વધારે ઝડપથી તેઓને એહતેકબાલ લેવા આવયો.

મીસ્ત્રી નજદીક આવતાંજ ખુશાલ ચેહેરા સાથ મેહેબાશાહે તેને જણાવયું "બાબા, હું બહુ ખુશી છું કે આ કુવો સારી હાલત ઉપર મેલવા માટે એકજ બોલમાં તેં આટલાબધા મજુરો કામે લગાડી દીધા છે. અમારાં આવાં અરદુઈસુરના જશન અગાઉ સઘલું કામ કરી નાંખે તો ઠીક."

મીસ્ત્રીએ જવાબ આપયો "સાહેબ, બહુ ઝડપ વાપરી કેટલાક દીવસ અગાઉથી તમને નવો મોટો કુવો તઈયાર કરી આપીશ. પણ હાલ તો તમારીજ સાથે મને થોડીક વાત કરવી છે."

"મોટી ખુશી સાથે, પણ મારો બરજોર મારી સાથે હોય તો તુંને કાંઈ અડચણ છે?"

બાબાએ જવાબ આપયો "શેઠ તમને જો વાંધો ન હોય તો મને શું અડચણ હોય? કામ તો એટલુંજ સાહેબ, કે કુઆમાનું સઘલું પાણી, તે ઉંડો કરી નાંખવા માટે, ખાલી કરતાં મારા એક મજુરના હાથમાં એક મોટી છરી અંદરથી નીકલી આવી. સાહેબ, ગયે વરસના પેલા માઠા બનાવ—ખુન—ના સંબંધમાં કદાચ એ જરૂરની હોય એમ ધારી હું તમારી પાસે એ લાવયો છું."

એટલું બોલી બાબાએ પોતાની ડગલીના ગજવાંમાંથી કાગલમા વીંટાલેલી એક બહુ કીટાઈ ગયલી છરી કહડી મેહેબાશાહને આપી.

મેહેલાશાહે આ છરી એમથી તેમ ફેરવીને બહુ સંભાળથી જોઈ અને તેના મોટા મુંડાં ઉપર કાંઈ નામ કોતરેલું જેવું જણાવાથી તે ભાગ કીટાઈ ગયલો જોઈને, આબાને જણાવ્યું "જરા આટલું મુઠું સંભાલથી પાલીસ કરી નહી લાવે?

આબા તે મુઠું પાલીસ કરવા માટે મજુરો આગલ ગયો અને બહુ ચીંતાતુર ચેહેરા સાથ જાણે ઠાક બહુ ચઢી હોય તેમ મેહેલાશાહ બરજોરને લઈને બાગમાંના એક બાજત ઉપર બેસવા ગયા. બરજોરને છંતેજારી આવી હતી કે કાંઈ ખુનનો આ છરી ઉપરથી પટો મલે ખરો.

થોડાક વખતમાં આબા તે મોઠી છરીની મુઠ પાલીસનાં કાગલથી ઘસીને સાફ કરી લાવયો અને તેની ઉપરના કોટરેલા અક્ષરો જોતાંજ મેહેલાશાહના ચેહેરા ઉપર બહુ રતાશ ચઢી આવયો. અક્ષરો "ગુ૦ દો૦" કરી હતા. મેહેલાશાહે સારી સમય સુચકતા વાપરી મીઆને રૂખસદ આપી કે "આબા, જા, તારાં કામ ઉપર પાછો મંડી જા. આ છરી મારા મરનાર જમાઈનાં ખુનના સંબંધમાં શું વધારે અજવાલું પાડે તે હું ધારી શકતો નથી, તોપણ હું બનતી ખોલ કરીશ."

અને આબાએ તશાંથી રૂખસદ લીધી.

આબાના જવા પછી મેહેલાશાહે તે મોઠી છરી પાછી કાગલમાં વીટાલી બરજોરથી દુરજ રાખવાની ખાહેશ રાખી હતી, પણ તે કાગલમાં વીટાલવામાં આવે તેજ વખતે બારેકીલે જોતાં બરજોરે આ છરીની મુઠ ઉપર કોટરેલા અક્ષરો જોયા હતા અને તુરત અટકલ કાઢી કે "ગુ. દો." અક્ષરો ઉપરથી તો ગુસતાદજી દોરાબજી નામ થાય છે અને તેજ નામ મેહેલાશાહના કુંજરા પાડોશીનું હતું!

એ છરી વીટાલીને પોતાના એક હાથમાં મજબુતીથી પકડીને મેહેલાશાહે બંગલા ભણીનો રસતો પાછો પકડયો.

મુંગે મોહોડે થોડું ચલાવા પછી બરજોરે સવાલ કરો. 'મેહેબાશાહ કાકા, આ નવી શોધના સંબંધમાં તમો કાંઈ પગલાં લેશો કે ?"

જવાબ મળયો કે "શું પગલાં લઉં? વળી વધુ ડીટકટીવોને આપણા મકાનમાં ઘાલું કે! કુવામાંથી એક મોટી છરી મળી આવી તે ઉપરથી ડીટકટીવો ખુનનો શું નવો પટો મેળવવાના હતા? ખુનીને પકડી શકવાના હતે તો તુરતજ નહી પકડી આપતે?"

બરજોરે ઉંતેજારીથી સવાલ કરયો "પણ આ છરીની મુઠ ઉપરના અક્ષરો ઉપરથી કાંઇ પટો મળે ખરો."

હશવાનું ડોળ ઘાલી મેહેબાશાહે જવાબ આપયો 'બરજોર, તું વકીલ થાય છે અને હજી કેવો ભોળો! ખુની ખુન કરવા જતો હશે તો પોતાના નામ નીશન સાથનાં હથીઆર લેતો જતો હશે કે? અને વળી પોતેજ પકડાઈ જવા માટે પોતાના નામ નીશાનવાલું હથીઆર એમ ઘણીનાજ કુવામાં નાખી જતો હશે? જેવું, કાયદાનો અભયાસ કરવો તેમાં અને નયાય દરબારનો અનુભવ મેળવવો તેમાં મોટા ફરક છે!"

બરજોરને આ જવાબથી ભારી તો પડયું, તો પણ તેણે પોતાનું સાવધપણું જાળવી રાખી જવાબ આપયો, "પણ બેહેસતી નવલનું ખુન કાંઈ કોઈ લુચ્ચા અનુભવી ખુનીએ કરયું ન હશેની? આપણે સઘળા એકમત થયા છીએ કે કોઈબી જાતના નીચ કપટને ખાતર એ જબુન કામ થયું હતું અને એ ખુનીએ સખત ફીનાના અરધ ઘેલાપણામાં જો નવલનું ખુન કરયું હોય, તો સઘળી સાવચેતીના ઉપાયો કયાંથી લેવા જાય? ફીનાની ધુન સાથ કાતરયું ઘસવાનીબી ધુનમાંબી તે હોય તો પછી પકડાઈ જવાની બાબદ ઉપર વીચારજ કરવા કયાંથી બેસે?"

મેહેબાશાહે બેદરકારીથી જણાવયું કે "નહી, નહી, બર-

જોર, એવું તો જવસેજ બને અને બેહેમતી નવજના ખુનના બાબમાં તો તેમ હોયજ નહી. ખુની એવી તો સીફીયતથી નાશી જવા પામયો છે કે, ડીટેકટીવ ખાતાંના અનુભવી અમલદારોથી તેને હજી પકડી પાડી શકયા નથી. જે છરી હાલ મારા કુવામાંથી જડી છે, તે કોઈથી અણજાણપણામાંથી પડી ગઈ હોય અને તેવા બીચારાને ખુની તરીકે સપડાવવો એ મને તો ગેરવાજબી તથા ઘાતકી લાગે છે"

"તયારે તમો આ નવી શોધ પછી કાંઈ પગલું ભરવા માગતા નથી કે?"

મેહેલાશાહે જવાબ આપયો "તે તો હવે પછી નીરાંતે વીચારવાનું છે, તેટલાં મારે તુંને જણાવવું જોઈયે કે નાજામાય આગલ આ છરીની શોધને લગતી કાંઈબી વાત કરતો ના. બેહેસતી નવજનાં મરણનું દુઃખ રફતે રફતે થોડુંક વીસરાતું જાય છે અને કદાચ આ છરીની વાત છેડીને તું નાજામાય તથા પીરોજાને પાછાં બહુ દુઃખી બનાવી દેશે."

એ પછી આ કમનસીબ છરીને લગતી કાંઈ વધુ વાત તેઓ વચે તે દીને થઈજ નહી. તોપણ બરજોરને તે રાતના નીરાંતે ઉંઘ આવીજ નહી. આ છરી છુપાવવાને મેહેલાશાહે જે કાલજી રાખી હતી, તથા પોતાના વાહાલા જમાઈનાં ખુનના પતાની કેટલીક આશા આપનારી આ છરી વીશે બનતી દરેક ખોજ કરવાને મેહેલાશાહે જે અખાડા કરવા માગયા હતા, તે ઉપરથી બરજોર શકીલો થવા લાગો કે એમાં કાંઈબી મોટો ભરમ છે. મેહેલાશાહનાં સારાં નામને ખાતર આ ભરમ ખુલ્લો ન કરવો જોઈયે, એવું જો જણાતું હોય તો એ બીના છુપાવવાનું વાજબીપણું બરજોરેબી પોતાના મન સાથ કબુલયું, પણ બીજી તરફથી તેને વીચાર આવયો કે "રખે એજ ખુની પોતાના કીનાકપટની ધુંઈમાં પાછો આવી બીચારી પીરોજા અને તેણીનાં વાહાલાં

ખાલક ઉપરથી એવીજ અલપચારી કરવાની હીમત ન કરે, તેની સંભાલ લેવાને ખાતર છુપી રીતેથી આ ખુનીનો પતો મેલવવાની તો મેહેનત થવી જોઇયે છે." એવા વીચારોમાં મધરાત ગાલી કાઢવા પછી બરજોરે ઠેરાવ કરયો કે બીજે દીવસેજ મેહેરબી નવલને થયલા ઘાની તપાસ કરનારા તબીબ આગલ જઇ, મરનારની પીઠમાં થયલો મોટો જખમ કેવા પરકારની છરીથી થયો હશે તેને લગતો કાંઇ ખયાલ મેલવી આવવો, કે જે ઉપરથી જાણવાને બની આવે કે, જે છરી હાલ જડી છે તેવાજ પરકારની છરીથી એ ખુન થયું હશે કે નહી.

બીજે દીને સવારના બરજોર, ડાકટર હોરમજશાહના મકાનમાં જઇ આવયો હતો, પણ માલમ પડયું કે તેવણ તો કેટલાક દીવસ થયા એક દેશી રાજાની નોકરીમાં ગયા છે અને તે રાજા સાથ હવા ફેરફાર કરવા માટે દરીયાની લાંબી સફરે નીકલયા છે.

નીરાશ ચેહેરે ધીમે પગલે બરજોર પાછો ફરતો હતો, તયારે મેહેલાશાહને ગુસતાદના મકાનમાંથી બહાર નીકલતાં જોઇ જરા વધારે ઝડપથી પગલાં ભરી તે મેહેલાશાહની આગલ જઇ પુગો અને સવાલ કરયો કે "કેમ કાકાજી, ગુસતાદના મકાનમાં આજે સવારના જવાની તમને જરૂર જણાઇ?"

"જરૂર એટલીજ કે તારા મીતર ડાકટર જમશેદ અવાસીયાએ ગુસતાદનું કાતરીયું ખસી જવાને લગતી જે ખબર આપી છે, તે ખબર સાંભલવા પછી, હું એ બીચારા વીશે વધારે ઇનતેજારીમાં પડયોછું અને કાંઇ મજબુત પગલું ભરવા માંગુછું. આવતી કાલે સાંજના કોલાબાની દીવાનશાલના તમાંબને મારી સાથ જાણે મુલાકાત લેવા આવયો હોય તેમ એ ગુસતાદ આગલ લઇ જવા માગું છું. જો ડાકટર સલાહ આપશે તો ખચીત આ ગુસતાદને

કાંઇ તાબતબાવટથી દીવાનશાળામાં મોકલવાને હું ગુરતાનુ-રતનો ઉપાય લઇશ, કારણકે આસપાસના જીવતાં સગાવહાલાંઓની સંભાળ લેવાની મારી દફ્ખઇની ફરજ છે".

બરજોરે હમણા તો મેહેલાશાહનાજ બગલામાં ધામા નાખ્યો હતો. બીજે દીને સવારના મેહેલાશાહ સકારેથી કોલામે ગયલા હોવાથી, તેવણની ગેરહાજરીનો લાભ લઇ બરજોરે એકવાર પાછી ગુસતાદની મુલાકાત લઇ આવી તેનાં મગજની હાલત વીશે કાંઇ વધુ તપાસ કરવાનો વીચારા કર્યો. નાસતો કરવા પછી જાણે અમથો ફરવા નીકલયો હોય તેમ બરજોર ગુસતાદના મકાનમાં જઇ પુગો, જયાં જઇને જોય છે તો ગુસતાદની બેન નાલીબાઇ બહુ ગભરાઇટમાં એમથી તેમ દોડધામ કરી બેઠેલી છે. બરજોરને જોતાં વારજ નાલીબાઇ રડી પડીને બોલી ઉઠી કે "બાવા આવો, કોણ જાણે શું થયું તે ગઇ રાતના મારા ભાઇ ગુસતાદજી બંગલામાથી અચગુચ જતા રહયા છે, તે હમણાવેર કાંઇબી પતો મલયો નથી. છેલ્લાં દશ બાર વરસ થયાં તેવણે આ બંગલામાંથી પોતાનો પગબી બહાર કાઢયો નથી અને હાલ આખી રાત અહીંયાં પાછા ફરયા નથી, તેથાતે મારો તો જીવ ઉડી ઉડી જાય છે. તેવણની ટેબલ ઉપર મેહેલાશાહ શેઠના નામનું એક કાગલ પડેલું છે, જે તેવણ ઉપર સવારના તો મોકલતાં આ ગભરાટમાં હું ભુલીજ ગઇ, પણ બાવા તમો હાલ આવેલા હોવાથી, તમારી સાથ લઇ જવાની મેહેરબાની કરશો તો ઉપકાર થશે. કયાં ખોલ કરાઉં તે સમજબી કાંઇ પડતા નથી. મરેરે કોઇ દહાડે ફજેતા નહી થયલા તે હવે થવાના".

પણ બરજોરે નાલીબાઇને દીલાસો આપી સવાલ કરયો કે "વારૂં, ગુસતાદજી પોતની સાથે કાંઇ કપડાચપડાં લઇ ગયા છે કે?"

"અરે બાવા, કાંઇ બઇબી ગયા નથી અને કાંઇ કહીબી ગયા નથી. ગઇ રાતના રાબેતા મુજબ ખાઇપીને અમો સઘળાં સુતાં અને આજે સવારના ઉઠીને જોઉં છું તો એવણ તો મલેજ નહી! બીછાણું તો જેમનું તેમજ બે રવાયા વગર પડેલું હતું અને કોઇ તેના ઉપર સુતું હોય એવું કાંઇ જણાતુંબી નહી. મરે રે ક્યાં ગયા હશે? બાવા જીબરાયા મેહેલાશાહને જરા અહીંયાં મોકલો તો તેવણની સલાહ લઇ કાંઇ પગલાં ભરયે. તેવણ કહે તો પોલીસને ખબર આપયે અને તેવણ કહે તો કુવા તલાવોબી શોધાવયે. ચાલો બાવા, જીબરાયા મેહેલાશાહનું કાગજ ઉપરનાં દીવાનખાનામાં છે, તે લઈ જઇ એવણને આપી અહીંયાં મોકલાવો તો તમારોબી ગુણ ભુલીશું નહી.

નાલીબાઇની આંખોમાં આ સઘલો ખુલાસો કરતાં આંસુ આવી ગયાં હતાં અને પોતાથી બનતો દીલાસો તેવણને આપીને તેવણની સાથે બરજોર ઉપરનાં દીવાનખાનામાં ગયો.

---

## પ્રકરણ ૩૦.

## મરનાર નવલનો ખુની કોણ?—ગુસતાદ કે રૂસતમ કકલીયો?

ગુસતાદની બેહેન નાલીબાઇ સાથે બરજોર દીવાનખાનામાં ગુસતાદે મેલેલું કાગલ લેવા ગયો હતો. આ કાગલની પાડોશમાંજ એક સુંદર દાબડો પડેલો હતો, જેની નીચે કાગલ મેલેલું હતું કે ઉડી જાય નહી. આ કાગલ લેવા માટે બરજોરે તે દાબડો ઉંચકયો, પણ ઢાંકણું ઉંધાડું હોવાથી તેમાં મેલેલી એક નલી જેવી તદન ચલકતી મોટી છરી તેમાંથી પડી ગઇ.

આ છરી જોઇ બરજોર ચોંકયો, પણ તેણે સમયસુચકતા જાળવી રાખી નાલીબાઇને તેનો ભરમ જાણવા દીધો

નહી. જેવી છરી મેહેબાશાહના બગીચાના કુવામાંથી જડેલી તેણે આગલે દીને જોઈ હતી, તેવીજ આબાદ છરી આ હતી અને આ નવી છરીના હાથા ઉપરબી " ગુ. ફ્રા." કરી હરફો કોતરેલા હતા. તે દાબડો હાથમાં લઈ જોતાં બરજોરને જણાયું કે તેની અંદર બરાબર બે સરખાં ખાના હતાં, જેમાંનું એક ખાનું ખાલી હતું અને બીજાં ખાનામાં આ નવી છરી પડી હતી.

બરજોરે આ છરી તે દાબડામાં પાછી મેલી અને નાલીબાઈ બાહેર ઘોંઘાટમાં હતી, તેટલામાં તે દાબડો પોતાનાં ગજવામાં ઠસાવી દીધો અને કાગલ લઈ તલાથી રૂખસદ લીધી.

ગુસતાદનાં મકાંનમાંથી આ જોડ છરી મલવાથી બરજોરની ગુંચવણમાં વધારો થયો હતો અને તે વધુ ઘાભરો પડગો હતો. બહુ ઝડપથી તે મેહેબાશાહનાં મકાંનમાં ગયો અને તેવણને દીવાનખાનામાં એખબાજ ખુરસી ઉપર પડી નયુસપેપર વાંચતા જોઈ ઝડપથી દાખલ થઈ બારણું બંધ કરી તે બોલી ઉઠયો "મેહેબાશાહ, મેહેબાશાહ, એક નવી ભયંકર શોધ મેં કરી છે, જે કાંઈ નવું ભયંકર અજવાલું પાડવાની ચીંતા બતાવે છે."

બરજોરને આવો ઘાભરો પડી આવેલો જોઈ તથા તેના આવા સખુનો સાંભલી મેહેબાશાહબી ચોંકયા અને સફેદ પુણી જેવા થઈ બોલી ઉઠયા "બરજોર, તેં શું શોધ કીધી? બો—બો—બોલ, જલદી બોલી દે!"

"હું કાંઈબી ખુલાસો કરૂં અને બોલું તેની અગાઉ પેહેલાં તમારે નામનું આ કાગલ છે તે વાંચો."

આ કાગલ મેહેબાશાહના હાથમાં આપતાંને વારજ બરજોર પોતાનાં ગજવામાંથી દાબડો કાઢવા મંડી ગયો. મેહેબાશાહ કાગલ વાંચવાને બદલે એ દાબડો શું છે તે જોવા ઉભા અને દાબડો ઉઘડતાંજ તેમાં મેલેલી ચલકતી છરી જોઈ દંગ થઈ ગયા.

મહેબાશાહથી કાંઇ બોલાઇ શકાયું નહી અને તેવણના હાથમાંનું કાગલ ભોંય ઉપર પડી ગયું.

આવું જોઇ બરજોરે તે દાબડો ટેબલ ઉપર મેલી તેમાંની છરી કહાડી પોતાના હાથમાં લઇ જણાવયું "આ રહી મારી શોધ! હું આજે સવારના ગુસતાદના બંગલા આગલથી પસાર થતો હતો, તો તયાં કાંઇ ગડબડ થતી જોઇ અને હું અંદર દાખલ થયો. ખોલ કરતાં જણાયું કે ગુસતાદ રાતનો કેથે ગુમ થઇ ગયો છે અને તમારે માટે આ કાગલ મેલી ગયો હતો. તે કાગલ તમુને આપવા માટ દીવાનખાનામાં લેવા જતાં આ દાબડો મને દેખાયો, જેમાંની છરી પેલા કુવામાંથી મળેલી છરીને આબેહુબ મલતી જોઇ, તે છરી અને આ છરી ઉપર એકજ સરખા હરફો કોતરેલા જોઇ, એ દાબડો હું અલગસે ગજવાંમાં મારી તમારી આગલ તમારી ખાત્રી કરવા લાવયો છું. ખોદાને ખાતર હવે કહી દેવો કે આમાં શું સઘલો ભરમ છે? મહેબાશાહ કાકા માફ કરજો, પણ મને ભાશે છે કે આ ગુસતાદના બાબમાં કાંઇબી છુપો ભરમ છે. એ કુંજરા સખશના અપમાનો યા પોંણા વટીક તમો સાંખી જતા આવયા છો, તે ઉપરથી કાંઇ છુપો ભરમ દેખાઇતો માલમ પડે છે. કાકાજી, જે હોય તે બોલી દેવો અને તેમાં સઘલાંને ફાયદો છે. એક કરતાં બેની સલાહ વધારે કામની થઇ પડશે, નહી તો અંજાણપણુમાં ગોતાં ખાતાં કાંઇ બોરની ડોર થઇ નકામો કોઇનો ઘાણ નીકલી જશે."

મહેબાશાહ બહુ કંટાલી ગએલા જણાયા. તેવણે કપાલ કુટી નીસાસો મેલયો કે "બરજોર, હવે કોણ મને મદદ કરવાનું હતું? દુનયાદારીના ગમે એવા લાંબા અનુભવ છતાં હું આ જંજાલપતમાંથી દુર થઇ શકયો નહી, તો તું મને શું મદદ કરી શકવાનો?"

બરજોરને દયા લાગી ગઇ હતી કે જેથી તે મહેબાશાહને હીંમત આપવા માટે બોલી ઉઠયો "પણ કાકાજી, ગમે

એવી મુશ્કેલીમાંથીબી એક ડાહયો માણસ હીંમત તથા મક્કમ કેડાવથી બાહેર નીકલી શકે છે અને તમો તો એવા હીંમતવાન ઠરેલ માણસ છેવોજ. હું તો હજી ભુલમાંજ ગોતાં ખાઉં છું. મને સમજ પડવી નથી કે આ છરીના દાબડા સાથે બેહસવી નવબનાં ખુનને શું સંબંધ? કુવામાંથી મલી આવેલી છરીની મુઠ ઉપરબી "ગુ. કા." હરફો કોતરેલા છે, જે તમારા પાડોશી ગુસતાદનું નામ બતાવે છે. ખુદ ગુસતાદનાં મકાનમાંથીબી આબેહુબ તેવીજ બીજી આ છરી એવાજ કોતરેલા હરફો સાથની મલી આવી છે. વલી આ દાબડામાં એક છરીની ખાલી જગાબી છે. જરા મેહેરબાની કરીને કુવામાંથી જડેલી છરી મને આપશો?"

મેહેલાશાહે સામેના ખાના તરફ આંગલી બતાવી પોતાના બજવાંમાંથી કુંચી કહાડી આપી, જે કુંચીની મદદથી બરજોર તે ખાનું ઉંઘાડી પેલી કીટાયલી છરી કહાડી લાવયો.

આ છરી તે દાબડાના ખાલી ખાનામાં મેલી જોતાંજ તે આબાદ તેમાં ગોઠવાયલી જોઇ બરજોર બોલી ઉઠયો "જોયું, આબાદ આ દાબડાનેજ લાગુ પડે છે તવારે એટલું તો સીધજ થયું કે આ બેઉ છરી ગુસતાદનીજ હોવી જોઇયે. હવે ગુંચવણ એટલીજ છે કે આ કીટાયલી છરી કુવામાં કેમ પડી અને એ કુવામાં પડેલીજ છરીએ જો બેહેસવી નવબનું જીગર ચીરી નાંખી તે બીચારાનો જાન લીધો હોય તો બેહેસવીને છરી મારનાર આશામી કોણ?"

દુઃખી થયલા મેહેલાશાહે જવાબ આપયો "અરે બા, તે હું શું જાણું? તારે બમે તે ખોલ કરની?"

બરજોર કેટલોક વીચાર કરીને બોલી ઉઠયો કે "બાંયખલા ખાતેનાં જે નાના મકાનમાં એક ઓરત રહેતી હતી અને જેની તરફ તમો એક યા બીજા કારણને લીધે બહુ સારો

અરોબરો ધરાવતા હતા અને જે ઓરતનો લુચો ખાવીંદ તેટલાં માટે તમારી ઉપર બહુ કીનો ધરાવતો હતો, તે બદમાશ આશામીએ આ ખુન તો કરયું ન હોય ? અને તે આસામીને ગુસતાદ સાથે મોટા સંબંધ તો ન હોય ? હા, હું તો એટલીજ અટકળ કરી શકું છું કે તે ગુસતાદનો દોસત યા સગો વહાલો હોય અને તમારી ઉપર કીનો લેવા માટે ગુસતાદનાં મકાંનમાંથી તે રાતના આ બેમાંની એક છરી ઉપાડી જઈ બીચારા બેહેસતી નવજનું જીગર રેંહેંસી નાંખી તમારા કુવામાં તે છરી નાખી દઈને વટણા તો વાવી ન ગયો હોય ? તે આસામી બહુ લુચો હતો એવી મેં ખાત્રી કરેલી છે અને તેથી આવું પાકું કામ તેનાજ જેવો કોઈ બદમાશ કરી શકે, કે જેથી સઘળો ટાપલો આ કુંજરા ગુસતાદને માથે આવી પડે અને તે પોતે તો સપડાય વગર રહી જાય."

"તયારે આ ખુન કરવાનો સબબ તું શું ધારે છે ?" મેહેબાશાહે સવાલ કરયો.

બરજોરે જવાબ આપયો "કીનો—જે માણસે પોતાની બાયડીનું નઓદ વાલેલું આ ખુન એ ધારયું હશે, તે માણસની ઉપર કીનો લેવા માટે એ બદમાશે તેની બીચારી નીરદોશ છોકરીના નીરદોશ ખાવીંદને વગર કારણે મારી નાખેલો લાગે છે."

મેહેબાશાહથી થોભી નહી શકાયું, જેથી તેવણ બહુ ઉશકેરાયલી હાલતમાં તોબી જુસો કાબુમાં રાખીને બોલયા "બરજોર, જયારે તું મને બોલવાની ફરજ પાડે છે તયારે બોલું છું કે, જે બદમાશને માટે તું કહે છે તે બદમાશે પોતાની નીરદોશ બાયડીને તજી દઈ તેણી ઉપર બહુ ઘાતકીપણું ગુજારયું હતું, જેથી તે બીચારી પોતાનું કંગાલ ઘર તજી દઈને એનાથી જુદી રહેતી હતી, પણ તે બદમાશ પાછલથી એટલો બધો તો ફરવાઈ ગયો હતો, તેની ઉપર

મેં એટલી બધી તો ભલાઈ કરી હતી, કે તે આવો કીનો લે તે મારી નજરમાં ઉતરતું નથી."

અધીરાઈથી બરજોરે સવાલ કરયો "પણુ તયારે તે માણુસનું મેહેરબાની કરી નામ તો કહો, જરા વધું ખુલાસાથી તો વાત કરો!"

નીસાસો મુકી મેહેલાશાહે કપાલ ડાબી જવાબ આપયો "બરજોર, તું મને હમણા વધારે ના પુછ—ખોદાને ખાતર ના પુછ."

બરજોરને મેહેલાશાહના આ દેખાવથી ખરેખર દયા ઉપજી. તેણે વીચારયું કે હાથી જેવો દોલતમંદ માલેતુજાર ગરહસથ મારા જેવા એક જવાન છોકરા આગલ મગતરાંની માફક તાબે થઈ ગયલા લાગે છે, તો હવે તેવણુની ઉપર વધુ જાસતી ગુજારવી જોઈતી નથી. આ વાત વીસરાવી નાખવા માટે તે એટલુંજ બોલયો કે "વારૂં કાકાજી, આ ગુસતાદનું કાગલ તો વાંચો!"

મેહેલાશાહે તે કાગલ હાથમાં લીધું અને ઈજીચેર ઉપર પાછું માથું નાખી દઈ તે કાગલ ઉઘેડીને વાંચયું, જે નીચે મુજબ હતું:—

"હવે તમોએ જાણયું હશે કે તમારી વહાલી એકપુત્રી"
"દીકરીના ખાવીંદને કોણે મારી નાખયો હતો. જો તમારી"
"એ દીકરી પીરોજા મારા જેવીજ હશે તો મારી માફક"
"પોતાનો ગમ છુપોજ રાખી મેલશે અને મરતાંવેર પોતાના"
"જીગરમાંજ દાબી રાખવાની કોશીશ કરશે. મેહેલાશાહ,"
"તેં મારી જીંદગીનું નખોદ વાલયું છે, તેના બદલામાં"
"તારી દીકરીનું નખોદ વાલી મેં બદલો લીધો છે. યાદ"
"કરજે કે બરાબર ૨૨ વરસની વાત ઉપર મેં તુને એક"
"દહાડે કહયું હતું કે મારો દહાડો બી આવશે કે જયારે"
"મારી બાયડીને મારી પાસેથી છીનવી લેવા માટે હું તુને"

"બરાબર સવાદ બતાવીશ. તે દહાડો આખરે બરાબર"
"આવયો છે કેની?"

"ગુસતાદ કાવસજી દબોઇના."

આ કાગળ વાંચી પુરૂં કરતાંજ મેહેબાશાહની આંખોમાં, પાણી આવી ભર્યાં, તેવણે પોતાનું કપાળ કુટયું અને બરજોરના હાથમાં તે કાગળ આપી જણાવયું "લે વાંચ અને તારી અધીરાઈ પુરી પાડ."

બરજોરે તે કાગળ હાથમાં લઈ વાંચયું. તે તુરત સમજી ગયો કે બેહેસતી નવજનું ખુન ગુસતાદેજ કરયું હતું અને એ ગુસતાદ તે વલસાડવાલા બેહેસતી રૂપાંબાઈની નીરદોશ બેટી સુનાનો ખાવીંદ રૂસતમ કકલયોજ હતો.

આ કેવો અચબુચ ફુટેલો ભરમ!

બેઉથી કાંઈબી બોલી શકાયું નહી. મેહેબાશાહ માથે હાથ દઈ રડવા લાગા અને બરજોર સાવજ જેવો પોતાની ખુરશી ઉપર બેસી આ અચબુચ ફુટેલા ભરમ વીશે મનમાં વધારે વીચારો દોડાવવા લાગો.

રડવાથી પોતાની છાતી ખુલ્લી થવા પછી પોતાનું મોહોડું સાફ કરી મેહેબાશાહે બરજોરને પોતાની નજદીક તેડી અડોઅડ ખુરશી લાવી બેસવા કહી જણાવયું, "બરજોર, તું શીયાણો દીકરો છે અને મારાં કુટુંબમાં પુરતો લાભ લેતો હોવાથી હવે તારી આગલ ખુલ્લી વાત કરી દેવાની, મારાં કમનસીબ જણાતી મારૂં નીરદોશપણું સાબેત કરવાની, મારી ફરજ ધારૂં છું. તુંને વાજબી લાગે તો એ વાત મારી દીકરી તથા તારા બાપ આગલ કરજે અને તારે ગમે તો તારાજ જીગરમાં એ રહેવા દેજે. ખોદાને હાજરનાજર જાણીને કહું છું કે મેં બુરી નીશટા રાખી હતી, પણ નીતીને તુટવા દીધી ન હતી, જોકે બુરી નીશટા માટે પઈસા ટકાનાં સુખ છતાં આજ વરસો થયાં મુંગે મોહોડે હું બહુ બહુ ખમતો આવયો છું."

બરજોરે તેટલાજ ગંભીર સાદે જણાવયું "પણ જયારે તમો સવચ્છ હતા તયારે શાને માટે વરસો વેર ખમયા કીધું?"

મેહેલાશાહે જણાવયું "થોભ, એકદમ મત આપી ના દે. પેહેલાં મારૂં ધીરજથી સાંભલ. કારા બંગલાના આગલા કરવઇયાના કુટુંબના છેલ્લા શેઠ નાનાભાઇ નકટુસની એકપુતરી દીકરી રૂપાંબાઇ બીચારી વલસાડ ખાતે પરણી હતી અને દુઃખમાં પડી હતી. બીચારા નાનાભાઇબી પોતાના બે ખરાબ નીવડેલા છોકરાઓનાં મરણ પછી તેમજ પોતાની એકપુતરી દીકરીના વલસાડ ખાતેના સંકટો સાંભલીને બહુ દુઃખી થઇ આશરે ૩૦ વરસની વાત ઉપર નાપગામ ખાતે મરણ પામયા હતા. રૂપાંબઇનો ઘાતકી ખાવીંદ દારૂનાં વયસનમાં સાબડી મરણ પામવા પછી એ બીચારી એખલી અટુલી પડેલી ભોલી બાઇએ પોતાની એવી વહાલી એકપુતરી દીકરી સુનાબાઇને મારા પાડોશી ગુસતાદ કાવસજી સાથે પરણાવી હતી. ગુસતાદ—"

બરજોર બહુ અચરત થઇ એકદમ બોલી ઉઠયો "માણેકબાઇ દુમશયા બીચારી મજગામમાં રહે છે, તેણીબી આજ આટલાં વરસ થયાં તોબી એ રૂસતમ કકલયાને મુંબઇના ગુસતાદ કાવસ તરીકે ઓલખી શકી નહી!"

મેહેલાશાહ બોલયા "બરજોર, તું મને પેહેલાં સઘલું કહી દેવા દે, પછી તારી અચરતીઓ બતાવજે, તું મને જોઇતા ખુલાસાઓ પુછજે. ગુસતાદ બહારથી ઘોતોઘાતો હતો, પણ તેણે પોતાની જવાની હીંદુસતાનના જુદા જુદા ભાગોમાં લુચાઇ, ઠોંગાઇ અને ચાલાકડપમાં ગુજારી હતી. કેટલેક ઠેકાણે નાહાન નવાડી જુદે જુદે ઠેકાણે બંધીખાના-ઓની મુલાકાત લઇ એ ગુસતાદ ઘોતોઘાતે થઇ રૂસતમ

ફકબથાને નામે છેલ્લા ૨૪ વરસની વાત ઉપર વળાસાડ ખાતે ગયો હતો અને તયાં તેના સારા દેખાવ ઉપર બીચારી બેહેસતન સુનાબાઈ ભોળવાઈ અને તેની ભોળી માતા ફપાંબાઈએ પોતાની એકપુરી દીકરીને કાંઈબી પુરતી ખોળ કરયા વગર એ બદમાશ સાથે પરણાવી દીધી. ગુસતાદ પોતાની એ મોહોરદારને મુંબઈ લાવી જુદે જુદે ઠેકાણે લઇ ગયો અને સઘળે ઠેકાણે તે બીચારી ઉપર ઘણો જુલમ પાડયો."

બરજોર બોલી ઉઠયો "હા, હા, કલકતેથીબી બીચારી સુનાબાઈને ઉઘરાણું કરી મુંબઈ મોકલાવી હતી અને બીનાંગથીબી તયાંના પારસીઓએ એજ માફક પાછી મુંબઈ મોકલાવી હતી."

મહેલાશાહે આગળ ચલાવયું "ગુસતાદ છોકટપણામાં ચકચુર હતો, જે પોતાનો બુરો લખ પુરો પાડવા માટે, તેમજ જુગાર ખેલવા માટે બીચારી સનાબાઈનું જેબી કાંઈ હતું, તે વેચી સાટીને કેઠેથીબી વધુ મેળવી લાવવા માટે તેણીને મારફાડ કરવાને ચુકતો ન હતો. દાદરનાં રેલવે સટેશનથી થોડેક દુર તેઓ એક નાની ઝુકડી જેવાં મકાનમાં રહેતાં હતાં, જેની પાડોશમાં મારા એક દોસતદારનાં નાના મકાનમાં હું તેવણની સાથે કેટલાંક અઠવાડયાં વકીલની પરીક્ષાનો અભયાસ કરવા રહેવા ગયો હતો અને વારંવાર એક બાયડીનો મોટે રડવાનો સાદ આવવાથી મને પરપુછ કરતાં આ ગુસતાદ અને સુનાબાઈની દુઃખભરી સઘળી વીગતો મારા મીતર તરફથી જણાવવામાં આવી હતી. આ ઉપરથી તે બાઈ માટે મારી દયા બહુ ઉશકેરાઈ. બીજેજ દીને એ કમનસીબ સ્ત્રીને મેં નજરેનજર જોઈ અને તેણીના સોહવામણા અનંત ખુબસુરત દેખાવથી મારી ઉપર બહુ વધારે અસર થઈ. થોડા દીવસમાં મારા મીતર તરફથી મને ખબર મળી કે તેનો પાડોશી રુસતમ કકલીયો તો કેપે નાશી ગયો

છે, જેથી હીંમત કરી હું એક દીને સાંજના સુનાબાઈનાં મકાનમાં ગયો. તે બીચારીની હાલત મને બહુ બહુ દયા ઉપજાવવા જોગ લાગી. તેણી નજદીક તદન ભુખે મરતી હાલતમાં હતી. મેં તેણીને પુરતો દીલાસો આપયો અને સઘલી વીગતો તેની આગલી જીંદગીને લગતી જાણી લીધી. દઈવયોગે મારો બીચારો મીતર એક રાતના અચબુચ કાલેરા થવાથી પરીક્ષા આવી પુગવાની તરણ માસ અગાઉ મરણ પામયો. એ કમનશીબ બનાવે મારી હાલતમાં ફેરફાર કરી નાખયો. હું તો તે મરણથી કાંઈ દલગીર થયો નહી, કારણ કે સુનાબાઈનાં ઘરમાં આંકોશ વગર જવાની મને તક મલવા લાગી. મેં સુનાબાઈનાં ઘરનો સઘલો ખરચ ચલાવવા માડયો અને તેણીને પોતાના ખાવીંદથી બહુ દુર રાખવા માટે ભાંયખલાના એક એકાંત ભાગમાં એક ખેતરની બહુ અંદરથી આવેલું એક નાનું મકાન ભાડે લઈને મેં તેણીને રાખી. પણ બરજોર, સત એકીનથી મારૂ માનજે કે અમુને કદીબી સેહેજબી આડો સંબંધ ન હતો. જે ખરાબ નીશટા, જે ખરાબ વીચાર મારા મગજમાં પેઠો હતો અને જે વીચાર સાથ બીચારી બેહેસતન સુનાબાઈ પણ એકમત થઈ હતી, તે એટલોજ હતો કે તેણીનો ખાવીંદ પોતાની છંદબાજ છાકટ વરતણુકથી જલદીથી મરણ પામશે અને તયારે મારી અદરાયલી બાયડી સાથ ન પરણતાં હું સુનાબાઈ સાથ પરણી જઈશ. હા, હું ફકત એટલોજ લોભાયો હતો, એટલીજ બુરી મતલબ મેં રાખી હતી અને તેની મને બહુ પુરતી સજા થઈ ચુકી છે, હમણાવેર સજા થાય છે. અમો બેઉ જણા તે દીવસની રાહ જોતાં બેઠાં, પણ ખુદરતે અમારી એ હલકી મતલબ પાર પાડી નહી. ગુસતાદ ઉરફે રૂસતમ કકલયો તો બાવલની ગાંઠ જેવો જીવતો રહયો અને વારંવાર ભાયખલાના ખુણામાં આવેલાં પોતાની બાયડીનાં મકાનમાં આવી જબરી ખટપટ કરવા લાગો. આવી હાલથી હું

કંટાળી ગયો હતો, જેટલામાં મારા માબાપ તરફથી મારી અદરાયલા મોહોરદાર સાથ પરણવાની મને તાકીદ થઈ અને સુરત શેહેરમાં થોડાક દીવસ રહેવા જતાં મારી નાજાંમાયની ખુબસુરતી તથા સારી વરતણુક વગેરે જોઈ હું લોભાયો. મને લાગ્યું કે ગુસતાદના મરવાની વાટ જોતાં બેસી રહી, મારા હકદાર મોહોરદારને બેવફા નીવડવા કરતાં તેણી સાથ પરણી નીતીમાન શેહેરી તરીકે દુનયાદારીમા પડવામાજ ફાયદો છે અને એવો નીશચય કરીને હું મુંબઈ પાછો ફરયો. અહીંયાં આવી પુગતા જોઉં છું તો ગુસતાદ બીચારી સુનાબાઈને જંપીને રહેવા દેતો ન હતો. એ અગાઉ એ બીચારીએ એક બેટાના જનમ આપયો હતો, જે બેટા કાવસ ગુસતાદનો ખરેખર હકદાર બેટોછે અને તોપણ તેણે બીચારા સુનાબાઈ ઉપર તોહોમત મેલયા કે તે તેના બાપ નથી, અને મારી સાથના ખરાબ સંબંધના વધુ તાણા મારી તે બીચારીને વધારે અને વધારે દુઃખી બનાવી. હું તદન નીરદોશ છું, એમ સત એકીનથી કહું છું અને તોપણ આ ગુસતાદ આજવેર એવું માને છે કે કાવસ તેનો હકદાર બેટો નથી, જેથી તે કાવસની ઉપર આટ લોબના જુલમાત પાડતો હતો અને જેથી તના ગુસતાદને હમણાવેર ઘાતકી અખુદરતી બાપ ગણતા હતા. બીચારા કાવસના મનમાં પણ કોણ જાણે કેમ ખયાલ બેસી ગયોછે કે તેની મરનાર માતાને મેં બહુ ગેરઈનસાફી કરી હતી, તેણીની આબરૂ લુટી હતી અને તેથીજ તે મારી સામે આટલો બધો કેહેર રાખેછે અને મારો પાઉંના ટુકડો બ્બા કબુલ કરવાને તેણે મજબુતાથી ના પાડયું હતું, તે એવા ભુલભરયા વીચારથીજ હતું."

દુખી કમનસીબ મેહેલાશાહે એ ઉપરાંત બીજો વધુ ખુલાસા એ ઘેન હઈડું ખુલ્લું કરીને બરજોર આગલ કરયો હતો, જે વાશે આવતા પ્રકરણમાં આપણે બોલાશું.

## પ્રકરણ ૩૧.

## મેહેલાશાહનો વધુ ખુલાસો.

બીચારા દુખી મેહેલાશાહે પોતાની જીંદગીમાં એક બદદયાનતી ખ્યાલ કરવાની કરેલી ભુલથી હમણાવેર જે દુખો સંકટો તેવણને સેહેવવાં પડયાં હતા, તે જાહેર કરવાની જરૂર જણાવાથી ખાનગી રાખવાની કબુલાતે પોતાના બેશી બરજોર આગલ જણાવવાને લગતી કેટલીક વીગત છેલ્લાં પ્રકરણમાં પરગટ થઈ છે.

મેહેલાશાહે આગલ ચાલતાં જણાવયું કે "મારી મોહોરદાર નાજાંમાયની ખુબસુરતી તથા સારી વરતણુકથી હું તેણી તરફ વધારે ખેંચાઈ, તેણી સાથ પરણવાનો નીશચય કરીને મુંબઈ પાછો ફરયો હતો અને અહીંયાં આવવા પછી મારા એ વીચારમાં હું વધારે મકમ થયો. સુનાને મેં અંતઃકરણથી ચાહી હતી, દુનયામાં જો કોઈબી ઓરત ઉપર હું પેહેલાં પયારમાં પડયો હોવું તો તે એજ સ્ત્રી હતી, તેણીની ઉપર ગુજરેલા સીતમોથી તેણીએ મારી વધારે દયા ખેંચી હતી. પણ મને લાગ્યું કે ગુસતાદ કાંઈ મરવાના નથી અને એકબારગી એ મરી બી જાય અને હું કબુલાત આપેલી મોહોરદારને છોડી દઈ સુના સાથે પરણું, તો દુનયા મને જંપીને બેસી રેહેવા દેનાર નથી. મારા જેમ એવા બાહોલી ઘરાકી છતા મંડલમા કાંઈ મરતબો પામી શકીશ નહી, સુના સાથે જયાં જઈશ તયાં લોકો મને આંગલી કરી બતાવશે અને વલી કબુલાત આપેલી મોહોરદારને તજી દેવાનો શ્રાપ મને લાગયા વગર રહેશે નહી. તયારે એવી જીંદગી કરતાં એક સદગુણી કુમારીકા સાથ પરણીને બેશીઓને ખુશી કરી દુનયાદારીમાં પડવુંજ બેહેતર. મેં તો બી કેટલાક અઠવાડયાની વાટ જોઈ અને તેટલામાં તો છુટા પડેલા સીંહની માફક ગુસતાદ

પાછો મુંબઈ આવયો, બેહેસતન સુનાને જબરી મારી અને મોહબ્બતવાળી મને પણ બાળો દઈ બાંયખાનાના ખુણામાં આવેલી બંગલી ગજાવી મેલી હતી. તેણે ધમકી આપી કે હું જો એ ઓરતનો પીછો છોડીશ નહી, તો તે કોરટમાં વટીક આવી મારી ફજેતી કરશે. મારી ઉપર તેની ઘટતી અસર થઈ. બીજે દીવસે નવરૂં જોઈને મેં સુના સાથ ગંભીર વાત ચલાવી. મેં તેણીને જણાવી દીધું કે મારી પાપી નીશટાની તરફેણમાં ખુદરત લાગતી નથી, માટે મને માફ કર. મારાં માબાપનું વધુ દબાંણ થવું હોવાથી અને મારા સસરાની કાકલુદીથી હું મારી અદરાપણી મોહોરદાર સાથ પરણવા માગું છું, પણ તારી કાંઈબી હાજત ટાળવાને હું ચુકીશ નહી. તારો વર સુજી મળયો છે, તેથી તારૂં ગુજરાન કરવા માટે દર માસે ચોકસ રકમ આપવાને હું બંધાઉં છું. મારો આ ગંભીર ખુલાસો સાંભળી સુના પેહેલાં તો ચોકી, પણ એ બેહેસતનના ભલાં નામને ખાતર મારે હેશાંન સાથ જણાવવું જોઈયે કે તે બીચારીએ મને મારા મકમ ઠેરાવથી સેહેજબી વાળયો નહી. તેણી એટલુંજ બોલી કે "મેહેબાશાહ, જે તમને વાજબી લાગે તે કરો અને હકદાર મોહોરદારને ગેરઈનસાફી ના કરો. હું દુઃખી છું તેથી મારી જીંદગી લાંબો વખત વેર નીભવના નથી, તબારે થોડા વખતને માટે શું કામ એ બીચારી જુવાન છોડીનું ધાન બાંધી જાઉં." સુનાની આંખોમાં આંસુ આવી ગયા અને હું પણ રડી પડયો. શાંત થયા પછી મેં તેણીને સમજાવી કે કાંઈબી કરી જુંદા ખાવીંદનેબી પતાવી સતાવી વેઠવો અને હું પોતે સમજાવી કાંઈ માસીક દરમાયો કરી આપીશ, તો એ ખરાબ જીંદગીથી કંટાળી ગયેલો ગુસતાદ થોડો ઘણો ઠરીઠામ પડશે ખરો."

આટલો ખુલાસો કરતાંજ મેહેબાશાહ જાણે થાકી ગયા હોય તેમ માથા ઉપર હાથ નાખી થોડીક આશાએશ

બેવા બેઠા. આશરે પાંચ મીનીટમાં ચોકી ઉઠી તેવણ બોલ્યા "પણ બરજોર, હું તુંને જણાવતાં તો ભુલીજ ગયો. સુના સ.થની મારી મીતરાચારીના વખતમાં એ બીચારીએ મને હશીને ઓરવણા બઇ એકવાર કહયું હતું કે 'જો તમો તમારા બોહોળા ધંધામાં વધારે આબાદ થાવો તો અમારા કુટુંબનો "કાલો બંગલો" લેજો, કે જેથી હું તેની રાણી થઇશ તો મારાજ કુટુંબમાં જાણે તે રહેલો કહેવાશે'. આ સખુનોથી મારા ઉપર અસર થઇ હતી અને મેં તેજ વખતે નીશ્ચય કરયો હતો કે મારો દહાડો વધારે ચઢતો થાય, તો એ બંગલો ખરીદવો ખરો. હું સુરત જઇ નાજાં સાથે પરણી આવયો અને લગનનાં થોડા દીવસ પછી મે તયાં સાંભલયું કે, ગુસતાદ સખત માંદગીને બીછાને પડયો છે, તેનાથી બીછાના ઉપરથી ઉઠાતું પણ નથી અને પોતાની ભલી મોહોરદાર તરફથી બહુ સારી સારવાર થતી જોઇ પોતાની આગલી ચાલ માટે બહુ પશતાવો કરયો અને ભવીશની સારી વરતણુંકની કબુલાત આપી. ગુસતાદની તનદરોસતી પણ સુધરવા ગઇ, જેથી મેં તેની આગળ જઇને તેને સમજાવયો કે સઘલી ગઇ ગુજરી ભુલી જવી અને જો તે મુંબઇમાજ રહી પોતાની મોહોરદાર સાથે સુખ સમજીને ચાલશે, તો હું દર મહીને રૂ૭૧નો દરમાયો તેઓને આપીશ. હું પોતે પણ પરણેલો હોવાથી ગુસતાદે મારી આ વાત ખુશીથી કબુલ કરી. મારા પરણવા પછી જાણે મારી નાજાંબાઇનાં સબકતાં પગલાં એ મારી હાલત વધારે આબાદ થતી ગઇ, દર મહીને હું આશરે રૂ૧૮૦૦થી રૂ૨૦૦૦ ની આવક કરવા લાગો, જેથી ચાર વરસની આબાદી ભોગવવા પછી મેં "કાલો બંગલો" ખરીદવાનો મારો ઠેરાવ અમલમા આણયો. મારી ખાહેશ થઈ કે સુના અને ગુસતાદને વલસાડ ખાતેજ પાછાં રહેવા મોકલવાં, કે જેથી મારી જીંદગીનો એ આગલો મરો હું તદન વીસરી જાઉં. પણ ગુસતાદ ખંધો હતો. તેણે ધારયું કે તે અને

તેની મોહોરદાર મારેથી દુર થઇ જશે તો હું તેઓને વીસરી જઇ તેઓને દરમાયો આપતોખી બંધ કરીશ. જેથી એ બંધા આસામીએ મારાથી દુર થવાને બદલે પોતાની બહેસતન મોહોરદાને સમજાવી, અને તેણીએ મને આગરહ કરયો કે તેઓને મારી પાડોશમાંજ રહેવા માટે આ સામો ગુસતાદવાલો નાનો બંગલો તેઓને રહેવા આપવો. બીચારી સુનાનો આ સખુન મારાથી ના પડાયો નહી અને એક બુરે ચોઘડયે મેં તેણીને કબુલાત આપી કે જાવેદાન સુધી હું તેઓને એ બંગલો વાપરવા આપું છું. એ અગાઉ ગુસતાદ તથા સુનાને તયાં એક બેટાની વરધી થઇ હતી અને તે બેટા તે આ કાવસ હતો. આ બંગલામાં રહેવા આવવા પછી તથા કાવસ તરણ ચાર વરસનો થતાંજ, વલી ગુસતાદનો કીડો ચવરી આવયો અને તેના મનમાં એવોજ શક પેઠો કે, આ કાવસ કાંઇ તેનો હકદાર બેટા નથી, પણ સુનાની આગલી મારી સાથની બીતરાચારીનું પરીણામ છે. એવા તદન ખોટા ખયાલથી તે પોતાની બાયડી ઉપર કેટલીકવાર ઉશકેરાઇ જઇને ઘાતકીપણું ગુજારતો હતો, એ બીચારા નીરદોશ બાલકને ધીકારતો હતો અને મને પણ કેટલીકવાર આવીને તાણા મારતો હતો. બીચારી સુના તો એક હરફ પણ બોલતી ન હતી, પણ પોતાના બેટાને જેમ તેમ ૧૦ વરસનો કરી આખરે દુખીજ હાલતમાં પોતાનાં નીરદોશપણાંની પોતાના ખાવીંદને ખાતરી આપવા છતાં, તેની ઉપર કાંઇબી અસર કરવા વગર મરણ પાંમી. સુનાનાં મરણથી હું કેટલાક દીવસવેર અંતઃકરણથી દુઃખી થયો હતો. તે બીચારી એ મરણની થોડાક દીવસ અગાઉ મને પોતાની પાસે બોલાવીને મરતા વખતની પોતાની છેલ્લી ખાહેશ તરીકે પવીતર કબુલાત લીધી હતી કે, તેણીના દીકરાની પરવરશી કરવી અને એ દીકરાને ખાતરજ ગુસતાદને આ ઘરમાં રહેવા દેવો તથા મારાથી બનતું બીજું દરેક ભલું એ બાપ દીકરાનું કરવું.

બેહેમતનુ સુનાને ખાતરજ મારી એ કબુલાત મેં હમણાવેર ખાલી છે અને જો કે ગુસતાદે કેટલીકવાર મારી સાથે ખાનગી રીતે બહુ ખરાબ ચાલ ચલાવી છે, તોપણ મેં તેને હમણાવેર એ મકાનમાં રહેવા દઈ માસીક દરમાયો આપવાનું ચાલુ રાખ્યું છે. બેહેમતન સુનાને ખાતરજ મેં કાવસ ઉપર વધારે પ્યાર રાખી તેને શીખવવા ભણાવવા માટ સઘલો ખરચ કરયો હતો, જેનો ખોટા અરથ એ ખરાબ ખવાસના ગુસતાદે ઉઠાવયો હતો અને તે વધારે માનવા લાગો કે કાવસ ઉપર હું આટલું બધું હેત કરૂંછું, તે એટલાજ માટે કે તે મારો પોતાનો દીકરો હોવો જોઈએ. એવા ખોટા વીચારથી તે કાવસ ઉપર વધારે સખત રહેવા લાગો અને તેનાં કાંઈ એવાં ઘોણાથી ~ બીચારા કાવસના મનમાંબી એવો ખયાલ પેઠો કે, મેં તેની મરનાર બેહેમતન માતાને ગેરઈનસાફી કરી હતી. એ પરમાણે જો બરજોર, ભલું કરવા જતાં હું ખોટી ગેરઈનસાફીને શરણ થયો છું. જો બરજોર, હું આ બાપ દીકરાનું આટલું બધું ભલું કરૂં છું અને તોપણ તેઓ બેઉ જણા ખોટા ખયાલથી મારા હરડા વેરી થયા છે. બરજોર, એ ઉપરથી આપણ માનવીઓને જોવાનું છે કે ‘કર અને જો’ એ સઘલું આ દુનયામાંજ છે અને આપણી એક પાપી નીશાટા કોઈ વાર આપણી જીંદગી સુધી આપણને કેવા મોટા પસતાવામાં નાખે છે.”

બરજોરની આંખોમાં આ સાંભલી આંસું આવી ગયાં અને બોલી ઉઠયો “મેહેબાશાહ કાકા, ખચીત તમારો હેવાલ દયા ઉપજાવવા જોગ છે. તમોએ કદાચ એક વાર ખોટો વીચારબી કરયો, પણ તયાર પછીની તમારી વરતણુક કોઈબી આબરૂદાર માણસને શોભા આપે, બલકે મગરૂર બનાવે, એવી હતી.”

મેહેબાશાહે આગલ ચલાવયું “તોપણ બરજોર, તુંને એ ઉપરથી દુનયામાં ઘણો બોધ લેવાનો છે. તારૂં કાંઈબી પગલું બહુ સભાલથી ભરજે. હું આજ વરસો થયાં જાણે કેવો

ગુનેહગાર હોઉં તેમ, મારાજ પૈસાથી પરવરશી થતા આ ગુસતાદના ઘેલા સાંભળતો આવયો છું. તોપણ એ ગુસતાદની હું જરી કસુર કહાડતો નથી. તે ખવાસે ખરાબ હતોજ; અને દારૂ તથા જુગારના વપસને તેના ખવાસ ઉપર વધારે ખરાબ અસર કીધી. તેટલાં તેના મગજ ઉપર મજબુત ઠસી ગયું કે તેની બાયડી તેને બેવફા નીવડી છે. એ વાચારથી તેણે પોતાના ખરાબ વપસનો છોડીજ દીધાં અને ઓદાની બંદગીમાં આજ વરસો થયાં મશગુલ થયો હતો. પણ તેના મગજમાં એકજ કીડો ચવડયા કરતો હતો અને તે એ કે, તેના ધારવા મુજબ તેની બાયડીને હું ખોટે મારગે લઈ ગયલો હોવાથી મારી ઉપર જખુન કીના લેવો. એ કીનાની ધુંધમાંજ તેનું મગજ વધારે ખવાઈ ગયું અને હવે મને લાગે છે કે, તારા આગી કાબેલ માત્ર જમશેદ આવાસપાએ તદન વાજબી અટકલ કીધી હતી કે ગુસતાદ ઘેલો લાગે છે, યાને 'મોનોમેનયા'ની અસર તલે છે. એ 'મોનોમેનયા' તે કાંઈજ નહી, પણ પોતાની બાયડી ઉપરના ખોટા શકનો ધખારો છે, જે ધખારો તેણીનાં મરણ છતાંબી એ ગુસતાદ વીસરી ગયો નથી. હા, મને હવે લાગે છે કે એવા 'મોનોમેનયા' તલે મારા બીચારા નીરદોશ જમાઈ બેહેસતી નવલનું એ ગુસતાદ ખુન કરે એ તદન બનવાજોગ છે. પણ મારી ઉપરના કીનાને ખાતર, મારી કહેવાતી ખરાબ વરતણુંકને ખાતર, મારા બીચારા તદન ફરેસતાસમાન રાંક જમાઈને તેણે કાં મારી નાખયો? બીચારી મારી બાપ જેવી નીરદોશ દીકરીનું કાં તેણે નખોદ વાલયું? કુદરતે કાં નહી બીચારા નીરદોશ નવલ અને ફુલ ગુલાબ જેવી પીરોજા તરફથી તેના ખુની હાથો બચયા?"

મેહેલાશાહ પોતાનું માથું કુટી ઝાર ઝાર રડવા મંડી ગયા. બરજોરે તેવણને દીલાસો આપવાની પોતાથી બનતી કોશેશ કીધી પણ તેવણનું રડવું અટકાવયું નહી અને હઇડું

ખુલ્લું કરવા માટે તેવણુને રડવા દીધા. પુરતું રડી રહેવા પછી મેહેલાશાહ બોલયા "એ ગુમતાદ ખચીત પેપા હોવોજ જોઈયે, કારણકે તયાં વગર તે આવું કાગળ મારી ઉપર લખે નહી. બરજોર, મારા દીકરા સમાન વહાલા બરજોર, મેં તારી ઉપર પુરતો વીશ્વાસ રાખીને આ સઘળો ખુલાસો કરી દીધો છે, માટે તારાં જીગરમાંજ એ દાબી રાખવાની સંભાલ રાખજે. મારી કાંઈ ઝાઝી કસુર નથી, તોબી બુઢી થવા આવેલી ઉમરે ઍર કુનબામાં મેં મારૂં નામ સારૂં રાખયા પછી બુઢાપામાં મારૅ વીશે થોડુંબી ખરાબ બોલાય, મારી સામે કોઈબી તરફથી આંગલી બતાવવામાં આવે, તે સાંભલવા યા જોવા હું ઈચ્છતો નથી, તેટલાં માટેજ હું આ સઘલું ખનગી રાખવ માગું છુ અને તેથી આ ગુમતાદને બેહેસ્તી નવલના ખુની તરીકે આપણાંથી જાહેર રીતે પકડાવી શકાતો નથી. તો પણ મારાં વહાલાંઓ તરફની ફરજ બજાવવાની છે અને તેઓની જીંદગીની સલામતી ખાતર, આ કીનામાં ઘેલા થઈ ગયલા આ સામીને હું છુટો ફરવા દેનાર નથી. મારી વહાલી દીકરી તથા તેણીનાં એક પુરા ફરઝંદ, તેમજ મારી નીરદોશ ભત્રી મોહોરદારની સલામતીને ખાતર હું આ ગુમતાદને કેયેથીબી શોધી કાઢી તેને તાલતલાવતથી બહારગામ ઘટતાં સુખ સગવડ સાથ મોકલાવી દઈશ અને જો વધારે જરૂર લાગશે તો દેવાનશાલામાં પણ મોકલાવીશ. બરજોર, મારી ખાત્રી છે કે તું આ કામમા મને મદદ કરશે, પણ મેહેરબાની કરીને હું તને જેમ ફરમાવું તેમજ પગલાં ભરજે, કારણ કે શાંત ધીરે સાસતે પગલા ભરવાથીજ આ કામ બની શકશે."

બરજોરે જવાબ આપયો "કાકાજી, જેબી તમને મદદ જોઈયે તે ફરમાવજો હું તઈયાર છું અને હું તમને કબુલાત આપું છું કે તમો કહેશો તેમજ હું ચાલીશ."

મેહેલાશાહે ઘડયાલમાં જોઈને જણાવયું કે "હાલ ૧૦ વાગા છે. મારી ગાડી બહાર તઈયાર છે તેમાં તું બેસીને

પીરોજાને બંગલે જા અને તાબતબાવટથી તયાંજ આઆ દીવસ ગુજારજે, કારણ કે મને ચીંતા લાગે છે કે કદાચ ઘેલા ગુસતાદ ઝનુનમાં આવી એ બીચારી પીરોજા યા તેણીનાં કુમળા બાળક ઉપર પણ કાંઇ અલપચારી કરે. મારાં નાજાંમાયને પણ હું કાંઇ સીફતથી સમજાવીને પાછલા પેહોરના તયાંજ રહેવા મોકલીશ અને તેવણુનેબી એવી ઘટતી તાકીદ કરીશ. એક બે દીવસમાં હું નાજાંમાય, પીરોજા તથા તેની સાસુને મહાબલેશ્વર મોકલાવી દેવાની ગોઠવણ કરીશ અને પછી આ ઘેલા ગુસતાદના બાબમાં ઘટતાં પગલાં લેવાને મને નીરાંતે વધારે અવકાશ મલશે."

બરજોરે મેહેબાશાહના ફરમાવવા મુજબ તેવણના બંગલામાંથી રૂખસદ લીધી અને પીરોજાના બંગલામાં તે દીવસ ગુજારવા ગયો.

---

## પ્રકરણ ૩૨.

## મેહેબાશાહ અને કાવસની મુલાકાત—કાવસે માંગેલી માફી.

પીરોજાના બંગલામાં બરજોરને સવારના આવવાનો મહાવરો ન હતો, જેથી એ દીને પોતાના બાવાની ગાડીમાં પોતાના માનીતા પીતરાઇને આવેલો જોઇ દેખાઇતા કેટલાક ગભરાટ સાથ તેણીએ પુછ્યું કે "કેમ બરજોર, કાંઇ સવારના આવવું પડ્યું? સઘલાં સારી પેઠ તો છેની? કાંઇ માઠા સમાચાર તો નથી કેની?"

તેણીની ચીંતા દુર કરી નાખવા માટે બરજોરે હસીને જણાવ્યું "નહી નહી, કાંઇબી માઠા સમાચાર નથી. તમારે તવાં તેમજ મારે તવાં સઘલાંઓ સારી પેઠ છે. એટલુંજ કે તમારા બાવા થોડાક દીવસ બાહેરગામ જનાર હોવાથી, નાજાંમાય તમારી સાથ અહીંયાં તેમની ગેરહાજરીમાં થોડાક

દીવસ આવી રહેનાર છે અને તેની આગમજથી ખબર આપવાને મને અહીંયાં મોકલવામાં આવયો છે. આજ બે ત્રણ દીવસ થયા મેહેલાશાહ વરતમાનપતરોમાં વાંચે છે કે આ જગા ઉપર ચોરી તથા ઘર ફાડવાના કેટલાક બનાવો બનતા જાય છે. એવી ચીંતા રાખીને તેવણે મને અહીંયાં મોકલાવયો છે કે કોઈ માતીડો મનીખ તમારે તાબે ન હોવાથી કાંઈ અડચણ ન હોય તો હું થોડાક દીવસ અહીંયાં રહું."

પીરોજાએ જણાવયું "બરજોર, તમો તથા માતાજી અહીંયાં હોવો તો મને તો સોવાઈ જાય, મારા દીકરાને વધુ રમાડનારાઓ મલે, પણ ચોરી લુટફાટનો કાંઈબી ગભરાટ મને તથા મારાં સાસુજીને તો લાગતો નથી, તયારે બાવા એટલા બધા કાં ગભરાય છે? તેવણ તો હમેશ એવા ગભરાટને હસી કહાડતા હતા, અને આજે પોતે એવો ગભરાટ બતાવે છે, તે કંઈ ખાશ કારણ હશે અરે? બરજોર, અરે કહે કે મારા મેહેલતીના ખુનના સંબંધમાં કાંઈ બાવાએ પતો મેલવયો છે કે?"

તેજ વાત આખરે માઠી છેડાયલી જોઈ તે ઉડાવવાની મતલબથી બરજોર એટલુંજ બોલી શકયો કે "પીરોજા, ખીજા થોડાક વધુ દીવસો વેર આ બાબત તમો મને પુછતાંજ ના. તમારા બાવાએ જો કાંઈ પતો મેલવયો હોય તો તે તેવણ પોતેજ તમોને જણાવશે."

દુ:ખી દેખાવ કરી પીરોજા વલવલી બોલી ઉઠી "તયારે તો તમોબી તે જાણતા હોવાજ જોઈએ. તમોએ મને કબુલાત આપી હતી કે ખુનીનો પતો મેલવવા માટે તમો તમારાથી બનતું કરશો. આ તમારા આવા જવાબથી હું સંતોષ કેમ પામુ?"

"પીરોજા, જરા વધરે ધીરજ ધરો. એકામ તમારા બાવાએ પોતાના હાથમાં લીધેલું હોવાથી તેવણ પોતે

ખુલાસો કરવા માગે તમાં વેર થાઓ. હું અરજ કરૂં છું કે એ માંટે મને વધુ ના પુછો."

પીરોજાએ નીરાશ થઇ જવાબ આપયો "જેમ તમારી મરજી. મારા જેવી એક લાચાર વીધવાને તમો કહો છો તેમ થાબવા સીવાય છુટકોજ નથી. પણ બરજોર, હું કેટલું બધું ખમું છું તે તમો જો જાણતા હોવ, એ પટા મળશે તમાં વેર મારી જીંદગી કેવી વધારે કંગાલ થઇ પડશે તેનો તમને ખયાલ હોય, તોજ તમો અટકલ કરી શકો કે મને આટલી અંધારામાં રાખવાથી હું જો તમો લોક ઉપર ખીજવાઇ જતી હોવું, તો તેમાં ખોટું શું છે? ચાલો, એ વાત તો હું હાલ છોડી દઉં છું. વારૂં બરજોર, તમારો જાની મીતર જમશેદ અવાસપા પાછો વલસાડ ગયો કે?"

"હા, વલસાડ ગયો છે, પણ ઇસ્ટરના તેહેવારો મારી સાથ ગુજારવા માટે પાછો લીમાં આવનાર છે." બારે ડોલે ઇંતેજારીથી પીરોજાના ચેહેરા તરફ નીહાલીને જોતાં બરજોરે સવાલ કરયો "પીરોજા, જમશેદની સંગત તમનેથી ભાવે છે કે?"

બેદરકારીનું ડોળ ઘાલીને, પણ ખરી રીતે તો મોહોડાં ઉપર કેટલાક રતાશ સાથ પીરોજાએ જવાબ આપયો "હા, મને તેની વાતચીતમાં સારી ઉલટ લાગે છે. એ જમશેદની વાતચીત બીજાં સખસોને ગમતી હશે, નહી વારૂં? એવા અતી ચાલાક મજાતાવાલા જવાનયાઓ લોકપ્રીય થવાજ જોઇયે."

એક રીતે નીરાશ થઇને, તેમ બીજી રીતે પોતાના માનીતા મીતરના વખાણથી હરખાઇને ભોલા બરજોરે જવાબ આપયો "મારા જે ઇષ્ટ મીત્રને મેં તમો સાથ ઓલખાણ કરાવી છે, તે મીતરની વાતચીત તમોને ભાવે છે તે જોઇ

હું ખુશી છું. ખચીત, જમશેદ મારો એકલો ઈષ્ટ મીત્ર છે, અને મને મારા ભાઈના જેટલો વહાલો છે."

પીરોજાએ ઈંતેજારીથી પુછ્યું "વારૂં જમશેદ દુનયામાં જેટલો આગળ વધવાને લોભી છે તેટલો પોતા માટે મુસતાકભી છેની?"

"હા, મુસતાક છે ખરો, પણ તે તો તેનો સારો ગુણ છે. એવી મુસતાકીથીજ એક માણસ આડો ન ફાટવાની સંભાલ રાખી સીધે રસતેજ ચાલયો જઈ શકેછે. એવી મુસતાકીને લીધેજ મારો જમશેદ બડેખાંઓને "હાજી હા" કરી તેમની ભરચકર ટેબલ ઉપર જમવા બેસવાને બદલે રોટી અને એક વાણીનાં ભોજણને વધુ પસંદ કરે છે. ખચીત પીરોજા, પારસી જવાનયાઓમાં જમશેદના જેવા થોડાજ જવાનયા હશે, અને ખરેખર તેની સાથની ઈષ્ટ મીત્રાચારીને થકી હું મગરૂર છું."

પીરોજાએ જવાબ આપયો કે 'મારો માનીતો એશી બરજોર જે મીતરની મીત્રાચારીમાં બહુ હરખાતો હોય, તેને મારાં ઘરમાંથી હું આવતો જતો જોવાને ખુશી છું, માટે બરજોર, ગમે તયારે કાંઈભી અચકાયા વીના જમશેદ આવાસયાને મારે બંગલામાં લાવજો."

બરજોર એ મુજબ પોતાની માનીતી પીરોજાની સંગતમાં મજાહ મેળવતો હતો, તયારે બીજી તરફથી તેજ વખતે મેહેલાશાહ વધારે નાસુરાદી સાથ, ભીતરમાંથી વધારે ચીંતાતુર, પણ બહારથી સારો દેખાવ કરીને પોતાની માહોરદાર નાજાંમાણકને સમજાવતા હતા, કે થોડાક દીવસ પીરોજાને તયાં રેહેવા જવું. તેવણે નાસતો કરતાં કરતાં પોતાની માહોરદારને જણાવયું કે "વહાલી નાજાં, બહુ અગતનાં કામસર તુંને મેલીને મને આજે બપોરની ત્રેનમા પુને જવું પડે છે."

નાજાંમાયે ઉંતેજારીથી પુછ્યું "કાંય કાંય ? કાંઈ એકદમ જવું પડે છે ? આજે સવારવેર તો તમો કાંઈ બોલયાજ નહી !"

"નાજાં, મને હમણાજ ચોંકાવનારી ખબર મળી છે, કે આપણો પાડોશી ગુશતાદ એકદમ આજે પરોઢીઆમાં ઘરમાંથી જતો રહયો છે."

"ઘરમાંથી એકદમ જતો રહયો !"

"હા, એકદમ જતો રહયો, અને સાથે કાંઈ કપડાંચપડાં પણ લઈ ગયો નથી. એની છેલ્લા કેટલાક દીવસની વરતણુક મને કાંઈ અજાયબ જેવીજ લાગતી હતી, અને એની બહેનબી બહુ કાલાવાલા કરતી હોવાથી, હું બપોરની ત્રેનમાં પુને જાઉં છું. પોતાના દીકરા કાવસના ઘેર શીવાય બીજે કોઈ ઠેકાણે તો એ ગયો ન હશે, કારણકે એના કોઈબી સગાંવહાલાં યા દોસત આસનાવો હોય એવું આપણે જાણતા નથી. મારૂં પુના ખાતે કામબી છે, જેથી એક કાંકરે બે પક્ષી મારી શકાશે. મેં બરજોરને પીરોજાને તયાં મોકલયો છે, એવું જણાવવા માટે કે, તમોબી તેણીને તયાંજ હું પાછો ફરૂં તયાંવેર રહેવા, માટે આગમજથી તઈયારી કરી રાખે."

નાજાંમાય સદા પોતાના ખાવીંદને તેની એકે એક મરજીના બાબમાં તાબે થનારાં બાનું હતાં. અસલના વખતના રીવાજ પરમાણે તેવણ ઉછરેલાં હોવાથી, નાજાંમાય ઉપર એવુંજ ઠસેલું હતું કે "ખોદાબી એક અને ખાવીંદબી એક" અને તેજ મુજબ તેવણ વરતતાં હતાં. પોતાના ખાવીંદના એકેએક હુકમને તાબે થવાને, ખાવીંદના એકેએક સખુન તરત અમલમાં લાવવાને, તેવણ પોતાની પવીતર ફરજ સમજતાં હતાં.

માટે નાજાંમાયે પોતાના ખાવીંદનાં મોઢાંમાંથી આવી સુચના નીકળતાંજ જણાવ્યું "જી ભરૂ મેહેલાશાહ, તમારી

અમારાં સુખ માટેની કાળજીની જેટલી તારીફ કરૂં તેટલી થોડી છે. ખચીત, તમારા વગર આ બંગલો તો મને કદર બ્હામણો લાગે અને જુહરી જુહરીને હું તો મરી જાઉં; ! માટે તમારી ગેરહાજરીમાં મારી પીરોજા તથા બાડકવાળા તેના દીકરાની સાથે રહેવશ તો વખત સારો સોહોલાઈ જશે. જી ભરૂં, વેહેલા આવજો ! ચાલો, હું તમારા કપડાંચપડાં બાંધી આપું. પણ બીચારો ગુસતાદ એકદમ જતો રેહેવાનું કાંઇ કારણ ?"

મહેબાશાહે પોતાની બાહોરદારની આવી તાબેદારીથી મનમાં વાજબી રીતે મલકાઈ જવાબ આપયો "મનેબી એ પેહેલાં તો બહુ ગુચવણભરયું લાગતે, પણ થોડાંક અઠવાડયાંની વાત ઉપર બરજોરના મીતર ડાકટર જમશેદ અલાસીયાએ ગુસતાદનું મગજ પાધરૂં ઠેકાણે નથી, એવો જે ભરમ ઓલયો હતો, તે ઓલવાની સાબેતી છેલ્લા પાંચ છ દીવસમાં બીચારા ગુસતાદની ચાલચલણમાં મને બરાબર દેખાઈ આવી હતી."

બહુ ફગલીને નાજાંમાય દયા ખાઇ બોલયાં "બીચારાને બુઢાપામાં એ શું મોહકાણ વલી !"

"હા, મનેબી એ વીચાર બહુ ભયભીત લાગે છે, અને તેથીજ હું તેને શોધી કહાડવા માટે વધારે આતુર છું. બીચારો વરસો થયાં ઘરમાંથી બાહારબી સસરેલો ન હોવાથી ધુંધમાંને ધુંધમાં જો કેથે ચાલી ગયો હશે, તો ગભરાઈ જઈ કાંઈ ઓરનું દાર કરી નાખશે. મુંબઈમાં નવા નવા રસતાઓ ઉઘડયા છે, તેબી એને તો પુરા પાધરા ખબર નથી. હું પુના જાઉંછું, અને જો તહાં પોતાના દીકરાને તહાં ગયલો મલી આવે, તો કોઈ સારા ડાકટરને દેખાડાવી જરૂર લાગશે તો જલદીથી કોલાબાના મેડ હાઉસમાં મેલી દઇશું, કે જેથી સાજા થવાની આશા રહે. નાજાં, કોઈબી

રીતે બેલા આસામીઓને જીવતાંઓની સલામતીને ખાતર છુટાં ફરવા દેવાં જોઈયે નહી."

નાજાંમાયે જવાબ આપયો "હાજી, હા, બાબ રૂપસાને તમો બોલ બોલયા. જાવોજી, એવાંજ ભલાઈના કામો કરતા રહેજો."

બપોરના પોરટમેંટા લઈ મેહેબાશાહ પુને જવા માટે ભાયખલાના સટેશન ઉપર ગયા હતા, અને પેહેલા વરગની પુનાની ટીકીટ લેવા પછી યાદ આવી જવાથી તુરતજ નીચલો તારનો સંદેસો ગુસતાદના દીકરા કાવસ ઉપર પુનાના તેના સરનામા સાથ કરયો હતો:—

"જો તમારા બાવાજી તમારી પાસે આવયા હોય, તો હું અરજ કરીને કહું છું કે હું આવી પુગું તયાંવેર કાંઈબી તાલતબાવટથી તમો તેવણને રોકી રાખજો. તમારા તથા સઘલાંના ભલાં ખાતર એવી સંભાલ જરૂર લેજો"

રાતના પુને જઈ પુગવા પછી તયાંના પોતાના એક મીતરના મકાનમાં મેહેબાશાહે ઉતારો લીધો અને બીજે દીવસે તેવણ કાવસના ઘરની ઈધાણી લઈ તેને મલવા પંડે ગયા. તેવણ જાણતા હતા કે તેવણ કાવસને બોલાવશે તો એ છોકરો કદીબી તેવણની આગલ આવનાર નથી. ઘરમાં જઈ પુગતાંજ ઘરવાલાએ જણાવયું કે "હા, બીજા માલ ઉપર જાઓજી. કાવસજી તયાંજ તમને મલશે. હમણા એકલાજ છે, બીજું કોઈ નથી."

મેહેબાશાહ કાવસના ઓરડામાં એકદમ દાખલ થયા, જયાં એક ઈઝીચેર ઉપર માથે હાથ મેલી કાવસ પડેલો હતો. તે બીચારાને ખયાલબી ન હતો કે મેહેબાશાહ તેની સામે આવીને ઉભાબી છે. આખરે મેહેબાશાહેજ ખંખાર મારીને જણાવયું કે "ભાઈ કાવસ, હું તો તારા બાવાનેબી તારી પાસે બેઠેલા જોવાની આશા રાખતો હતો."

"ક્યાંય ? મને બઈ સાંજના તમારો તાર મળયો ખરો, પણ હું તેની કાંઈબી મતલબ સમજી શકયો નહી. શું મારા બાવાના બાબમાં કાંઈ બનયું છે કે ? વળી કોઈ માગનારનો તગાદો છે કે ?"

મેહેલાશાહે જવાબ આપયો "નહી, એવું કાંઈબી બનયું નથી. ફક્ત એટલુંજ કે તેવણ અચબુચ ગઈ કાલે સવારના ઘરમાંથી જતા રહયા હતા, પણ કોઈબી કહી શકતું નથી કે તેવણ ક્યાં ગયા છે. બીચારા બુઢા ગુસતાદને ખોલી કાઢવાને હું અતીશે આતુરમંદ છું."

કાવસે તણકો ફરી સવાલ કરયો, "ક્યાંય તમો ક્યાંય આતુરમંદ ? આજ વરસો થયાં મારા બાવા પોતાના બેહેન સાથ એકલા રહેછે, તે શું દરરોજ તમો તેવણની સંભાળ લેવા જાઓછો કે ! આજે એટલી બધી તમને મારા બાવાની કેમ કાલજી લાગી !"

"ભાઈ, એટલો બધો તણાઈને વાત ના કર. મને માનવાને મોટું કારણ છે કે તારા બાવાનું મગજ ઠેકાણે નથી અને તેથી બીહુંછું કે રખેને તેવણ કાંઈ હુલડ પગલું ભરે."

આ સખુનો સાંભળી કાવસ એકદમ ચોંકયો. બાપીકો પયાર તેના જીગરમાં આબરે દોડી આવયો. બહુ નરમ પડી જઈ, મેહેલાશાહને બેસવા માટે ખુરશી આપી શોકાતુર ચેહેરે તે બોલી ઉઠયો "મેહેલાશાહ, હું જયારથી સમજણો થયો તયારથી જોતો આવયો હતો કે, મારા બાવા મનમાંને મનમાં કાંઈ બડબડયા કરતા હતા અને મને જોઈને કદીબી ખુશી થતા ન હતા. કોઈબી બાપ પોતાના એકપુરા દીકરા તરફ એવો અણગમો ધરાવે નહી, એવું ધારી મેં મારા મન સાથ જુદા જુદા ખયાલો કરયા અને જયારે મારા બાવાએ મારા ઉપર મારી બેહેસતન માતાના મરણ પછી વધારે જુલમ ગુજારવા માડયો, તયારે કંટાલી જઈ

આખરે હું તેવણુનો આશરો છોડી અહીંયાં આવી સખ્ત પરસેવો ઉતારી ગરીબ સંસારે મારૂં ગુજરાન કરૂં છું."

"પણુ કાવસ નાતવાન દેહ સાથ કાંય એટલું બધું વહીતરૂં કરે છે? આગલો પાછલો વીચાર કરી મેં ખુશીથી તને સારી મદદ કરવા માગી, પણુ તે સ્વીકારવાને તે કાંય ના પાડયું?"

પાછો લાલચોલ થઈ કાવસે જવાબ આપયો "ના પાડવાનો સબબ એ કે હું તમારી પાસેથી કદી—કદી—કદીબી કાંઈ લેનાર નથી."

દુઃખ ઉપર પડતા વધુ ડાહ્યામો જોઈ વધારે દુઃખી હઈડે રડમસ જેવા થઈ મેહેબાનશાહ બોલયા "પણુ કાંય, તું એટલોબધો મારી ઉપરજ કાંય સખ્ત છે?"

કાવસ ઉશકેરાયલે ચેહેરે જવાબ આપી ઉઠયો કે "વલી કાંય કરી મને પુછો છો? મારા બાલવયમાં તો તમોએ ઘણું હેત કરયું હતું તે હું જાણુંછું. તમોએ મને ઘરમાં વારંવાર બોલાવી જમાડયો હતો તથા ભેટ સોગાદોબી આપી હતી તેબી ખરી વાત છે, પણ તમારી મતલબ કેવી નીચ હતી, તે શું હું નથી જાણુતો? મારાં બેહેસતન માયનાં સારાં નામને તમોએ કેવું કચડી નાખયું હતું, તે શું મને નથી ખબર? બસ હવે મને એ ગઈ ગુજરી વાત યાદ ના કરાવો. સુવાંનાં હાડ ના ધુજાવો."

મેહેબાનશાહની આંખોમાં આંસું આવી ગયાં. તેવણે ઉઠીને ઓરડાનું બારણું બંધ કરી કલ દીધી અને કાવસની નજદીક આવી પોતાની બેઠક લઈ જણાવયું "કાવસ, તું આજ વરસો થયાં એવા ખોટા ખયાલથી મને ગેરઈનસાફી કરેછે, માટે આજે ખરેખરો ભરમ ફોડવાની મને જરૂર જણાય છે. તારો બાપ ગુસતાદ બહુ હલકા ખવાશનો, લુચ્ચો લફંગો, છંદબાજ આસામી હતો, અને તેણે તારી

બીમારી બેહેસતન માતા ઉપર જુલમાત ગુજારવાને કાંઈબી બાકી રાખયું ન હતું. તે બીમારી તરફ હું દયાની લાગણીથી ઉશકેરાયો હતો, પણ કાંઈબી ખરાબ મતલબ તો મારી હતીજ નહી. તારી બેહેસતન માતા પવીતર તાપણાંના સવચ્છ શરીરમાંજ મરણ પામી હતી, એમ હું તુંને ખોદાને હાજરનાજર જાણીને સત એકીનથી કહુંછુ, માટે એવો ખોટો ખયાલ છોડી દે. તે બીમારી મરતી વખતે મને આજીજી કરી ગઈ હતી કે, તારી પુરતી સંભાલ લેવી અને તારી ઉપર બેટા સમાન હેત રાખી તુંને કેલવીને દુનયામાં બરાબર ગોઠવવો, માટે તારી માતા તરફના મારા જુવાન વયના સવચ્ચ પયારને થકી, મેં તારી ઉપર જે હેત કરયું, તેનો તેં ખોટો અરથ ઉઠાવયો અને હજી આજેબી તું મને ગેરઈનસાફી કરે છે. પણ પાછું હું કહું છું કે તારો ખયાલ તદન ખોટો છે."

આ સખુનોથી ફાવશ ઉપર ઘટતી અસર થઈ. પોતાની માતાના સવચ્છ નામને માટે તે વધારે ખુશી થયો. તેની આંખોમાં હરખના આંસુ આવી ગયાં અને પોતાની બેઠક ઉપરથી ઉઠી મેહેલાબાશાહને બે હાથે પગે પડી, ખોટા શક ઉપરથી તેવણા કરેલી ગેરઈનસાફી માટે પસતાવો કરી, અંતઃકરણથી માફ માંગી.

મેહેલાબાશાહે તેને જમીન ઉપરથી ઉઠાડી એક કોટી કરી જણાવયું કે "પેહેલી જોગવાઈ મલતાં તારા માબાપને લગતી સઘલી તવારીખ તારી આગલ હું રજુ કરીશ. પણ હાલ તો બીજા વધારે ઉતાવલના કામ ઉપર આપણું ધયાન દોડાવવું જોઈયેછે."

---

## પ્રકરણ ૩૩.

### બાપ અને બેટાનો મેળાપ—ઘેલો ગુસતાદ.

કાવસે પોતાની ભુલ જોયા પછી મેહેબાશાહ પાસે અંત:કરણથી માફી માગવા બાદ, તેઓ ગુસતાદને લગતી ખોળ કરવા માટે ગંભીર મસલત ચલાવવા બેઠા.

મેહેબાશાહે જણાવયું "કાવસ, તારો બાપ પોતાની આગલી ખરાબ વરતણુકમાંથી સારે રસતે મલાવા બાદ, વીનાકારણે દુ:ખ પોતા ઉપર ખેંચી લેતો હતો અને તેથી મારી જીંદગીબી ઘણેક દરજજે અસુખી બનાવી હતી. કોઈનેબી જણાવયા વીના તે અચબુચ પોતાનાં મકાનમાંથી, ગઈ કાલે પરોઢયાંમાં કોણ જાણે કયાં ઘેલાપણામાં જતો રહયો છે અને મેં તો ધારયું હતું કે આખર તે પોતાના દીકરાનોજ આશરો લેવા ગયો હશે!"

"હીયાંતો તેવણ આવયાજ નથી, તયારે હવે તમો તેમની કયાં ખોળ કરવા માગો છો?" કાવસે સવાલ કરયો.

"તેજ મને ગુચવણભરયું લાગે છે. તારા બાપનું કોઈ સગુંવાહલું નથી, અને મુંબઈમાં તેણે એકબી મીતર કરયો હોય, કે જેને તયાં તે આશરો લેવા જાય એવું હું તો જાણતોજ નથી. જેબી તેની સાથ એકવારબી મુલાકાત કરતું તે તેનાથી નીરાશ થઈ પાછું ફરતું હતું."

કેટલોક વખત વેર વીચાર કીધા પછી કાવસ બોલી ઉઠયો "મારા એ બાપે મનેબી પોતા માટે સારૂં મત બાંધવાને કાંઈ કારણ આપયું નથી, મારાં બીચારાં બેહેસતન માય ઉપર ગુજારેલાં ઘાતકીપણાં તથા કરેલી ગેરઈનસાફીથી મને હાલ એવણ ઉપર વધારે કેહેર લાગે છે, તોપણ મને જનમ આપનાર એવણ હોવાથી, મારાં બેહેસતન માયજીને ખાતર તમો જે કહેવો તે કરવાને હું તઈયારછું"

મેહેબાશાહે કાવસની પીઠ થાબડી જણાવ્યું "કાવસ, તારા આ જવાબથી મને હવે સંતોશ મળયો છે. હું આજ બપોરની તરેનમાં મુંબઈ પાછો ઉપડી જાઉછું, કારણ કે તારો બાપ અહીયાં ન મળવાથી મને એક બીજો વીચાર સુજ પડયો છે. એકનો એક વીચાર કરયાથી તેનું મગજ ફરી ગયું છે અને તે એ કે તારાં બેહેસતન માયને બાયખલાના એક ખેતરની અંદરના બંગલામાં રાખવામાં મારી બુરી મતલબ હતી, એવો તેને અભખરો લાગેલો હોવાથી, હું ધારૂં છું કે એ કમનસીબ આદમી ઘુંઈ અને ઘુંઈમાં તે બંગલા આગળ જઈ તયાંજ ભમયા કરતો હશે. હું પોતે જાતે જઈને તયાં ખોલ કરીશ અને તેનું પરીણામ તુરત તને લખી જણાવશ".

મેહેબાશાહે તયાંથી રૂખસદ લેવા માગી અને કાવસે તેવણને પાછો પગે પડી તેમની દરગુજર માગી ફગલીને જણાવયું "મારા ખરા મુરંબી મેહેબાશાહ, મારી સઘલી બેઅદબ વરતણુક મેહેરબાની કરી તમારાં મનમાંથી કાહાડી નાખજો. મારાં બેહેસતન માયજીની છેલ્લી ખાહેશ મુજબ મારા તરફ અને મારા બદબખત બાવા તરફ દયાનીજ નજરથી જોજો. જયારેબી જરૂર પડે તયારે મને મુંબઈ બોલાવજો અને હું તુરત નીકલી પડીશ."

મેહેબાશાહ કાવસને ઘટતો દીલાસો આપી મુંબઈ આવવા તેજ બપોરના તયાંથી નીકલયા.

બીજે દીવસે સવારના તેવણે બાયખલા ભણીનો રસતો પાઉપીયાદા પકડયો. પોતાના આશરે ૨૫ વરસની વાત ઉપરના જાણીતા નાના બંગલા આગલ જઈ પુગતાં તેવણ જોય છે તો જણાયું કે, બંગલો ખાલી હતો અને "ભાડે આપવાનો છે" કરી લખેલું એક પાતયું બાહેર એક ઝાડપર બીરાજતું હતું. અંદર જઈને જોય છે તો ખરેખર આગલાં દીવાનખાંનામાં ગુસતાદ એક ઘેલા માણસની માફક

ખડખડતો આમથી તેમ ફરયા કરતો હતો. મેહેબાશાહને જોતાંનેવાર સેહેજબી ચોંકવા અથવા ગભરાયાવીના તે જાણે કાંઇ બનયુંજ ન હોય તેમ તેમની નજદીક આવી તેવણુને હસીને શેકહેંડ કરી જણાવયું "આવો આવો મેહેબાશાહ શેઠ, કાંઇ આજે જલદી આવી પુગા! સુના તો રાંધણીમાં નાસતો કરવાને રોકાઈ છે. શું તમને મલવું છે? સુનાને અહીયાં બોલાઉ ?"

મેહેબાશાહે ધીરજ વાપરી એવીજ કુનેહથી તેને ઠંડો રાખવાને ઠેડાવ કરયો. તેવીજ સભયતા સાથ તેવણુ બોલયા "નહી નહી, કાંઇ નહી, હું તો કોટમાં જતાં જતાં અમસથો મલવાને આવયો છું."

ગુસતાદ આગલની માફકજ શાંત ચેહેરે જણાવયું "તો ભલાં માણસ, જરા આગલથી જણાવયે કેની કે સારા નાસતાની તમારે માટે બીનીજ રખાવતે! સોલા—દોલા—બાબાજી ગોપીયા—ગલ્લું માલી—જોયું કેની, કોઇ જવાબબી આપી મરેછ? મેહેબાશાહ, તમે બહુ જલદી આવયા. એ સઘલા ઉધનસીઓ તો હજી ઉંઘમાંથી બીદારબી થયા નથી. એ લોકોની સાથ કેમ મારો પાટલો ફાવે? હું તો ખરેખર બહુ કંટાલી ગયો છું," એમ કહી ગુસતાદ પોતાનું માથું દાબવા મંડી ગયો અને પાછો ઓરડામાં ઝડપથી ફરવા લાગો.

બહુ નરમાશથી મેહેબાશાહે પુછયું "કાંય ગુસતાદ, કાંઇ શીક છો કે? માથું કાંય પકડો છો?"

"નહી નહી, કાંઇ નહી, માથામાં કાંઇ ચકરી આવતી જણાય છે, કાંઇ બરાબર સુજ પડતું નથી—બાકી બીજું કાંઇ નથી જો! તમો કાંઇ ધાસતી રાખશો ના. હમણા સઘલા નોકરોને મારીને ઉઠાડી લાઉં છું અને ટેબલ બીછાવીને જુવો તો ખરા કે તમોને કેવો નાસતો ખવડાઉ

છું! જુવો તો ખરા, કે પેલા ડુકતો કાવસજી મલે નહી. તે હમણા હતે તો કેવો કામ લાગતે !"

"કાંઈ નહી ગુલતાદ, શું કામ નકામી તસદી લેવા છો? મને કશાંની હાજત નથી."

"અરે પણ મેહેલાશાહ ! જુવોની સુનાના પેટી પેટારાબી અહીયાં મલે નહી! કોણ જાણે એનું બીછાણુંબી કોણ ચોરી ગયું? ચોરોને કોઈ બીજાનું ઘેર મલયુંજ નહી કે?"

"ગુલતાદ, તમે અહીયાંજ થોભજો, હું જલદીથી ઓલ કરીને ચોરોને પકડાવી સઘલો સામાન તેઓ પાસેથી પાછો લાઉં છું. કેથે જતા ના હૈ કે, નહી તો વધુ ચોરી થશે."

મેહેલશાહે ઝડપથી તયાંથી બાહેર નીકલી થોડેક છેટે રહેતા પોતાના એક મીતરના બંગલામાં જઈ, તેમના માલીને એક બે કલાક માગી તે હુશયાર માલીને પેલાં ખેતર માં બેસવા કહી જણાવયું કે "આ બંગલામાં એક પારસી ફરયા કરેછે તેને ફરવાજ દેજે, પણ કેથેબી બાહેર જવા દેતો ના. બંગલાના દરવાજા હું બાહેરથી બંધ કરી જાવું છું અને તું અંદર બેસ. ગમે એવુંબી તોફાન કરે, તોબી તું દરવાજો ઉઘાડતો ના. હું એક યા બે કલાકમાં અતરે પાછો આવીશ અને હું જયાંસુધી આવું તયાંસુધી તું અહીંયાંજ બેસી રહેજે."

મેહેલાશાહે ગજવાંમાંથી એક રૂપયો કહાડી માલીના હાથમાં મેલયો અને પોતે ઝડપથી બાહેર નીકલી પડી એક બગીમાં ચઢી બેઠા.

મેહેલાશાહે પોતાના તબીબને મકાને જઈ કોલાબાની દેવાનશાલાના ડાકટરને ભાંયખલા ખાતેના મકાનમાં બોલાવી મંગાવવાની ફરમાશ કરવા પછી, બજારમાં જઈ આગલનાં જેવુંજ ફરનીચર ખરીદી એ મકાનમાં મોકલાવી દેવાનો મેમનને હુકમ કરયો. એ પછી તેવણ જલદીથી

એ મકાનમાં પોતે પાછા ગયા. ખાણું મંગાવીને ગુસતાદને જમાડયા પછી સઘલું ફરફરનીચર ગોઠવવામાં તેવણ રોકાયા હતા.

આ ફરનીચર જોઈ ગુસતાદ બહુ ખુશી થએલો જણાયો અને મેહેલાશાહ સાથ વધારે સારી રીતે વાતચીત કરવા લાગો. તેના દેખાવ ઉપરથી કોઈબી ધારે નહી કે આ માણુસ ઘેલો છે. ગુસતાદને નીરાંતે બેઠેલો જોઈ મેહેલાશાહે ધીરે સાસતે કહયું "ગુસતાદ, મેં તમારા દીકરા કાવસને લખી વાલયુંછે અને તે આવતી કાલે અહીંયાં આવી પુગે એવી વકી છે. હું ધારૂંછ કે કાવસ સાથે તમો હવે સુજી સમજીને રહેશો."

એકદમ ખીજવાઈ જઈને ગુસતાદ બોલી ઉઠયો "કાંય, એ દુકતાને તમોએ અહીંયાં કાંય બોલાવયો? મને તેની સાથે શું કામ છે? એ કાંઈ મારો દીકરો છે?"

મેહેલાશાહે સમજાવવા માંગયું કે એવો ખોટો ખયાલ મનમાંથી દુર કરવો, કારણ કે કાવસ તેનોજ ખરેખરો હકદાર દીકરો હતો. કસમ ઉપર આ વાત કહી ગુસતાદ ને ખાતરી આપવા જણાવી તેવણ બોલયા કે "ગુસતાદ, તારા દીકરાને હવે તું તારાં જીગરમાં પાછો ચાંપ, કારણકે કોઈબી બાપ પોતાના બેટા તરફ એવો બેદરકાર રહે નહી."

ગુસતાદે ખીજવાત સાથ જણાવયું "પણ મારૂં જીગરજ કયાં બચયું છે? આએજ ઘેરમાં મારૂં જીગર તો ૨૫ વરસની વાત ઉપર લુટાઈ ગયું હતું. મારૂં જીગર એક ઝેરી સાંપ લુટી ગયો હતો. બોલોની, તમોજ બોલોની કે જો મારૂં જીગર હતેતો પેલા બીચારા નીરદોશ છોકરાને મારી નાખવાનું મારૂં દીલ ચાલતે? હવે વધારે મને ના બોલાવો."

વધુ વાતચીત થાય તેટલામાં દીવાનશાલાના તબીબ મેહેલાશાહના ડાકટરની સાથે આવી પુગા. ડાકટર મેનવારીંગ દયાલુ ખવાસના અનુભવી તબીબ હતા અને ઘેલાપણાના

બાબમાં મોટી કુશલતા ધરાવતા હતા. પેહેલાં તો મેહેલાશાહને હલવેથી બહાર બોલાવવામાં આવયા હતા અને ડાક્ટર મેનવાંરીંગે તેવણને મોઢે આ દરદીને લગતું સઘલું વીગતવાર સાંભલી લીધું હતું. ગુસતાદના ઘેલાપણાના ચીનહને લગતી સઘલી વીગતો જાણવા પછી, ડાક્ટર મેનવારીંગે સવાલ કરયો "આ કમનસીબ અસામી જલદીથી હમેશ બહુ ઉશકેરાઈ જાય છે કે?"

"નહી સાહેબ, એ તો જેમ બને તેમ મુગો મંતર પડી રહેવામાંજ હમણાવેર ડાહપણ સમજતો હતો. આજ થોડજ દીવસ થયા એ ઉશકેરાઈ જતો જણાય છે".

ડાક્ટરે એ પછી દરદી આગલ પોતાને લઈ જવાની બાહેશ બતાવી હતી અને મેહેલાશાહ તેવણને અંદરના દીવાનખાનામાં લઈ ગયાં. ડાક્ટરને જોતાંજ કેટલાક ગભરાટ સાથ ગુસતાદ મેહેલાશાહને પુછવા મંડી ગયો "આએ માણસ કોણ? એ શું કાનસટેબલ છે કે? અસતો મેં હમણાજ જણાવયું છે કે મેંજ ખુન કરયું છે અને તેટલાંમાંજ મને બંધીખાને મોકલાવોછો કે?"

મેહેલાશાહે નરમ સાદે જવાબ આપયો "નહી નહી, એ સાહેબ તો મારા મીતર થાય છે અને તારી ખેરઆફીયત મને પુછે છે". તેટલામાં ડાક્ટર મેનવારીંગે મેહેલાશાહનો હાથ દાબવાથી કાંઈ કામને મસે તેવણ ઓરડામાંથી બહાર નીકલી ગયા. ડાક્ટર મેનવારીંગે હસીને પટાવતો હોય તેમ ગુસતાદને જણાવયુ "મારા મીતર મેહેલાશાહ જરા કામે ગયલા હોવાથી, મને સુચના કરી ગયા છે કે તમારી સાથે વાતચીત કરી આપણો બેઉનો વખત સોવરાવવો. શું મજાનો ઓરડો સણગારયો છે. (ઝડપથી ગુસતાદનો હાથ પોતાના હાથમાં લઈ નાડ તપાસીને) તમારી તનદરોસતી તો બહુ સારી લાગે છે, પણ નાડ તો બહુ ઝડપથી ચાલે છે!" કેટલાક ગભરાટ સાથ ગુસતાદ બોલી ઉઠયો "એ

છે શું? કાંઇ સમજ પડતી નથી? હું કાંઇ માદાખી નથી કે વાતચીતનો ભુખાખી નથી, તયારે તમને મારી સાથે વાતચીત કરવા મેહેલાશાહ મુકી શું કામ જાય? બાલોની, તમો છેઓ કોણ! ડાકટર છેઓ કે છુપા વેશમ કાનસટેબલ છો? શું કામ એવાં ફાંફાં મારો છો, સેવોની બંધીખાને લઇ જવો હોય તો લઇ જાવો? એવાં કાવતરાં શું કામ રમોછ?"

આ સઘલો વખત ડાકટરે ગુસતાદની નાડ તપાસવાની ચાલુ રાખી હતી અને ગુસતાદ પોતાનું બોલવું પુરૂ કરીને પોતાના હાથ તબીબના હાથમાંથી છુટાવી લઇ શકયો, તયારે ડાકટરે પોતાના મન સાથ વીચારયું કે "ઘેલો, ખરેખર ઘેલોજ થઇ ગયોછે."

બીજી કેટલીક પરપુછ કરી ગુસતાદના બીજા ચેનચાલા ધયાનમાં લઇ ડાકટર મેનવારીગે તયાંથી રૂખસદ લીધી અને બહાર નીકલતાંજ મેહેલાશાહને એક બીજા ઓરડામાં લઇ જઇ પોતાનો અભીપરાય આપયો. આ અનુભવી તબીબે પુરતી ગંભીરાઇથી મેહેલાશાહને જણાવયું કે "આ પારસી ખરેખર ઘેલો છે, એના મગજ ઉપર કાંઇ મજબુત ખયાલ બેસી ગયો છે, જે ગમે એવા ઉપાયથીબી ફીટનાર નથી અને બુઢો હોવાથી સાજો થવાની આશા લાગતી નથી. બીજાઓની સલામતીને ખાતર એને મજબુત દેખરેખ તલે રાખજો અને જેમ બને તેમ સંભાલ રાખજો કે, ઉશકેરાવા યા ખીજવાવાનું તેને કારણ મલે નહી. હું દવા લખી આપું છું તે એને શાંત રાખવા માટેની છે. એમને એમ કદાચ વરસોબી કાઢે અથવા તો કાંઇ અચબુચ બનાવથી તદન ગાફેલ થઇ જાય, યા તો સુધરીબી જાય."

ગુસતાદને એ મકાનમાંજ જાથુકનો રાખવાની મેહેલાશાહે બનતી દરેક ગોઠવણ કરી. તેવણે ઘરવાલા સાથ નકી કરી એ નાનો બંગલો પાછો ભાડે લીધો, ઘટતું વધુ ફરફરતાચર

તમાં મંગાવી મેલ્યું, કાવસને પુનેથી બોલાવી મંગાવયો. ગુસતાદની બેનને પણ તયાં બાલી રાખી, બંગલાની ચોકી કરવા માટે બે મજબુત બાંધાના પુરબઈયાઓ રાખયા અને નજદીકના એક બુઝરગ ફરંગી તબીબ સાથ વરસાંન બાંધયું, જે તબીબને ડાકટર મેનવારીંગ સાથ ઓલખાણ કરાવી, ગુસતાદની બરદાસત કેમ લેવી તથા શું દવાદારૂ આપવી, તેના હુકમો અપાવયા. ટુંકમાં ગુસતાદને તેનં હાલની હાલતમાં બનતાં સુખ સગવડ સાથ રાખવાની બધવી ગોઠવણુ કરવાને મેહેબાશાહે ખરચની કાંઈબી વાણુ કરી નહી, અને ગુસતાદ પોતાના નવાં મકાનમાં ઠરીઠામ થયો. બાપ અને દીકરા વચેની પેહેલી મુલાકાત કાંઈ સારી નીવડી ન હતી, પણ રફતે રફતે ગુસતાદ પોતાના દીકરાની હાજરીના સોહવાસમાં પડનો થયો અને થોડા વખતમાં તો એક તાબેદાર દીકરાની માફક કાવસના હુકમ પરમાણે ચાલવા લાગો. તે કોઈ કદાચ વાંચયાજ કરતો હતો, નહી તો સાવજની માફક ખુરશી ઉપર પડી રહેતો, પણ કદીબી મારફાડ કરતો ન હતો. તબીબના હુકમથી મેહેબાશાહ જેમ બને તેમ તેનાથી દુર રહેતા હતા, જેથી એ સોબાઈનાના કુટુંબને પણ થોડો વખત તે વીસરી ગયો હતો.

ગુસતાદને તેની આ કમનસીબ હાલતમાં હાલ પડતો મેલી આપણે પીરોજાના મકાન તરફ નજર દોડાવયે. મેહેલાશાહે પેહેલી તકે બરજોરને ગુસતાદની હાલતને જગવી સઘલી વીગતોથી વાકેફ કરયો હતો અને એ ઘેલા આસામીને નાપગામના લતાથી બહુ દુર કરયોછે તથા તે મજબુત દેખરેખ તલે છે, એવી ખાતરી થવાથી પેતાની માનીતી પીરોજાની સલામતીને ખાતર બરજોર પણ હરખાયો હતો.

પીરોજા તેને વારંવાર ખુનીને શોધી કાઢવાને લગતા અગણીત સવાલોથી હેરાન કરતી હતી, પણ તેનો જવાબ એકજ હતો કે "હવે એ બાબદ મેહેબાશાહે માથે લીધી છે,

મં તો એ આમ ઉપરથી હાથ ઉઠાવયો છે, માટે પીરોજા મેહેરબાની કરીને મને એ બાબદ ઉપર વધુ સવાલ કરતા ના.''

પણ પીરોજા બે અને તરણ દીવસે પાછો તે અને તેજ કંટાળો આપતી હતી. આખરે એક દીવસ બરજોરે પુરતી ગંભીરાઇથી મેહેબાશાહને સુચના કરી કે "કાંઇબી કરીને પોતાની દીકરીની આ ઇંતેજારી દુર કરવી, કારણ કે સઘલું જાણવા વગર તેણી જંપીને કદીબી બેસનાર નથી. એ ભરમ ઘણો વખતવેર તેણીથી છુપે રાખવાથી ઉમટો આગલ ચાલતાં તાલો વધારે બીગડશે અને એ બીચારીની દેહ ઉપર કદાચ વધારે ખરાબ અસર થશે."

બેઉ વચ્ચે લંબાણ મસલત ચાલવા પાછી એવો ઠેરાવ થયો કે બરજોરે પોતેજ ઘટતી કુનેહ સાથ, જેમ વાજબી લાગે તેમ એ સઘલો ભરમ પીરોજા આગલ જાહેર કરવો અને પછી તેણીનીજ મુનસફી ઉપર મુકવું કે, પોતાના વહાલા પીતાના બુઢાપામાં તેવણનાં નામને કલંક ન લાગે તેટલા માટે તેણી ખુની ગુનેહગારને ઇનસાફની અદાલતમાં ઘસડાવી હજી સજા કરાવવા માગે છે કે? વલી પીરોજાનીજ મુનસફી ઉપર મેલવું કે એ સઘલો ભરમ પોતાની માતા નાજાં માય આગલ ખુલ્લો કરવો કે નહી.

બરજોરે એ કામ બજાવવાને માથે લીધું હતું અને બીજેજ દીવસે તે પીરોજાને મલી આ સઘલી વાત કરવા તેણીના બંગલામાં ગયો હતો.

પીરોજાએ પોતાના પીતરાઇને ઘટતો આવકાર દઇ ચાનું કપ પોતાને હાથે બનાવી પાવા પછી. પાછી તેની તેજ વાત કહાડી અને બરજોરનેબી એ દીને તો તેવુંજ જોઇતું હતું. તેણી બોલી કે "કેમ બરજોર, મારા બાવાએ જયારે બોલ કરવાનું માથે લીધું છે, તયારે ખુનીને બોલી કાઢયો કે?"

ઠંડે પેટે જવાબ મળયો કે "હા, એમ જણાયછે તો ખરૂં."

પીરોજાએ ઉતેજારી સાથ પુછ્યું "તમારે તો મારા બેહેસતી નવલનું ખુન કોણે કરયું તેનું નામ તમનેબી ખબર હોવું જોઈયે ખરૂં?"

"હા, જે આસામી પોતે ખુન કરવાનો એકરાર કરે છે તેનું બોલવું જો માનયે તો અલબતાં ખુની પકડાયલો ગણાય."

વધારે અધીરી બની પીરોજા ઝડપથી બોલી ઉઠી "ખુનીએ એકરાર કીધોછે! તમારે તો તેને બંધીખાને લઈ ગયાછ કે? પણ કયાં છે નયુસપેપરોમાં તો એ વીશે કાંઈબી મળે નહી?"

ઠંડે પેટેજ બરજોરે જવાબ આપવાનું ચાલુ રાખયું કે "ખુનીએ પોતાને મોઢે એ પાપ કરવાનો એકરાર કરયોછે ખરો, પણ તેને હજી બંધીખાને નાખવામાં આવયો નથી અને ફાંસીબી દેવામાં આવનાર નથી."

બહુ છેડાઈ પડી પીરોજા ઉશકેરાઈને બોલી ઉઠી "વારૂં, તમારે તમનેબી ખુનીની દયા લાગેછે ખરી કે? એક નીરદોશ માણસને રેંહેંસી નાખનાર એક પાપી ખુનીની તમને દયા લાગેછે અને મારા બીચારા તદન નીરદોશ ફરેસતા સમાન ખાવીંદને માટે તો તમને કાંઈબી લાગતું નથી કે? બીચારો ઉગતી કલીની હાલતમાં આવીને ભરજવાનીમાં મરણ પામયો અને તેને મારી નાખનારને તમો બચાવો! વાહ, બાવા તથા જે પીતરાઈને ભાઈસમાન ગણયે, તેઓ તરફથી આવી આશા કોણ રાખે?"

બરજોરે ઘીલાસો આપવા માંગયો "પીરોજા, જરા શાંત રહો અને મારૂં બીરજથી સાંભલો. બેહેસતી નવલનું ખુન કરવાનો બદલો ખુનીનેજ જાણે કુદરતે પુરતો આ

પયોછે. જે આસામીએ નીરદોશ નવજને મારી નાખયો હતો, તે આસામી પોતાનાં એવાં પાપી કામ માટે કોરટની નજરમાં વાજબી રીતે જોખમદાર ગણાય નહી, કારણકે તે તો તદન ઘેલો પુરવાર થયો છે. તે આસામી તમારો ઓળખાણવાલો નીકલયો છે, તમારા બાવાનો પાડોશી જણાયો છે."

અસાધારણ અધીરાઈથી પીરોજા બોલી ઉઠી "કોણ કોણ—બરજોર, ખોદાને ખાતર બોલી દે કે તે કોણ છે?"

બરજોરે ધીમે સાદે જવાબ આપયો "કોઈજ નહી પણ તારા બાવાનું નીમક ખાતો ગુસતાદ છે."

"કોણ ગુસતાદ! ગુસતાદે મારા બેહેસતી ખારશેદને મારી નાખયો! કાંય, કાંય, બેહેસતીએ એનું શું બગાડયું હતું? બીચારા ગાય જેવા નીરદોશ નવજને મારી નાખવા માટે એને શું સબબ મલયો?"

પીરોજા ડુચકે ડુચકે રડવા મંડી ગઈ.

---

## પ્રકરણ ૩૪.

## પીરોજા ઉપર થયલી અસર—ગુસતાદ તથા મેહેરમાયનું મરણ.

મેહેબાશાહની સુચનાથી જયારે બરજોરે અધીરી પીરોજા આગલ ભરમ ખુલો દીધો કે, તેણીના અતી વહાલા બેહેસતી ખારશેદનું ખુન તો ગુસતાદે કરયું હતું, તયારે તે બીચારી તદન દબાઈ જઈ ડુચકે ડુચકે રડવા મંડી ગઈ હતી. રડીને પોતાનું દુઃખી હઈડું કટલુંક ખુલ્લું કરયા પછી તેણી બોલી ઉઠી કે "પોતાને સેહેજબી દુઃખ ન દેનારા, પોતાની સાથ સેહેજબી સંબંધ ન ધરાવનારા બીચારા મારા બેહેસતી ખારશેદ એ પારસીનું શું બીગાડયું કે, જવાનજમાન નવજને તેની પુર ઉમેદો અને હરખના

દીવસોમાંજ એ પારસીએ ફચડી નાંખયો? પાછલા ગોધાએજ જાણે આંખ ફોડી! મારા બેહેનવી ખાવીંદને તો જાણે બસારતજ થઈ હતી અને તેથી પોતાનાં મરણની બે દીવસ આગમજ મારા બાવાનેજ પૈસે ઉધરતા આ હારેમનને માટે પોતાનો ખુલ્લો અણગમો મારી આગળ બતાવ્યો હતો. બરજોર, તું મને કહી શકશે કે, મારા બાવાનુંજ નીમક ખાઈને આ મુંજી પારસીએ મારા બાવાનાજ જમાઈને કાંય મારી નાંખયો હશે? મારા બાવાનીજ એકપુત્રી દીકરીનું સુખ કાય ફચડી નાંખયું?"

બરજોરે બહુ ગંભીરાઈથી ધીમે સાહાદે જણાવયું "સબબ એટલોજ કે એ ખરાબ ખવાસનો માણસ એક ધારેલી ગેરઈનસાફી માટે મનમાંને મનમાંજ જલયા કરતો હતો અને તે ધારેલી ગેરઈનસાફીની ધુંધમાં તેનું મગજ તે વખતથીજ કેટલુંક ખસી ગયું હતું. ખરેખર તારા બાવાનુંજ તે નીમક ખાતો હતો, પણ તે મનમાં એવો કરોધ રાખતો હતો કે, તારા બાવા પોતાની મતલબને ખાતર તેનો નીભાવ કરતા હતા."

"મારા બાવાની મતલબ! વાંસ ફરે તો હાલ્લું નહીં જડે એવા આસામીને મારા બાવાએ રહેવાને બંગલો આપયો, ખાવાપીવાની સગવડ કરી આપી અને તેમાં મારા બાવાની મતલબ શું હોય? શું એનાં મરણ પછી એ ધનધર ધોરીની દોલત પચાવી પાડવાની મારા બાવાની મતલબ કે?"

બરજોરે જણાવયું "નહીં નહીં, તેમ નહીં. ગુસતાદ પોતાનાં મનમાં એવો ખયાલ રાખતો હતો કે તારા બાવા પોતાની જુવાનીમાં તેની બાહોરદાર સાથ સંબંધ રાખતા હતા, જે સંબંધનું પરીણામ તેના બેટા કાવસના જનમમાં ઉતરયું હતું અને એવા વીચારથીજ તે કાવસનેબી ધીકારતો હતો. પણ— "

"બરજોર, તું આ શું બોલે છે?"

બરજોરે કેટલોક વખતવેર વીચાર કરી આખરે જવાબ આપયો "પીરોજા, ઉશકેરાઈ ના જા અને હું કહું તે સઘલું ધીરજથી સાંભલ. તારા બાવાની એક કમનશીબ બેઅદબ બાહેશ સીવાય બીજી સેહેજબી કસુર ન હતી અને નીતીના બાબમાં તો તારા બાવાની સામે એક આડો સખુનબી નીકલી નહીં શકે. પણ એક ખરાબ ભુલને લીધે તેમને આ માહેતમ ખમવું પડયું છે." એ પછી બરજોરે મેહેબાશાહની જવાન જીંદગી, સુનાની કંગાલ હાલત, તેણી તરફ મેહેબાશાહની ઉશકેરાયલી દયા, ગુસતાદના કાલાં કરતુકો, સુનાની મરતી વેલાની બાહેશ તથા તેણીની મરણ વખતે આપેલી કબુલાત પાલવાની મેહેબાશાહની પંતેજારીથી, ગુસતાદ અને તેના બેટા તરફથી તેવણને જે ખોટા ખપાલોથી ખમવું પડયું હતું, તેની સઘલી વીગતો વીસતારીને કહી સંભલાવી.

આ સઘલો ખુલાસો પીરોજાએ ચુપકીદી અખતયાર કરીને સાંભલયો હતો. ખુલાસો સાંભલયા પછી તેણી બહુ વધુ શાંત થયલી જણાઈ અને કેટલોક વખત વીચારમાં પડી. આખરે પોતાનો બાનીંદ યાદ આવી જવાથી તેણી ઉશકેરાઈ જઈ બોલી ઉઠી "પણ એ મુંજી ઘાતકી માસાની હાલ કયાં છે?"

"તારેથી તેમજ તારાં કુટુંબનાં સઘલાં આસામીઓથી તેને બહુ દુર કરવામાં આવયો છે અને એક દીવાનશાલાની માફક તેને બંધબસ મકાનમાં મજબુત દેખરેખ તલે રાખવામાં આવયો છે. ગુસતાદ તદન સાવધ જેવો બની ગયો છે અને હું ધારૂં છું કે તે લાંબા વખત સુધી જીવશે નહી."

ઉશકેરાયલી પીરોજા લાલચોલ ચેહેરા સાથ બોલી ઉઠી "પણ તયારે એ બેમરવત નગુણા ખુનીને તેનાં એવાં પાપી કામ માટે કાંઈબી સજા કરવામાં આવી નહી? ખુનનો બદલો ફાંસી ગણાય છે અને તોપણ આ કરપીણ ખુની

દુનયાની નજરમાં ખુલ્લો ન પડે? ફોજદારી સેશનસમાં પીંજરાંમાં ખુની તરીકે તેને ઉભો કરવામાં ન આવે? ઓ ખોદા! આ શું ઇનસાફ! જે ખુનીએ મારા બાવાના ઘરનું નખોદ વાળયું, જે ખુનીએ મારા બાવાની સઘલી ભલી ઉમેદોને કચડી નાંખી તેમની એકપુરી દિકરીના અનંત વહાલા ખાવીંદને વારોવારના સુખી દીવસેજ બેજાન કરી નાંખયો, તેજ ખુની હજી મારા બાવાનુંજ નીમક ખાય? તે ખુનીની ઘેલી હાલતમાં મારા બાવાનાજ પૈસાથી બરદાસતખી થાય! ઓ ખોદા, તારો આવો ઇનસાફ કે? મારા બેહેસતી નવલનો કોઇ હીમાયતી ન હોવાથી તેના તરફથી શું તમે કોઇબી બાહેર ન પડો? મારા જેવી એક કમનસીબ બીધવાનું સુખ આઠ દીવસમાંજ છીણવી લેનારા આ પાપી શખસને ફાંસીને લાકડે ચઢાવવા માટે તમો કોઇબી મેહેનત ન કરો?"

પીરોજા પોતાના બે હાથો ઉપર માથું નાંખી પાછી ઝારઝાર રડવા મંડી ગઇ. તેણીને પુરતું રડવા દઇ બરજોરે સમજ પાડી "પીરોજા, તારા તરફ અમો દરેકની પુરતી દીલસોજી છે. તારે માટે તારાં માબાપને શું નથી લાગતું? પણ ભસતાંમાં જવાની અણી ઉપર આવેલા એક ઘેલા આસામીને તેના નજદીક આવેલા દીવસની એક બે માસ અગાઉ ફાંસીને લાકડે લટકાવીને તે કીરતારની દરગાહમાં મોકલાવવાથી શું લાભ થનાર હતો? તેમાં આપણો શું કીનો વલવાનો હતો? જે ખોટ ન પુરી શકાય એવું ગોહેર તેં ખોહયું છે, તે શું આ મગજ વગરના બદમાશને ફાંસો નખાવી મારી નાંખવાથી પાછું મલનાર હતું? 'કર અને જો એ સઘલું અહીંયાંને અહીંયાંજ છે' એ કહેવત શું ખરી નથી પડી? આ બદમાશ પોતાના પાપેની સજા અહીંયાંજ ભોગવે છે અને એવી દુઃખી જીંદગીમાંજ રીબીને તેનો બહુ જલદીથી અંત આવશે એવી વકી હોવાથી તેના ઉપર વધુ ઘાતકી થવામાં લાભ શું? વલી પીરોજા,

એક શીયાની દીકરી તરીકે તને બીજા ઘણા વીચારો કરવાના છે. ગુસતાદનું કરપીણ કામ ફક્ત તારા બાવા, હું તથા તુંજ જાણીયે છીયે અને આપણાં કુટુંબનાં ભલાંને ખાતર વધુ જણાની જાણમાં તે ન આવે તેમાં વધુ લાભ. તારી લાગણીને ખાતર કદાચ આપણે આ ગુસતાદને મેહેરબી નવલના ખુની તરીકે પોલીસના હાથમાં આપીયે, તો આવલી કામથીજ આખી દુનયાંમાં પાછી ચકચાર ચાલુ થશે અને દુનયાની જીભલી કેવી કડવી છે તે તો તું જાણે છે કેની? સઘળો ભરમ ખુલ્લો કરવો પડશે. મેહેલાશાહની જીંદગીની એ કમનશીબ બીના બાહેર પાડવી પડશે, જે એમને કેવું મોટું દુઃખ ઉપજાવશે? પીરોજા, તારા બાવાજીએ દુનયામાં પોતાનું નામ કેવું મરતબાવાલું કરયું છે, કોમ તથા પરકોમમાં પોતાની સારી વરતણુંક માટે કેવું માન મેળવે છે, તે વીચાર કર અને પછી તું પોતેજ મને કેહે કે આ પેલા આસામીને ફાંસીને લાકડે ચહાવવાથી તારા બાપનું નામ આખી દુનયાની બત્રીસીએ ચઢી જે કઢંગી હાલતમાં મેલાશે તેથી તુંને, તારાં વહાલાં માતાજીને તથા બીજા લાગતાવલગતાઓને શું સારૂં લાગશે? તું શું એમ ધારે છે કે એવા એક કંગાલ આસામી ઉપર કીનો લીધાથી તુંને વધારે ટાઢક મલશે અને તારા અતી હેતવંતા પીતાના બુઢાપામાં તેવણના નામને ઝાંખ લાગે તેની તુંને દરકાર રેહેશે નહીં?"

"પણ તયારે શું મારા નીરદોશ મેહેરબી ખાવીંદના ખુનીને સજા કરાવવા વગર રેહેવા દેવું?"

બરજોરે સમજાવત વધુ આગળ ચલાવી કે "ખુનીને તેના પાપી કામનો બદલો તો પુરતો મલયો છે અને તે કીરતારની દરગાહમાં હવે પછીબી મલશે. એ આસામી જીવતી હાલતમાંબી ઢોરસમાન જીંદગી કહાડે છે, બલકે તબીબો તો કહે છે કે એનો મોહોતથી જલદી છુટકો થાય

તેમ વધારે સારૂં, તયારે તું તો એ મુજબ એને ફાંસી દેવડાવી, તારા બાપના નામનું નબોદ વધાવી એ ખુનીને તો બાબ કરી અપાવે છે! વલી એક ઘેલા આસામીને કોઇબી અદાબત ફાંસીને બાકડે મોકલે નહીં. કોરટ તો એને દેવાનશાલામાંજ મોકલવાની!"

પીરોજા ઉપર આખરે આવી દલીલોથી મજબુત અસર થઇ. તેણી કેટલીક શાંત પડીને બોલી ઉઠી "નહીં નહીં બરજોર, મારા વહાલા પીતાજીના નામને સેહેજબી કડવા સખુનોમાં હું લાવવા દઇશ નહી. તેવણે મારે ખાતર એટલું બધું તો કરયું છે કે એક તાબેદાર વહાલી દીકરી તરીકે મારા ગમે એવી લાગણીનો ભોગ આપવાને હું તઇયાર છું, પણ મને જે વધારે લાગે છે તે એ કે મારા બીચારા બાવાએ તો કદી આશાબી રાખી ન હશે કે એકબારગી તેવણે એ મુંજી ખુનીને ગેરઇનસાફીબી કરી હોય, તોબી એ પાપી માણસ તેનો કીનો લેવા માટે એક તદન નીરદોશ જવાન આસામીને તેની વહાલી માતા તથા અનંત વહાલી બાયડીના પાસાંમાંથી છીનવી લેશે! એ બદમાશ શુસતાદ, કાંય નહીં મારા બાવા ઉપરનો કીનો તેં મારી મારફતે લીધો? કાંય નહીં તેં મને મારી નાંખી? બીચારાં મેહેરમાએ શું કરયું કે તેવણની એકલી આશાને તેં લુટી લીધી? બેહેસતીએ શું તારૂં બગાડયું કે તે બીચારાને દુનયાંની મોજશોખની મજાહ મેલવતો તેં અટકાવયો? બરજોર, હું જયારે આવા વીચારો કરૂં છું તયારે દીવાની જેવી થઇ જાઉં છું. જો બીચારો મારો બેહેસતી ખાવીંદ મારી ઉપર પયારમાં ન પડી, મારી સાથે પરણયો ન હતે, તો આજે તે કેવો હસતો બોલતો, ખાતોપીતો, દુનયાંના સુખો ચાખતો રહી પોતાની વહાલી ઘરડી માતાની આંખોને કેવી ઠંડક આપતે? તે બીચારો મારી સાથે પરણયો તયારે મરી ગયો કેની?"

પીરોજા પાછી રડી પડી. બરજોરે વળી પાછો મુંગો બેસી રહી તેણીને રડવા દીધી. તેણીનું હઇડું પાછું કેટલુંક ખુલ્લું થવા પછી તેણે વધુ દિલાસો આપયો કે "પીરોજા, શું બનયું હતે અને શું બનતે, તે વીશે વીચાર કરવામાં હવે ફાયદો નથી. જે કીસમતમાં લખયું હોય તે કાંઇ ફીટનાર હતું? તે કીરતારે જે સરજેલું છે, તે સારી નેમથીજ સરજેલું છે, એવા દીલાસો તારા મનમાં રાખી તારા બેહેસતી બાવીંદના રૂહને તારા આંસુઓથી ધુજાવવું જોઇયે નહીં. નવલ બીચારો તારી ઉપર પયાર કરવામાં પોતાનું એકલું સુખ સમજતો હતો અને તે મરણથીબી કાંઇ અસુખી થયલો ગણાય નહીં. નીરદોશ, નીવીમાન, સવચછ જીંદગી ગુજારીને તે કીરતારની જનાબમાં ગયલો હોવાથી તેને તયાં બહુ સુખી સારી જગા મલી હશે, જેથી તારે તો ધીરજ પકડવી જોઇયે છે. બાલ પીરોજા, તારા દુઃખી પીતાજીને હું શું જવાબ દેવું?"

"બરજોર, તું કહે છે તેબી ખરૂં છે. જે કીસમતમાં લખયું હોય તે મીતનાર નથી. બેહેસતી નવલ એક ફરેસતા સમાન જીંદગી ગુજારીને તે કીરતારની જનાબમાં ગયલા હોવાથી, તેવણ તો તયાં સુખીજ હશે, માટે હવે હુંબી એ ચુનોચરા ઉપરથી હાથ ઉઠાવુ છું. મારા બાવાજીને કહેજો કે, તેવણના ભજાં નામને સેહેજબી અલવલ આવે એવું હું ઇચછતી નથી, માટે આ કમનસીબ બાબદ હું મારાં મન સાથેજ છુપી રાખીશ. વળી મને હમણાં યાદ આવે છે કે મારાં વહાલાં માતાજીની લાગણીને ખાતર, તેવણને સેહેજબી દુઃખી ન કરવાને ખાતર, આ બાબદનો સેહેજબી અંસારો તેવણનાં કાન ઉપર પડવો ન જોઇયે. બરજોર, ખોદા ખાતર આ સઘલી બીના માતાજીથી છુપીજ રાખજો. બેહેસતી નવલની વીધવા તરીકેની જેમ મારી ફરજ છે તેમજ મારા બાવાજી તથા માતાજી તરફની ફરજ બજાવવાની છે, તે મને તારી સમજાવતથી આજે બરાબર

યાદ આવયું છે. હું તારો ઉપકાર માનું છું બરજોર, અને બેહેરામજીના મરણથી તે હમણાંવેર તેં મારે માટે જે જે કરયું છે તે હું સદા હેશાન સાથ યાદ રાખીશ. કીસમતમાં જે લખેલું હોય તે મટનાર નથી એ કહેવતે આજે મારી ઉપર વધારે અસર કરી છે, જેથી બેહેરામજીનાં ખુનને લગતી બીના હું જલદીથી વીસરવાની કોશેશ કરીશ. એ વીશે હવે કદી બી હું સેહેજ પ્રસારોબી કરનાર નથી, પણ વહાલા નવજની યાદ તો કદી ભુલનાર નથી. બરજોર, માફ કરજે મને, જો ખાવીંદની યાદમાં હું તને તથા મારા માતપીતાને થોડા વખતબી ઓઠી નીવડી હોઉં તો."

પીરોજાએ જાણે ઉપકાર માનવાની નેમથી બરજોરના હાથમાં પોતાનો હાથ આપી પોતાના છુટા વીચારો મુજબ તેને શેકહેંડ કરી. બરજોરે તે હાથ ઝાલયો, પણ તેને તુરતજ જણાયું કે તે ઠંડોગાર હતો.

પીરોજાની રૂખસદ લઈ પોતાને મકાંને જતાં બરજોરે ગાડીમાં બેસી વીચાર કરયો કે "તેણીના ઠંડાગાર હાથે વધારે સાબેતી આપી છે કે મારી માનીતી પીરોજા મને માત્ર એક મીત્ર સીવાય—એક ભાઈ સીવાય—વધારે ગણતી નથી. જે જીગરમાં પયારનો સેહેજબી કતરો સામા ધણી માટે સમાયલો હોય તો તે જીગર વધારે ગરમ હોવું જોઈયે. મારી જીંદગીની ઉમેદને આજે છેહલી સલામ! પીરોજા કદી કદીબી મારી થવાની નથી, એ હવે મારે ખાત્રીજ રાખવી."

બરજોરે પીરોજા સાથની પોતાની આ મુલાકાતની સઘલી વીગતો—અલબતાં તેણીના ઠંડા હાથ ઉપરથી પોતે કરેલી અટકળ સીવાયની—મેહેલાશાહ આગલ વીગતવાર રજુ કરી હતી અને પોતાની દીકરીની પોતા તરફની આવી સારી વરતણુંક જોઈ મેહેલાશાહ વધારે સંતોશ પામયા હતા. એ કમનસીબ બનાવ જાણે સઘલાંઓએ વીસારી મેલયો

હતો. પીરોજા પોતાના પીતાને વારંવાર એકલી મલી હતી, તોપણ બેઉએ એ બનાવ ઉપર સેહેજબી ઈસારો કરયો ન હતો અને સારાં નસીબે નાજાંમાયના કાન ઉપર તો તે વાત આવીજ ન હતી. બરજોર જયારેબીપીરોજાને મલતો તયારે બીજી ઘણી વાતો થતી, પણ નવલના ખુનની વાત તો હવે તદન વીસરાઈ ગઈ હતી, જયારે અગાઉ તો જયારેબી પીરોજા અને બરજોર વચે મુલાકાત થતી તયારે એના એજ રોદરા નીકલતા હતા.

દીવસો વેહેવા લાગયા, અઠવાડયાંઓના અઠવાડયાંઓ અને મહીનાઓના મહીનાઓ પસાર થવા લાગયા. ગુસતાદ ભાંયખલા ખાતેનાં નાનાં મકાંનમાં ઢોર સમાન ગાફેલ જીંદગી ગુજારતો હતો. એક પાલેલાં જનાવરની માફક હુકમ મુજબ તે ચાલતો અને ખવડાવે તયારેજ તે ખાતો. તેનો દીકરો કાવસ તેની સાથેજ રેહેતો હતો.

કાવસના મગજ ઉપર જે બોજો હતો તે પોતાની માતાનાં નીરદોશપણાંની ખાત્રી મલવાથી દુર થઈ ગયો, જેથી તે જીંદગીમાં વધારે ઉમેદ લેવા લાગયો અને મેહેલાશાહ તરફ બહુ માનની નજરથી જોઈ તેવણનાં હુકમને અનુસરીને પોતાનાં દરેક પગલાં ભરતો. મેહેલાશાહનીજ મેહેનતથી તે એક સારી વગવાલી ઈંગરેજ વેપારી પેહેઢીમાં દાખલ થયો હતો અને થોડા વખતમાં પોતાની ઉલટથી પોતાનું કામકાજ શીખી જઈ પોતાના સીનોરોને એક ઉપયોગી મદદગાર થઈ પડયો, જેથી તેનું ભવીશ બહુ સારૂં આવવાની વકી દેખાતી હતી. તે બરજોરને પોતાનાં જાની મીત્ર તરીકે ગણતો હતો અને તેના ઘરમાં સારો પલોટાઈ ગયો હતો. બરજોરના પીતા મનજીભાઈને આ કાવસની વાતચીતમાં સારો સવાદ મલતો હતો, કારણ કે કાપડને લગતાં કામમાં બજારની રૂખ વગેરેને લગતી કાવસની સલાહ આ બુઢા વેપારીનેબી જાણે ઉપયોગી થઈ પડવા લાગી.

વધારે નવાઈ જેવું જે હતું તે એ કે બરજોરની બેહેનો ગુલાં તથા ખતીને પોતાના ભઇના સઘલા મીત્રોના બાબમાં કાંઈ અને કાંઈ ખાંમીઓ કહડવાની ખંસીયાજ પડેલી હતી, પણ આ બેઉ બેહેનોને કાવસની વીરૂધ તો કાંઈ બોલવાનુંજ ન હતું. ટુંકમાં કાવસ આ બેઉ બેહેનોનો પણ બહુ માનીતો થઇ પડયો હતો અને રવીવારે તો તેઓને કાવસ વગર ચાલતું ન હતું.

એક દીને ખતીને નાસતા ઉપર કાવસની બહુ તારીફ કરતી સાંભલી, બરજોર બહુ હસીને પોતાના પીતાને બોલી ઉઠયો કે "બાવાજી, તમો વારંવાર બેહેનોને શીખામણ આપતા હતા કે વકીલ અથવા બારીસ્ટર અથવા ડાકટરના ભરેલાં ભારી માથાંવાલાં ખાવીંદો તમારી દીકરીઓને અપાવવા કરતાં, તમો વેપાર વણજમાં સારી કુનેહ અને સમજ ધરાવનારા જમાઇઓ વધારે પસંદ કરો છો, કેમ ખરી વાત કેની?"

મનજીભાઈએ જવાબ આપયો "હા, અલબત! એક વેપારી બચ્ચો એવીજ બાહેશ રાખે તો! મારો દીકરો સોરાબ, બચીત મારી પેહેઢીનું નામ વધારશે એવી મને હવે ઉમેદ આવે છે અને જો મને એવાજ સારા જમાઇઓબી મલે, તો મારી કાપડની પેહેઢી વધારે બીજલી હાલતમાં મારી પાછલ મેલી જવાનો હું સંતોશ લઉં ખરો."

પોતાના બંધા લાહેર ભાઇના ટીકાઓનો ભરમ તેની બેહેન ખતી બરાબર સમજી ગઇ હતી. જેથી તેણીનાં મોહોડાં ઉપર કેટલોક રતાસ આવેલો જણાતો હતો. બરજોરે પોતાની રમુજ ચાલુ વધારતાં પોતાની બેહેન તરફજ ટીકી ટીકીને જોઇને જણાવયું "વારૂં તયારે બાવાજી, સંતોશ રાખો કે તમારી એજ બાહેશ થોડુંકમાં પાર પડવાના. કેમ ખતી, તારૂં શું મત?"

ખતી વધારે શરમાઈ ગઇ હતી અને કાંઈ કામ નીકલી આવવાથી નાસતા ઉપરથી ઉઠી પોતાના ઓરડામાં જતી રહી.

મેહેલાશાહની તંનદરોસતી વધારે બગડવા લાગવાથી તબીબોએ તેવણને મજબુત સલાહ આપી કે દરીયાની લાંબી સફરે તેવણે જવું જોઇયે છે, જેથી તેવણને મોટા ફાયદા થશે, કારણકે તેવણના શરીરમાં કાંઇબી દરદ પેવસ થયલું તો તેઓ જોતા નથી. આખરે આ સલાહને અનુસરીને મેહેલાશાહે પોતાના ધણીયાંણી નાજાંમાય સાથે હાંગકાંગવેરની લાંબી દરીયાની સફર કરી આવવાનો ઠેરાવ કરયો અને તે ઠેરાવ મુજબ તેવણ સઘલી ગોઠવણ કરીને મુંબઈથી ઉપડી ગયા હતા.

મેહેલાશાહની એ છ માસની ગેરહાજરીમાં મુંબઇ શેહેરમાંબી સોલાઇનાના કુટુંબના બાબમાં કેટલાક જાણવાજોગ બનાવો બનયા હતા. પીરોજાની સાસુ મેહેરમાય પોતાના લાડકવાયા નબીરા નાના બરજોરને પોતાનો દીકરોજ પાછો આવેલો ગણી, તેને ચાર વરસનો બનાવી સંતોશ સાથ સેહેજ માંદગી ભોગવી, પીરોજાની ઘટતી સારવાર છતાં પોતાની એ વહુ તથા તેના દીકરાને સેંકડો સારી દુવાઓ ગુજારી નીરાંતે મરણ પામયાં. બીચારાં મેહેરમાયને મરવાનો સેહેજબી ડર ન હતો, કારણકે તેવણ સંતોશ લેતાં હતાં કે "મારા બેહેસતી દીકરા નવલની પાસે જઇ મારા વર તથા એ દીકરાને પાસેજ રાખી, મારાં બીજાં વહાલાંઓની સાથે પેલી જયાનમાં સદા સુખી રહીશ."

પોતાની મેહેરબાન માતા સમાન સાસુના મરણથી પીરોજાને બહુ ગમ ઉપજયો હતો, જયારે તેણીનો નાનો દીકરો બરજોર તો બપાઇ વગર કેટલાંક અઠવાડયાંઓવેર બહુ બહુ જુરયો હતો.

મેહેરમાય મરણ પામવા પછી ત્રણ અઠવાડયાં રહી ગુસતાદબી સખત માંદગીનું બીછાણું થોડાક દીવસવેર સેહેવી મરણ પામયો હતો. તેનું મરણ બહુ દયા ઉપજાવવા જોગ રીતે નીવડયું હતું અને છેલ્લા કેટલાક દીવસો તો

બહુ રીબવી હાલતમાં તેણે કાઢયા હતા, એટબાંવેર કે કાવસે ડાક્ટર મેનવારીંગને એક દીને આંખોમાં આંસું બાવીને અરજ કરી કે "બીચારા મારા કમનસીબ બાપની ઉપર જો ખરેખરી દયા કરવી હોય, તો તેવણુનો આવી હાલતમાંથી છુટકો કરવા માટે તમોએ કાંઈ દવા પાવી જોઈયે છે. બાવાજી ઉપર તેજ ખરી દયા કહેવાશે."

પણ તેજ રાતના ગુસતાદે પોતાનો જીવ મોટી તાસવીસ સાથ છોડયો હતો.

---

## પ્રકરણ ૩૫.

## પીરોજાનાં જમશેદ અવાશીયા સાથનાં લગન— બરજોરને બદલો—વારતાની આખેરી.

પીરોજાનાં સાસુ બેહેસતન મેહેરમાયનાં મરણ પછી તેણીને દીલાસો દેવા માટે જમશેદ અવાશીયાને તેણીનાં બંગલામાં બરજોર સાથ આવવાની વધારે જોગવાઈ મલવા લાગી હતી.

બીજી તરફથી ગુસતાદનાં મરણ સાથ પોતાના પતી બેહેસતી નવલના ખુનીને સજાએ પુગાડવાનો મજબુત વીચાર જેમ કુદરતીજ પીરોજા તરફથી વીસરાઈ ગયો, તેમજ એ આગલી જીંદગીબી જેમ દુનયામાં બનતું આવયું છે તેમ રફતે રફતે વીસરાવા લાગી.

મેહેબાશાહ તથા નાજામાય તેમજ બેહેસતી નવલની માનીતી બેહેન ભોલી શીરીને અંતઃકરણથી દુવા ચાહી હતી તે મુજબ, પીરોજાનાં જીગરમાં દુનયાઈ સુખના વીચારોએ પાછું ઘર કરવા માંડયું. દુનયાઈ સુખ અને મોજમજાહનો સવાદ પીરોજાના જીગરમા પાછો પેવશ થવા લાગયો. એ દુનયાઈ સુખ અને મોજમજાહ તરફ પીરોજાને પાછી ખેંચનાર આસામી કોઈજ નહીં, પણ જમશેદ અવાશીયો હતો.

જમશેદ અવાશીયાની દુનયાદારીને લગતી વાતચીતમાં પીરોજાને કાંઈ ઓર મજાહ લાગવા માંડી. એઉના વીચારો તેમજ શોખો પણ નજદીક એકજ સરખા હોય એમ તેઓને જણાયું. જમશેદને ઝાડપાનની વીદયાનો જેમ અચછો શોખ હતો તેમ પીરોજાને પણ હતો. તબીબી વીદયાના જમશેદના મોટા શોખમાં પીરોજાબી ઉલટ લેવા લાગી. ગરીબોને વધુ સુખ સગવડ આપવાનાં જમશેદના બહુ આગલ વધેલા વીચારોમાંબી પીરોજા કાંઈ ઓર ઉલટ લેવા લાગી.

બરજોર આ સઘલું જોતો હતો. તેણે નાજાંમાયના બોલો પાછા યાદ કરયા કે "મારી દીકરી પીરોજા જો પાછી પરણવાને આખરે તઈયાર થશે, તો પોતાની જીંદગી સાથ આગલ અતલગના સંબંધમાં આવેલા કોઈ આસામી સાથ તો પરણશેજ નહી," એવી જે તેવણે અટકલ કરી હતી તે ખરીજ પડે છે, એમ તેની ખાત્રી થઈ.

પણ બરજોર ખરેખરા ઉતમ ખવાશનો પારસી જવાનયો હતો. પીરોજાનું પોતા ઉપર ખરૂં જીગર ન હોય, તો તેણીને તેવું જીગર બનાવવાની ફરજ પાડવાને તે પસંદ કરતો ન હતો. તેણીના ખાવીંદ તરીકે તેણી સાથ અસુખી જીંદગી ગુજારવા તથા તેણીની જીંદગી પણ ખરાં સુખ વગરની બનાવવા કરતાં, તેણી સાથ ભાઈ બેહેન જેવાં મકમ પ્રીતની જીંદગી ગુજારવાને તે વધારે પસંદ કરવા લાગયો. વલી તે સાચો મીત્ર હતો અને તેટલાં માટે પોતાનાં મીત્રના ખરાં ભલામાં તે આડે આવવાને રાજી ન હતો. તેણે જોયું હતું કે જમશેદબી પીરોજા ઉપર અનંત પયારમાં ગીરફતાર થયો હતો, પણ પોતાને ખાતરજ જમશેદથી એ પયાર જાહેર થઈ શકતો ન હતો. બરજોરે વાજબી અનુમાન કરયું હતું કે જમશેદ પોતાનાં જીગરમાં અંતઃકરણથી ઈચછતો હતો કે પીરોજા ઉપરનો પયાર તે પોતાનાં

મનમાંથી તદન કહાડી નાંખે અને તેથીજ એ બીચારાના જીગરમાં મજબુત લડત થતી હતી. બરજોર જોતો હતો કે એ લડતમાં પયારનો દેવ જમશેદના મક્કમ વીચારને પોતા ઉપર ફાવવા દેઈ શકતો ન હતો.

જમશેદ અવાશીયો ખરેખર પીરોજા સાથ પરણવાને મોટી ખાહેશ જીગરમાં રાખતો હતો, પણ એક સાચા મીત્ર તરીકે બરજોરની ભીતરની ખાહેશની તે આડે આવવાને રાજી ન હતો. તે મન મારવાને ઘણુંખી કરતો હતો, પણ મન તેનાં કાબુમાં રહી શકતું ન હતું. આખરે તેણે એવોજ ઠરાવ કરયો કે પીરોજાથી જેમ બને તેમ દુર થઈ જવું અને બરજોર સાથ યા તો કોઈ બીજે ઠેકાંણે તેણીનાં લગન થવા પછીજ તેણીને પાછું મલવું ભેટવું. આ વીચારને અમલમાં લાવવા માટે જમશેદ મુંબઈથી જતો રહયો હતો અને આગલની માફક જુદાં જુદાં શેહેરો અને ગામોમાં વઈદાંને લગતી ઓલા કરવા માટે ભટકતી જીંદગી પાછી ગુજારવા લાગયો.

બીજી તરફથી બરજોરખી પોતાનાં અભયાસમાં મશગુલ થઈ ગયો હતો, અને પરીક્ષા વધારે નજદીક આવવાથી સઘલુંચીત અભયાસમાંજ રોકીને પોતાનાં એકાંત મકાંનમાંથી ફક્ત કોઈ કોઈવાર પોતાનાં કુટુંબને મલવા પોતાનાં પીતાનાં મકાનમાં તેમજ પીરોજાને મલવા ભેટવા તેણીનાં મકાનમાં જતો હતો. વખતના વેહેવા સાથ બરજોર વકીલ થયો અને સારૂં નામ ધરાવતો હોવાથી, તેમજ મેહેલાશાહના લાગવગથી અને પોતાનાં પીતાની બાહોલી ઓલખાણથી તે સારી ઘરાકી મેલવવા લાગયો. સમાલકાઝ કોરટમાં વેપારી યા ધંધાધાપાને લગતા વાંધાના આવતા મુકદમાઓમાં બરજોરે થોડાજ વખતમાં નામ કહાડી, એવા મુકદમાઓની સારી સંખયા પોતા તરફ ખેંચવા માંડી હતી.

ગુસતાદના મરણ પછી આશરે છ માસ રહી મેહેલાશાહ વધારે સારી તંનદરોસતી સાથ ચીન દેશની મુલાકાત લઈ

પાછા ફરયા હતા અને પોતાનાં મગજમાંથી ગુસતાદને લગતો મોટો બોજો દુર થયેલો હોવાથી, તેવણ પોતાનાં વાહાલાં મોહોરદાર તથા દીકરી અને તેણીનાં બાલક સાથ વધારે સુખી જીંદગી ગુજારવા લાગયા. તેવણ પોતાનાં મોહોરદાર નાજાંમાય આગલ વારંવાર ખાહેશ બતાવતા હતા કે "નાજાં, ચીન દેશની મુલાકાત પછી મુસાફરી કરવાનો શોખ મને વધારે લાગે છે. દુનયાંમાં દોલત કામની શું, અગરજો ફરી હરીને તેનો લાભ આપણે લઈયે નહી તો. જો આપણી વાહાલી પીરોજા પાછી પરણીને સુખી થાય તો તેણીને એવાં સુખમાં જોઈ, નાના બરજોરને આપણો દીકરો કરી લઈ આપણી સાથે લઈ ઈંગલંડની મુલાકાત લઈ આવયે અને એ દીકરા "બોઝી" ને ઈંગલંડમાંજ કેલવણી લેવા માટે મેલી આવયે. કેમ નાજાં, તારો શું વીચાર?"

સદાના તાબેદાર નાજાંમાયે પોતાનાં ખાવીંદને ઓવરણાં લઈ જવાબ આપયો કે "મરૂં રે મરૂં, મારો વલી શું વીચાર? તમે કહયું તે મારે મનસે ખોદાએ કહયું! અખઈ રહી પીરોજા પાછી પરણેકેની તો ખરેખર આપણી ઉપરની એ પાહડ જેવી મોટી ચીંતા દુર થઈ જાય. જીભરૂં, મેહેબાશાહજી તમુંને તે, એ દહાડો નજદીક આવે એમ કાંઈ લાગે છ ખરૂં. મને તે દીવસે બરજોર અલકશે કહી ગયો છે કે, પીરોજા જમશેદ અવાશીયા સાથ પરણવાની ભીંતરમાંથી બહુ ખાહેશ રાખે છે, એમ તેને જણાય છે. વલી બરજોર મને વધુબી કહી ગયો છે કે જમશેદનીબી એવીજ ભીતરની ખાહેશ જણાય છે, પણ એ વીચાર વીસરી જવા માટે તે મુંબઈ છોડીને બાહેરનો બાહેર ભટકયા કરે છે."

મેહેબાશાહે હરખાઈને જવાબ આપયો "નાજાં, ખોદા કરે ને એ દહાડો આવે અને ખરેજ મોતીના ચોક તે વખતે આપણાં ઉંબર ઉપર પુરાવવા જોઈશે. મારી

ખાત્રી થઈ છે કે જમશેદ એક બહુ કાબેલ તબીબ છે અને બરજોરની માફક દુનયાંમાં પોતાનાં ધંધામાં બહુ મોટું નામ કહાડી પોતાની મોહોરદારને મગરૂર બનાવશે ખરો. ખોદા કરે ને આપણી દીકરી એવીજ પાછી સુખી થાય."

બેહેસતી નવલના મરણને આશરે ૩ાા વરસ વીતાં પછી દીવાલીને ટાંકણે કોરટનું વેકેશન હોવાથી, બરજોર પોતાનાં કુટુંબ સાથ એ દીવસો આશાપસમાં ગુજારવા ઉપ્રાંત પીરોજાની પણ દરરોજ મુલાકાતે જતો હતો.

દીવાલીને દીને પાછલા પોહોરના પીરોજાનાં મકાંનમાં જઈ પુગતાં, તેણે પોતાની એ માનીતી પીત્રાઈને પોતાનાં દીકરાને ફરવા મોકલવા માટે, એસકી ફાંકડો બનાવવામાં રોકાયલી જોઈ. બુચ્યાને એક નવો મખમલનો દગલો પેહેરાવતાં પીરોજા બોલી ઉઠી, "આવા તેહેવારો તો બચાંનાજ જો! એવા દીવસોએ બચાંઓને ખુશી જોઈ આપણે ખુશી થઈયે, તેજ આપણી દીવાલી!"

આ સખુનો પુરા થતાંજ પોતાના દીકરાને જોસમાં કોટી કરી તેણી બોલી ઉઠી "બરજોર, તારો જાની મીત્ર જમશેદ અવાશીયા જો આજે અહીંયાં હતે, તો બચાંઓ તરફના પોતાના મોટા ભાવને લીધે મારા બુચ્યાને આવા એસકી કપડાંમાં હરખાયલો જોઈ પોતેબી બહુ હરખાયા વગર રહેતે નહી. પણ કાંય, એ જમશેદ કાંઈ હવે અહીંયાં જણાતો નથી?"

"જડીબુટીની દવાઓના ગુણો અને ખાશયતો ખોલી કહાડવાનો એ મારા મીત્રનો અભખરો વધતો જાય છે, જેથી છેહલા ખબર મુજબ એ જમશેદ હમણાં સતારાની નજદીક વાઈ નામના ગામમાં કોઈ ગોસાંઈ પાસેથી કેટલીક જડીબુટીઓ મેલવવા માટે ગયો છે."

પીરોજા બોલી ઉઠી "અરે એ તો હમેંશનું, પણ આવા તેહેવારના દીવસોએબી પોતાનાં દોસઆશનાવો સાથે દીવાલીની મજાહ ભોગવવા મુંબઈ નહી આવે કે?"

"તે હું શું જાણું?" કરી બરજોરે જવાબ આપયો, પણ તે બારે કાલ જોતો હતો કે એવા જવાબથી પીરોજાના ચેહેરા ઉપર કેવી અસર થાય છે. તેણી તો પોતાના બુચાના દબલાના બટન ભેરવવામાંજ જાણે રોકાયલી હતી અને એ બટનો સાથ કેટલોક નકામો વખત કહડવા પછી, તેણીએ જાણે બેદરકારીનું ડોળ ઘાલી સવાલ કરયો "પણ બરજોર, એ જમશેદ અવાશીયા બાહેરગામ કાંય ભટકતો ફરે છે? હવે મુંબઈમાંજ કાંય નહી ઠરીઠામ થતો?"

બરજોરે ઠંડે પેટ જવાબ આપયો "તેનું કારણ મેં કાંઈ પુછયું નથી, જો કે હું પોતે તેની અટકલ કરી શકું છું ખરો."

દેખઈતી ઈંતેજારીથી પીરોજાએ સવાલ કરયો "વારૂં શું અટકલ?"

"અટકલ તો એટલીજ કે મારી કાંની મારો મીત્ર જમશેદજી પયારમાં ચકચુર થયલો મને જણાય છે. આજ કેટલાક માસ થયા હું તેનાંમાં અજબ જેવો ફેરફાર થયલો જોઉં છુ. અગાઉ તો પોતાને લગતી સઘલી ખાનગી વાતોબી મારી આગલ તે કરતો હતો, પણ હાલ તેના દેખાવના આવા અચબુચ ફેરફાર માટે મેં તેને ઘણાંબી સવાલો કરી જોયા છે, તો પણ મને તે ઉડાવતો જણાય છે."

હશવાનું ડોળ ઘાલી પીરોજા બોલી ઉઠી "તયારે તો હું તમો બેઉ માત્રાની બહુ દયા ખાઉં છું."

બરજોરે પોતાનો ઉભરો કહાડી દીધો કે "પીરોજા, દયા ખાવામાંજ વલયું શું? જયારથી "પયાર" બોલનો અરથ હું શીખયો છું, તયારથીજ હું જાણે તારી ઉપર પયારમાં પડયો છું અને ગમે એવી નીરાશીઓ મલવા છતાં મેં મારો પયાર મકમ રાખયો છે. તોપણ તું બેહેમતી સાથે પરણી તયારે મેં કદીબી સેહેજબી આડો વીચાર કરયો ન

હતો. તયારેબી તારાં ભલાં માટેજ કાળજી રાખી મારો તે મકમ પયાર આજ વેર જાળવી રાખયો હતો. હું મરીશ તયાં વેર એજ પયાર મારાં જીગરમાં જળવાઇ રહેશે, પણ હું જાણું છું કે મારો એ પયાર આશા આપનારો નથી."

પીરોજાએ શરમાઇ જઇને પોતાનાં દીકરાને બુટ પેહેડાવતાં પેહેડાવતાં જણાવયું "પયારા ભાઇ બરજોર, હું તારી તરફ કેવાં માટાં માનની નજરથી જોઉં છું, હું તારી તરફ કેવી પ્રીત ધરાઉં છું, તે જો તું જાણતો હોય તો, હું ધારૂં છું કે બેહેન સમાનનો પયાર તું સવીકારયા વગર રહે નહી. જો આપણે કાકા કાકાનાં હતે નહી તો કદાચ મામલો ફેરવાયોબી હતે, પણ બાળવયથીજ આપણે એક બીજાને ભાઇ બેહેનની માફક ચહાતાં હોવાથી મને તુંને મારા ભાઇ તરીકેજ ચાહાવા ગમે છે."

તદન નીરાશ થઇને તોપણ ધીરજ રાખીને બરજોર બોલયો "હા પીરોજા, પયાર પયારમાંબી ફરક હોય છે. તું મને ભાઇ તરીકેના પયારથી ચાહે છે, જયારે જમશેદ અવાશીયાને બીજાજ પયારથી ચાહે છે. (પીરોજાને ચોંકેલી જોઇ) માફ કરજે પીરોજા કાંઇ મનમાં લાવતી ના, પણ આટલી બધી વાતો થઇ છે તયારે આજે સઘલું ખુલ્લું કરી દેવું જોઇયે. જમશેદ અવાશીયો જયારેબી અહીંયાં હાજર રહે તો તયારે મેં જોયું છે કે તારા ચેહેરામાં કાંઇ અજબ ફેરફાર થતો હતો. મેં જોયું હતું કે જીંદગી તયારે તુંને વધારે ઉમટમંદ લાગતી હતી. ટુંકમાં મેં જોયું હતું કે જે બાબદમા હું હારયો હતો, તેજ બાબદમાં જમશેદ અવાશીયાએ માંગવા વગર મોટી ફતેહ મેળવી હતી."

પીરોજા બહુ શરમાઇ જઇને લથડતી બોલી ઉઠી "બરજોર, તુંને આટલું બધું બોલવાનો, હું ધારૂં છું કે, હક નથી."

"હા, પીરોજા, કદાચ તારા બાબમાં મને એવો હક ન હોય, પણ જમશેદ તરફની મારી ઇશટ મીત્રાચારીને ખાતર મને તેની તરફથી તો બોલવાનો હક છેજ. તેટલાંજ માટે પીરોજા હું તુંને જણાવવા માગું છું કે, જો તું મારા એ માનીતા મીત્રને અટકાવવાની કાંઇ ગોઠવણ નહી કરશે, તો આવતા નવેંમબર માસની શરૂઆતમાં તો તે એપોલો બંદર ઉપરથી યુરોપ જવા માટે ઉપડીબી જશે."

પીરોજા ઉપર આ સખુનોથી વધારે અસર થઇ, તેણીએ પોતાનાં હાથમાંનું કામ છોડી દીધું અને હવે બરજોર તરફ ખુલ્લી નજર કરી ઇંતેજારીથી પુછ્યું "કાંય યુરોપ કાંય જાય છે?"

"ઇંગલંડ તથા કોનટીનંટનાં જુદાં જુદાં શેહેરોગાં વધુ તબીબી અભયાસ કરી આશરે ૪ વરસનો અનુભવ મેલવવા માટે. ડાક્ટર થવા પછીબી એમ ૪ વરસ નકામા કહાડી નાંખવાનો કાંઇબી સબબ હું ઇસટ મીત્ર હોવા છતાંબી જમશેદ મને આપયો નથી, પણ પોતાનાં માબાપ તથા મારા જેવા મીત્રને છોડી જવાનો એકલો સબબ હું ધારૂં છું કે—કે—તું છે."

"બરજોર!"

"હા, હું ધારૂ છું તેમ પીરોજા તુંજ છે. જમશેદ તારી ઉપર પયારમાં બહુ અકચુર થયો છે, પણ હુંબી એજ પયાર માટે ઉમેદવાર છું, એવું ધારી તારા હાથની માંગણી કરવાને તે અચકે છે અને તારેથી દુર થઇ જવા માટે પોતાની માનીતી માશુક વીદયા દેવીની વધુ પુંજામાં દીલાસો લેવા માટે ૪ વરસ દુર થવા માંગે છે, કે તું પાછી પરણી ઠેકાંણે પડવા પછીજ તે નીરાંતે મુંબઇ આવે."

ચેહેરા ઉપર દેખાઇતા રતાસ સાથ પીરોજા બોલી ઉઠી "૪ વરસ! ખરેખર એ તો બહુ લાંબી મુદત ગણાય!"

બરજોરે જવાબ આપયો "હા, લાંબી મુદત તો છેજ, પણ તું કહે તો એને મુંબઈ છોડી જવા હું ના કહું ?"

"હા, હા, મેહેરબાની કરીને એમજ કરો."

બરજોરે આગળ ચલાવયું કે "પણ મારો સખુન તે માનનાર નથી, સીવાય—સીવા—"

પીરોજા અધીરાઈથી બોલી ઉઠી "પણ શું સીવાય ?"

બરજોરે જવાબ આપયો "સીવાય તું મને કહેવાની પરવાનગી આપે કે, તું પોતે જમશેદને અરજ કરે છે કે તારે ખાતર તેણે મુંબઈ છોડી જવું નહીં."

પીરોજાએ વધારે શરમાઈ જઈ પોતાનાં દીકરાને બોકીઓ લેવાને મસે પોતાનું મોઢું ઢાંકીને જણાવયું "તમારે ગમે તે કહો, પણ જમશેદને તો એમ પરદેશ ખાતે વાસો કરવા જતો અટકાવો."

"તમારે હું કહું કે તેનાં મનની મુરાદ તું પાર પાડવાને ખુશી છે? હું કહું કે પીરોજા, મીસીસ જમશેદ તરીકે ફેરવાઈ જવાને તઈયાર છે ?"

પીરોજાએ વધુ શરમાઈ જઈને જવાબ આપયો "જા બા, તમે તો મારૂં પાકવોચ! જાવો, તમારે ગમે તે કહેજો."

એવુંજ સેવટ આવયું. બે ત્રણ માસમાં મેહેલાશાહ તથા નાજાંમાયના મોટા હરખ વચે તેઓની એકપુરી દીકરી પીરોજા ડાકટર જમશેદ અવાશીયા સાથે કાલા બંગલામાં પરણી ગઈ. તેણીએ બરજોરને ઘણો આગ્રહ કરયો હતો કે તેણી તરફથી લગનની થાલી તેણે ધરવી, પણ બરજોરે સાફ ના પાડી, પોતાનાં મીત્ર જમશેદ અવાશીયા તરફથી થાલી ધરી તેના "વકીલ" તરીકે કામ બજાવયું હતું.

આ અગતનાં બનાવ સાથ આપણી વારતાની આખેરી આવવી જોઈયે. પણ એ વારતામાં ભાગ બજાવનારા બીજા આસામીઓનું શું બનયું, તેને લગતીબી વાંચનારની ઈંતેજારી નરમ પાડવાની જરૂર છે.

વાંચનારનો માનીતો બરજોર એક બહુ ફતેહમંદ વકીલ થતાંજ મેહેરવાની સોરાબજી સુકલયાના વીધવા આસીબાઈએ, પોતનાં બાળકના ખતપતરોને લગતી કાંઈ સલાહ લેવા માટે કેટલીકવાર પોતાને ઘેર બોલાવવાથી તેવણની નાની બેટી મનીજેહના પયારમાં ગીરફતાર થઈ ગયો. વાંચનાર આસીબાઈને ભુલી ગયા ન હશે. બરજોરનો ભાઈ સોરાબ આ આસીબાઈની વડી દીકરી તેહેમીના સાથ પરણતાં કેવા વીઘનમાં પડયો હતો અને ઉછાછલી તેહેમીના કેવા ફેજે પુગી હતી, તે વાંચનારને યાદ હશે.

મનીજેહ બહુ સદગુણી હતી, અને પોતાનાં સદગુણો મુજબજ થોડા વખતમાં બરજોર જેવો સદગુણી ખાવીંદજ પામી. નાજાંમાયે મનજીભાઈને સમજાવીને એ કાજ નકી કરાવયું હતું અને બરજોરની સાથ મનીજેહને અદરાવવાના રૂપયા પેહેડાવવા જતાં તેવણે પોતાનો હરખ જાહેર કરયો હતો કે "દીકરા બરજોર, મેં વારંવાર જીભરાયા મેહેલાશાહને જણાવયું હતું કે અમારે તયાં જો દીકરો હતે તો તેને મનીજેહ જેવી બાયડી અપાવતે." તેમજ બરજોર અને મનીજેહનાં લગન બહુ સુખી નીવડયાં અને એક દીવસે પીરોજાને હસીને તેણે જણાવયું કે "મીસીસ અવારીયા, સારૂ થયું કે તેં મને નામંજુર કરયો, કે જેથી મારી વાહાલી મનીજેહ કેડે પરણવા હું પામયો." બરજોરને પોતાનાં લગનને દીને મેહેલાશાહ તરફથી પરોઢયામાં એક ચીઠી મલી હતી. આ ચીઠીમાં લખેલું હતું કે "મારા માનીતા બરજોરને કાકા મેહેલાશાહ તરફથી લગનની નીરજીવ યાદગારી" અને તે સાથ રૂપયા ૧૦૦૦૦ ની રકમનો એક "ચેક" હતો.

તેના ભાઈ સોરાબને પરણવાનો સવાદ એક વખતે મલી ચુકેલો હોવાથી, બુઢા મનજીભાઈની ગમ એવી બાહેશ

હોવા છતાં, તે પરણવાને નાજ પાડતો હતો. આ પણ વારતાની આખેરી આવી તયાંવેર સોરાબ હજી કુંવારોજ છે.

મરનાર ગુસતાદનો બેટો કાવસ પોતાની મરજી માફક બરજોરની વડી બેહેન ગુલાં સાથ પરણી સારા સુખવાસમાં દીવસ ગુજારે છે. કાવસ એક મોટી વેપારી પેહેઢીમાં સેલસમેન ઉપરથી વધી ભાગયો થયો છે અને મુંબઈમાં થતા કોઈબી જલસામાં કાવસની હાજરી બહુ જરૂરની માલમ પડે છે, કારણકે તેના વગરના જલસા તમાશગીરોનું પુરતું એંત્યાણ કરી શકતા નથી.

મનજીભાઈની નાની બેટી ખરશીબી પરણીને ઘરબારવાલી થઈ છે. આમીબાઈના દીકરા જમશેદ ઘોડા વગેરેનો શોખ મેલી દઈ, પોતાનાં મીત્ર સોરાબ સોબાઈનાની મેહેનતથી વેપારમાં ચીત લગાડયું છે અને એ પૈસે સુખી થઈ ખરશીના હાથ માટે માંગણી કરી હતી, જે મનજીભાઈએ સવીકારી હતી. જમશેદ સુકલયાએ પરણવાની આગલે દીવસે પોતાનાં મીત્ર સોરાબને હસીને જણાવયું હતું કે "સોરાબ, તું મારો બનેવી થાય, તે અગાઉ તો હું પોતેજ તારો બનેવી થવાનું મોટું માન ધરાવું છું."

પીરોજા પાછી પરણી સુખી થવા પછી, થોડાક માસ વીતા બાદ તેણીનાં દીકરાને લઈને મેહેલાશાહ ઈંગલંડ ગયા હતા, જયારે કાલો બંગલો જમશેદ અને પીરોજાને વાપડવા આપયો હતો. આ બંગલામાં સગાંવહાલાઓ તથા દોસત આસનાઓના ખુસબખતીભરયા એખલાશ વધારનારા મેલાવડાઓ વારંવાર ડાકટર જમશેદ અવાશીયા અને તેની મોહોરદાર પીરોજા કરે છે, જે મેલાવડાઓમાં બરજોર અને મીસીસ બરજોર અલબતાં આગેવાન ભાગ લે છે.

---

સમાપ્ત.

---